

સ્વ–સન્મિત્ર શ્રી કર્પૂરવિજયજી મહારાજ.

જન્મ સં. ૧૯૨૫. દીક્ષા સં. ૧૯૪૭ વૈશાક, શુદ ૬.

સ્વર્ગગમન સં. ૧૯૯૩ ના આસો, વદ ૮.

# બે બોલ

प्रियप्राया वृत्तिर्विनयमधुरो वाचि नियमः।
प्रकृत्या कल्याणी मतिरनवगीतः परिचयः॥
पुरो वा पश्चाद्वा तदिदमविपर्यासितरसम्।
रहस्यं साधूनामनुपधिविशुद्धं विजयते॥*

—સુભાષિત.

શ્રીમદ્ ઉમાસ્વાતિ વાચકે તત્ત્વાર્થસૂત્રની સ્વોપજ્ઞ કારિકામાં "**भावितभावो भवेष्वनेकेषु**"—એ વાકયથી સૂચવ્યું છે કે શ્રી મહાવીર પરમાત્માએ અનેક જન્મોમાં શુભ સંસ્કારોની વૃદ્ધિ કર્યા પછી તીર્થંકરપણું પ્રાપ્ત કર્યું હતું—એ દૃષ્ટિબિંદુથી સ્વ૦ શ્રી કર્પૂરવિજયજી મહારાજનું સંયમી જીવન પૂર્વજન્મોની તૈયારીરૂપે ગણી શકાય. ગીતામાં પણ જેને જન્મયોગી (Born-ascetic) કહે છે તેવા તે હતા—એમ તેમના સંયમને લગતા પ્રસંગો સિદ્ધ કરે છે. સંયમની શરૂઆત કેવી રીતે થઇ તેમ જ ઉચ્ચ આત્મબળથી સાંસારિક મુશ્કેલીઓનો સામનો કરી સંયમ કેવી રીતે સ્વીકાર્યો એ એમના જીવન ઉપરથી સિદ્ધ થાય છે. સ્વ૦ શ્રી કર્પૂરવિજયજી મહારાજને સ્મરણાંજલિ એટલે ચારિત્રાચાર, તપશ્ચર્યા, આધ્યાત્મિકતા અને સૌમ્યતાનું પૂજન ગણી શકાય.

સ્વ૦ શ્રી કર્પૂરવિજયજીએ મોટે ભાગે પાછળથી પોતાનું જીવન શ્રી

---

* જેમનું વર્તન સ્નેહયુક્ત છે, વિનયરૂપ મધુરતાયુક્ત જેમનો વચનસંયમ છે, સ્વાભાવિક રીતે જેમની બુદ્ધિ શુભ સંકલ્પને વહન કરનારી છે, જેમનો સમાગમ પ્રશસ્ય છે, તેમ જ આદિ અને અંત–ઉભય પરિસ્થિતિમાં એક જ સરખો જેમનો જીવનરસ છે–સાધુજનોનું આવું સરલ, નિર્મળ અને નિરુપાધિક જીવનરહસ્ય જયવંત વર્તે છે."

સિદ્ધગિરિની પવિત્ર છાયામાં વીતાવ્યું છે. એમની સાથેના થોડાઘણા પરિચયમાં આવવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયું હતું. એ યોગિવર સાથેનો મારો પ્રથમ પરિચય શ્રી સિદ્ધક્ષેત્રમાં જૈન કૉન્ફરન્સ શરૂ કરવા માટેના પ્રચારકાર્ય માટે શ્રી મોતીસુખીઆની ધર્મશાળામાં શ્રી ઢઢ્ઢાજીના પ્રયાસથી મિટિંગ ભરાણી હતી ત્યારે તેમણે આપેલા ભાષણદ્વારા થયો હતો. આ હકીકત સં. ૧૯૫૭ લગભગની છે. ત્યારપછી સં. ૧૯૫૮ માં ફલોધી તીર્થમાં અને સં. ૧૯૫૯ માં મુંબઇમાં કૉન્ફરન્સની શરૂઆત થઇ હતી. પાલીતાણામાં ઊભા થઇને ભાષણ આપતાં એમના મેટ્રિક સુધીના અભ્યાસની, આધ્યાત્મિક જીવનની અને જૈનસમાજના ઉદ્ધારની તમન્નાની સચોટ છાપ ત્યાં આવેલા તમામ શ્રોતાઓને જણાઇ હતી. ત્યારપછી તેમનો સવિશેષ પરિચય સં. ૧૯૭૦ માં થયો હતો. અમારે અમારા સ્વ૦ પિતાશ્રીના સંકલ્પને અનુસરીને શ્રી સિદ્ધગિરિજી તરફ છ 'રી' પાળતો સંઘ શ્રી ભાવનગરથી કાઢવાનો હતો, તે પ્રસંગે હું તથા ભાઇ શ્રી વલ્લભદાસભાઇ, એઓશ્રીને એમના આધિપત્ય નીચે સંઘપ્રયાણ માટે વિનંતિ કરવા ગયેલા. જો કે તેઓશ્રીએ આવી નહિં શકવાનાં સંગીન કારણો દર્શાવેલાં હતાં; પરંતુ લગભગ આઢી કલાકની વાતચીતમાં એમની દલીલશક્તિ અને અગાધ વિદ્વત્તાની મને ઝાંખી થઇ હતી અને એ રીતે એમના તરફ મારું આકર્ષણ વધ્યું. પછી તો મારે પન્નાલાલ બાબુની ધર્મશાળામાં અવારનવાર હવાફેર નિમિત્તે રહેવાનો પ્રસંગ પ્રાપ્ત થયો ત્યારે એમનો સત્સંગ–પરિચય વધ્યો અને એમના તરફની અનુભવની પ્રસાદી પણ સ્થળ અને કાળની મર્યાદાથી મળતી રહી. એ પ્રસંગોમાં એમનો ઉપકારદૃષ્ટિવાળો પ્રશસ્ત પ્રેમ મારા ઉપર હતો એમ જણાઇ આવતું હતું.

ભાવનગરમાં સં. ૧૯૮૮ લગભગમાં ચાતુર્માસ હતા ત્યારે દાદાવાડીમાં તેઓશ્રી ચાતુર્માસ રહ્યા હતા. તે પ્રસંગે હું, વડીલ શ્રી કુંવરજીભાઇ, મા૦ સા૦ મોતીચંદભાઇ અને ન્યા૦ શ્રી૦ જીવરાજભાઇ, શ્રી હરિભદ્રસૂરિકૃત યોગબિંદુ સટીક ગ્રંથ એમની પાસે વાંચતા હતા ત્યારે કેવી સૌમ્યતાથી વંચાવીને અમને અર્થ–રહસ્ય આપતા હતા

અને ખાસ કરીને તે ગ્રંથમાં[1] શ્રી **તીર્થંકર,** ગણધર અને સામાન્ય કેવલી પૂર્વજન્મમાં કઇ કઇ સેવાઓના આચરણથી તે તે રૂપે પ્રગતિમાન થાય છે તે બાબતમાં શ્લોક ૨૮૮-૮૯-૯૦ ના અર્થનું એવી સુંદર રીતે નિરાકરણ કરી આપ્યું કે તે અત્યારે યાદ આવતાં આત્મા પ્રશસ્ત આનંદ અનુભવે છે. એમના શિષ્ય શ્રી **લલિતવિજયજીનો** શીઘ્રકવિ તરીકેનો અનુભવ પણ તે વખતે **ભાવનગરમાં** જ થયો હતો.

ભરપૂર વહેતી નદીઓનાં પ્રવાહો જેમ નહેરમાં વહેંચાઇ જઇ ગામો અને ખેતરોને પ્રફુલ્લિત તેમ જ રસભરિત બનાવે છે તેમ શ્રી કર્પૂરવિજયજી મહારાજની શક્તિનું વહેણ તીર્થયાત્રામાં, સાહિત્યસમૃદ્ધિમાં, " **गुरोस्तु मौनं व्याख्यानं शिष्यास्तु छिन्नसंशयाः** "—એ સુભાષિત અનુસાર અલ્પ પ્રમાણમાં અપાતી અર્થગંભીર નિર્મળ ઉપદેશવાણીમાં, તપશ્ચર્યામાં અને ચરણકરણાનુયોગના કડક નિયમપાલનમાં ધીમું ધીમું વહન થયેલું છે. મનુષ્યની બુદ્ધિ અને ચારિત્રનું તેજ જેમ તેની આંખમાં ચમકી ઊઠે છે તેમ શ્રી કર્પૂરવિજયજીના અભ્યાસ, સતત ઉદ્યમપરાયણતા અને પ્રતિભાના ચમકારો એમના લેખોમાં જોઇ શકાય છે. પાછળથી સ્મૃતિ અલ્પ થવાના સંજોગો પ્રાપ્ત થયા હોવાને અંગે એમણે લેખોમાં ઘણી ઘણી રીતે સંગ્રહો બહાર પાડેલા છે, પરંતુ એમનું સતત લેખનશૈલિનું જીવનકાર્ય અંતપર્યંત ચાલુ જ રહ્યું હતું એ નિર્વિવાદ છે. સર્વધર્મસમન્વય-" સકલનયવાદ વ્યાપી રહ્યો."—એ શ્રીમદ્ **આનંદઘનજીના** સ્તવનમાંનું વાક્ય-એમનું મુખ્ય દૃષ્ટિબિંદુ હતું. જૈન અને જૈનેતર શાસ્ત્રોનો એમનો ગંભીર અભ્યાસ, બન્નેની તુલના દ્વારા ( Comparative study ) તારવેલા નિશ્ચય અને વ્યવહારયુક્ત

---

૧. પૂર્વજન્મમાં સમસ્ત જગતના જીવોનું કલ્યાણ ઈચ્છી તેને સક્રિય અમલમાં મૂકનાર-**તીર્થંકરપણું**, સ્વજન, જ્ઞાતિ અને દેશનું કલ્યાણ ઇચ્છી સક્રિય અમલમાં મૂકનાર-**ગણધરપણું**, અને વૈરાગ્યાદિથી આત્માર્થમાં પ્રવૃત્ત થયેલ વ્યક્તિ સામાન્ય **કેવલીપણું** પ્રાપ્ત કરે છે-આ ત્રણે શ્લોકોનો ભાવાર્થ છે.

નિર્ણયો અને યુક્તિ તેમ જ બુદ્ધિની ઊની આંચમાંથી સત્યને બહાર લાવવાની એમની સંશોધનવૃત્તિ–અવિરત પ્રયત્નવાળી–પ્રથમથી જ હતી.

એમનામાં આકર્ષક તત્ત્વ એ હતું કે તેઓ પોતાની પાસે પ્રત્યેક આવનારને 'મહાનુભાવ'ના સંબોધનવડે બોલાવતા, અને એ રીતે એમની વિનયશીલ આધ્યાત્મિકતા દીપી ઊઠતી. એમના પરિચયમાં આવનાર નાની યા મોટી વ્યક્તિઓ એમની સાથેના ટૂંકા વાર્તાલાપમાં મીઠા અને સુખદ ધાર્મિક સ્મરણો લઇ જતી. જ્યારે એમની પાસેથી પાછા ફરીએ ત્યારે કોઇ પવિત્ર અને પ્રોત્સાહક મૌન વાતાવરણમાંથી ઉચ્ચ સંસ્કારો મેળવી નીકળીએ છીએ–એવી લાગણી અનુભવાતી. આ રીતે જે કોઈ એમની પાસે જતા તે ઉલ્લાસભર્યા ધાર્મિક વાતાવરણની વાસનાથી વાસિત થઇને પાછા ફરતા.

શ્રી ભગવદ્ગીતામાં જણાવેલા '**સ્થિતપ્રજ્ઞ**'–એટલે કે ચારે તરફ પાણીથી ભરાતો જતો હોય છતાં જેની મર્યાદા અચળ રહે છે તેવા સમુદ્રમાં જેમ દેશદેશનાં પાણી પ્રવેશ કરે છે તેમ જે મહાત્મામાં અનેકવિધ જ્ઞાન–ધ્યાનની પ્રવૃત્તિ હોવા છતાં કદી શાંતિનો ભંગ થતો નહોય તે. એને ઘણે અંશે મળતા શ્રી કર્પૂરવિજયજી હતા. એમણે ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય, નીતિ, આરોગ્ય, સ્ત્રીકેળવણી અને વિદ્યાર્થીજીવન વિગેરે વિવિધરંગી વિષયો ઉપર લેખોદ્વારા પોતાના અનુભવજન્ય સંદેશાઓ જગતના મનુષ્યો માટે આપ્યા છે.

આ કાળમાં એઓશ્રી સ્વ. શ્રી **ચિદાનંદજી**ની વાનકીરૂપે ગણી શકાય. એમના સાહિત્ય ઉપર એમનો અતિશય પ્રેમ હતો–ખાસ કરીને શ્રી **ચિદાનંદજી**કૃત પુદ્ગલ ગીતા અને પદો ઉપર એમનું અનુશીલન ચાલુ હતું. એમની પ્રેરણાથી જ મુરબ્બી શ્રી કુંવરજીભાઇએ શ્રીચિદાનંદજીના પદોના અર્થો પ્રકાશિત કરેલા છે. શ્રી હેમચંદ્રાચાર્યરચિત યોગશાસ્ત્રના "**त्यक्तसंगो जीर्णवासा**" રૂપ વાક્યને સાર્થક કરી યથાશક્તિ અમલમાં મૂકનાર એઓશ્રી વસ્ત્રની અલ્પ ઉપાધિ રાખતા. એમણે અલ્પ સાત્ત્વિક

આહારને જીવનમાં સ્થાન આપ્યું હતું. ગુરુભક્તિ પણ એમની અપૂર્વ હતી અને ક્રિયારુચિપણું એ એમનું લક્ષ્ય હતું. જ્ઞાનપ્રચારમાં ઉદ્યમવંત હતા ને જ્યાં જ્યાં એમણે વિહાર કર્યો છે તેમ જ ચાતુર્માસ કરેલા છે ત્યાં ત્યાં તેઓ કંઈ ને કંઈ ઉપકારસ્મૃતિ મૂકી ગયા છે. પાઠશાળા, પુસ્તકાલય, ઉપાશ્રય કે દેરાસરનો જ્યાં અભાવ હોય ત્યાં ત્યાં તે સાધનોની સગવડ કરાવી આપવી અને કુસંપ હોય ત્યાં સંપ કરાવવો—એવા વ્યવસાયોમાં એમણે જીવનની ક્ષણો વીતાવી છે. શ્રી મેસાણા શ્રેયસ્કર મંડળના પ્રકાશન-ખાતાના તથા શ્રી બુદ્ધિ—વૃદ્ધિ—કર્પૂરગ્રંથમાળાના પ્રેરક પણ તેઓ જ હતા.

દીર્ઘ ચિંતનપૂર્વક તૈયાર થયેલા **તત્ત્વાર્થ** જેવા ગ્રંથના વિવેચનની પ્રેરણા પં **સુખલાલજી**ને આપી અને પં. **લાલન**ને અર્થ—રહસ્ય સાથે દરરોજ સામાયિક કરવાની પ્રેરણા પણ તેમણે આપી. પં. સુખલાલજીએ સ્વવિવેચનવાળા ગ્રંથમાં એમનો ઉપકાર પ્રદર્શિત કરેલો છે. શ્રી કર્પૂર-વિજયજી સંક્રાંતિકાળ( Transition period )ના વિચારોના પૂલ-રૂપ હતા. ‘ દરેક ક્રિયા સમજીને કરો ’—એ એમનો મુખ્ય ધ્વનિ હતો. મહાસભાના રચનાત્મક નિર્દોષ કાર્યક્રમરૂપ ખાદીપ્રચારને એમણે અપનાવેલ હતો, તેથી જીવનપર્યંત હાથવણાટની ખાદીનાં જ વસ્ત્રો અલ્પ ઉપધિ-રૂપે વાપરતા હતા. પ્રસંગોપાત્ત આમંત્રણથી અમદાવાદ કોંગ્રેસ—મહા-સભામાં પણ તેમણે હાજરી આપી હતી. તે સમયે તેઓશ્રી ત્યાં જ હતા. ઉપમિતિ—ભવ—પ્રપંચા કથામાં દર્શાવેલા સાધુજીવનનું યથાશક્તિ પાલન કરતા અને ખાસ કરીને આત્માર્થ સાધતા હતા. એમના શિષ્ય શ્રી **લલિતવિજયજી** પણ તપશ્ચર્યાનો અભ્યાસ એમની પાસેથી જ બોધપાઠ રૂપે શીખ્યા છે એમ તેઓ કહેતા હતા.

શ્રી **વીરવિજયજી**કૃત **બાર** વ્રતની પૂજા, **નવાણું** પ્રકારની પૂજા અને શ્રી **યશોવિજયજી**કૃત **નવપદજી**ની પૂજાના અર્થોના રહસ્યને અંગે એમણે મને કેટલીક પ્રેરણા આપી હતી કે જે મેં તે તે પુસ્તિકાઓના પ્રકાશન વખતે પ્રસ્તાવનામાં એમની ઉપકારી પ્રેરણા વ્યક્ત કરેલી છે. અવ-સાનના છેલ્લા દોઢ માસ પહેલાં **ભાદરવા** માસમાં હું પાલીતાણે ગયો

હતો ત્યારે મુંબઇમાં શ્રી મહાવીર વિદ્યાલય વિગેરે સંસ્થાઓમાં પહોંચાડવા માટે મને પુસ્તકો સોંપ્યાં હતાં. તેમનો સાહિત્યપ્રચારનો નિત્યનો વ્યવહાર હતો. એ વખતે ખ્યાલ નહોતો કે કાળનો ધસારો આટલી જલ્દી રીતે એમના સ્થૂળ દેહ ઉપર ફરી વળશે.

ઇર્યાસમિતિરૂપ અવસ્થાવાળી–યુગપ્રમાણ નીચી દૃષ્ટિ રાખીને ચાલવું એ એમનો ચાલુ ક્રમ હતો. ખાસ કરીને શ્રી સિદ્ધાચળજી ઉપર બીજી ભમતીમાં શ્રી સંપ્રતિ મહારાજાની ભરાવેલી શ્રી વર્ધમાનસ્વામીની શાંત રસવાળી પ્રાચીન પ્રતિમાજી ઉપર એમની ભક્તિ અપૂર્વ હતી. તેઓને કલાકો સુધી તેમની સન્મુખ ' વીરાસને ' બેસતાં અને ધ્યાનમગ્ન થતાં અનેક વખત મેં એમને જોયાં છે. ' પદ્માસનથી ' બેસવું એ એમની હમેશની ચાલુ પદ્ધતિ હતી. એમના જીવનમાં પ્રમાદ અલ્પ હતો. જ્યારે જ્યારે તેઓશ્રીને નિહાળવામાં આવતા ત્યારે તેઓશ્રી કોઇ ને કોઇ લેખનકાર્યમાં ઝીણામાં ઝીણા અક્ષરે લખવામાં તલ્લીન જ જોવામાં આવતા. પુષ્કળ આત્માઓ એમની પાસેથી સામાયિક, બ્રહ્મચર્યવ્રત અને રાત્રિભોજનત્યાગની પ્રતિજ્ઞાઓદ્વારા પ્રેરણા પામી જીવનની સાર્થકતા પામ્યા છે; એમનો વાસક્ષેપ પણ કંઇક વ્રત–પ્રતિજ્ઞા આપવા સાથેનો જ હતો. એકંદરે એમનું વ્યક્તિત્વ શાંતરસથી અંકાયેલું હતું. આવા ઉત્તમ સાધુજીવનવાળા આત્માના જીવનપ્રસંગો–વાતચીતો વિગેરેમાંથી આપણે બોધ મેળવી શકીએ છીએ અને આપણને પ્રમોદભાવના પુષ્ટ કરવાનું નિમિત્ત બની રહે છે, જે બીજી રીતે મેળવવું દુર્લભ હોય છે. સન્મિત્રના જીવનપ્રસંગો બહુ જ અલ્પ પ્રમાણમાં આપણને મળી આવેલ છે કે જે પ્રથમ બે વિભાગોની પ્રસ્તાવનામાં પ્રકાશિત થયેલ છે.

ઉન્હાળામાં પ્રખર તાપમાં પણ ખાસ કરીને ઉઘાડે પગે શ્રી સિદ્ધગિરિની દરરોજ યાત્રા કરી શુદ્ધ સંયમીજીવનની સાર્થકતા કરતા. ક્રિયાની શુદ્ધતા ઉપર એમનું ખાસ લક્ષ્ય હતું અને તેથી જ પ્રતિક્રમણ શુદ્ધ અને સંકલનાપૂર્વક ધીમે ક્રમે ભણાવવાની એમની પદ્ધતિ હતી. દરરોજ વહેલી સવારમાં પ્રતિક્રમણ કર્યા પછી ' પંચસૂત્ર ' વિગેરે

અનેક સૂત્રો મુખપાઠ ભણી જતા હતા. એમની લેખ-સમૃદ્ધિ એટલી વિશાળ છે કે-બબ્બે વર્ષો થયાં હજી પણ શ્રી **આત્માનંદ** પ્રકાશ અને શ્રી જૈન ધર્મ પ્રકાશમાં આવ્યા જ કરે છે. એકંદરે એમનામાં કુશાગ્ર-બુદ્ધિ, તલસ્પર્શી જ્ઞાન, નિરભિમાનતા, દંભરહિતપણું, પદવીની નિરભિલાષતા, નિર્મળ ચારિત્ર, ધૈર્યતા, શાંતતા અને ગંભીરતા વિગેરે અનેક ગુણો તટસ્થ મનુષ્યોને પણ વ્યક્ત થતા હતા.

એઓશ્રી સ્વ૦ પૂ૦ **આત્મારાજી** મહારાજની પેઠે પ્રખર જ્યોતિર્ધર નહોતા તેમ જ સર્જક શક્તિ ( Creative power ) ધરાવતા નહોતા; સ્વ૦ પૂ૦ **મૂલચંદ્રજી** મહારાજની માફક ગચ્છનાયક તરીકેની શક્તિ-સંપન્ન નહોતા; પૂ૦ શ્રી **વિજયનેમિસૂરિ** માફક વિદ્વાન શિષ્યોથી પરિ-વૃત, પ્રખર વ્યાખ્યાતા તથા જાહેર ધાર્મિક કાર્યક્ષેત્રોના નિયામક નહોતા; પરંતુ આત્માર્થી સાધુ હતા અને ખાસ કરીને શ્રી **ચિદાનંદજી**નું બની શકે તેટલું અનુકરણ કરવા તત્પર રહેતા.

કેટલાક મહાન્ આત્માઓનું જીવન પ્રખર તેજસ્વી સૂર્યની સાથે સરખાવાય છે, કેટલાક આત્માઓની શાંત અને તેજસ્વી ચંદ્રની સાથે સરખામણી થાય છે અને કેટલાક આત્માઓનું જીવન શુક્રના તારાના પ્રકાશની સાથે સરખાવાય છે. આ સ્વર્ગસ્થોનું જીવન જે રીતે અન્ય લેખકો તરફથી વિવિધ આકારવડે પ્રકાશમાં આવેલું છે-તેનું સમગ્ર અવલોકન તપાસતાં શ્રી **મૂલચંદ્રજી** મહારાજને સૂર્યની ઉપમા, શ્રી **વૃદ્ધિચંદ્રજી** મહારાજને ચંદ્રની ઉપમા અને સ્વ૦ કર્પૂરવિજયજી મહારાજના જીવનને શુક્રના તારકની ઉપમા આપી શકાય.

એમના સંયમીજીવનનો પલટો આકસ્મિક નહોતો, પરંતુ હૃદયના વૈરાગ્યથી વાસિત હતો તે તેમણે અંતપર્યંત વીરતાપૂર્વક સંયમનું પાલન કરીને સિદ્ધ કરી બતાવ્યું છે. શાંતમૂર્તિ શ્રી **વૃદ્ધિચંદજી** મહા-રાજનો એમના મસ્તક ઉપર હાથ હતો એટલે તેમનું વિરલ વ્યક્તિત્વ પ્રકાશમાં આવે તેમાં આશ્ચર્ય નહોતું. એમના સ્થૂળ કૌટુંબિક જીવનમાંથી

એઓ કેટલા આત્મબળપૂર્વક સંયમી બન્યા એ એમનો તે વખતનો પ્રસંગ સૂચવે છે. બેસતાં ઊઠતાં 'મારા વહાલા'–એ શબ્દોથી પરમાત્મા તરફનું સંબોધન ચાલુ રહેતું અને ક્ષણે ક્ષણે ઉચ્ચરાતું–એ વિચારતાં એમના ભક્તિમય જીવનની સૂક્ષ્મતાનો અચ્છો ખ્યાલ આવી શકે છે. સવિશેષપણે ઊંડા ઉતરીને એમનું હૃદય અવલોકવું એ મારી શક્તિની બહારનો વિષય છે.

સ્વ. પૂજ્યશ્રીનો આત્મા સં. ૧૯૯૩ ના આસો વદિ ૮ મે લગભગ અડસઠ વર્ષની વયે ૪૬ વર્ષનું સંયમીજીવન પૂર્ણ કરી સ્થૂળ દેહમાંથી ચાલ્યો ગયો. શ્રી **સિદ્ધગિરિ**ના પવિત્ર સ્થળમાં એમના અમર આત્માનું સાધુજીવનને ઉચિત પંડિતમૃત્યુ થયું. એમનો આત્મા શુભ ભાવનાના બળે દેવગતિમાં ગયો હશે એમ માનવા આપણને એમના સંયમી–યોગી જીવનના રંગો પ્રેરે છે. ઉદાત્ત, વિશાળ અને વૈરાગ્યમય કલ્યાણકારી ભાવનાભર્યું એમનું ચારિત્રમય જીવન અન્યને દૃષ્ટાંતરૂપ હોઇ પોતાની સૌમ્યપ્રભાથી વિરાજિત અને ચિરસ્મરણીય થઇ ગયેલું છે અને '**जयति तेऽधिकं जन्मना जगत्**'—એ કવિ ભવભૂતિની ઉક્તિ સાર્થક કરી રહ્યું છે.

જીવન એક સળંગ અસ્ખલિત વ્યાપાર છે. મૃત્યુ થવાથી માત્ર જીવનપ્રવૃત્તિનો પ્રદેશ બદલાય છે; વાસ્તવિક રીતે જીવનું મૃત્યુ છે જ નહિ. વ્યવહાર નયથી સંબોધન માત્ર છે કેમ કે આત્મા અમર છે. શ્રીયુત્ પ્રો. સર્વપલ્લી રાધાકૃષ્ણ કહે છે કે "The objective of conduct may be defined as a continuous discipline of human nature leaving to a realization of the spiritual—અર્થાત્ માનવજાતિને સતત રીતે શિસ્ત કર્યે જવી એ નિકટનું ધ્યેય અને આત્મસાક્ષાત્કાર એ અંતિમ ધ્યેય"—આવા જ દૃષ્ટિબિંદુથી સ્વર્ગસ્થનું આંતરજીવન ( soul–life ) આપણને સૂક્ષ્મ રીતે અવલોકન કરતાં લાગે છે. સ્વ૦ કર્પૂરવિજયજી સ્થૂળ દેહથી આપણી પાસેથી અદૃશ્ય થયા છે પરંતુ મથાળે નિવેદન કરેલા શ્લોકની ઉક્તિ-

વાળું એકધારું જીવન જીવી ગયા છે. એમના સૂક્ષ્મ ઉચ્ચ ગુણો ભવિષ્યના સાધુસમાજ અને શ્રાવકસમાજને પ્રેરણા આપી રહ્યા છે: આવા મહાત્મા શ્રી **ભર્તૃ**હરિના વાક્યમાં–' **अलंकरणं भुवः** '–પૃથ્વીના અલંકારરૂપ છે. ધન્ય છે એ ત્યાગી અધ્યાત્મપરિણત મહાત્માના જીવનને !

સ્વ૦ ને વિદ્વાન શિષ્યસમૂહ નહોતો કે જેઓ એમની જીવનસ્મૃતિનું કાર્ય એમના સ્વર્ગવાસ પછી પણ જાળવવા પ્રયત્ન કરે. **મુંબઇમાં** પૂ. પં. **પ્રીતિ**વિજયજી ગણિ ગત વર્ષમાં ચાતુર્માસ હતા ત્યારે એમનો ' દાદા ' તરીકેનો ભક્તિભાવ એમણે વ્યાખ્યાનમાં સ્વર્ગસ્થની જયંતિના ગુણગાનમાં યાદ કર્યો અને સ્વર્ગસ્થના સ્મારકરૂપે એમની પ્રેરણાથી એમનું જ્વલંત નામ જોડી શ્રી કર્પૂરવિજય સ્મારકસમિતિની **સ્થા**પના થઇ. **સ**ન્મિત્રશ્રીની છૂટી છૂટી લેખ–પ્રસાદીને એક જ સાહિત્યપાત્રમાં એકઠી કરી જનસમાજ સમક્ષ મૂકવા માટે એ સમિતિનું ક્રમેક્રમે વ્યવસ્થિત કાર્ય ગોઠવાયું અને સ્વ૦નો લેખસંગ્રહ પ્રકાશિત થવાની શરૂઆત થઇ. બે ભાગો બહાર પડી ચૂકયા અને આ ત્રીજો વિભાગ જનસમાજ સમક્ષ સાદર થાય છે. સમિતિ પાસે જે ફંડ બાકી છે તેમાંથી બીજા બે ભાગો પણ પ્રકાશિત થવા સંભવ છે. આ રીતે સ્વ૦ના સાહિત્યમય સાક્ષરજીવનનો પરિચય જનસમાજ સમક્ષ એકત્ર રૂપમાં પ્રકાશિત થવા માટે પૂ૦ પં. **પ્રીતિ**વિજયજી ગણિ પ્રબળ નિમિત્તભૂત થયા છે.

ઉપસંહારમાં સ્વ૦ પૂજ્યશ્રીના અલ્પ પરિચયને વ્યક્ત કરવાનું નિમિત્ત શ્રી કર્પૂરવિજય સ્મારકસમિતિની વ્યવસ્થાપક કમિટીના માનદ મંત્રી શ્રી **એન. બી. શા**હની પ્રેરણાથી મળ્યું હોવાથી એમનો આભાર માનવાનું ઉચિત ધારું છું.

મુંબઈ<br>
સં. ૧૯૯૬, વસંત પંચમી,<br>
તા. ૧૩–૨–૧૯૪૦

ફતેહચંદ ઝવેરભાઈ

# શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિ



સન્મિત્ર, સદ્‌ગુણાનુરાગી પૂજ્ય મુનિરાજ શ્રી કર્પૂરવિજયજી જેઓ સં. ૧૯૯૩ ના આસો વદિ ૮ મે દેહમુક્ત થયા તેમની પહેલા વર્ષની પુણ્યતિથિ ઉજવવાને મુંબઈમાં શ્રી જૈન બાળ મિત્રમંડલ તથા ખંભાત વીશા પોરવાડ જૈન યુવક મંડળના આશ્રય નીચે ગોડીજીના ઉપાશ્રયમાં અનુયોગાચાર્ય પંન્યાસજી શ્રી પ્રીતિવિજયજી ગણિવરના પ્રમુખપણા નીચે એક સભા સં. ૧૯૯૪ ના આસો વદિ ૮ ના રોજ મળી હતી. તે વખતે શેઠ મોહનલાલ હેમચંદ ઝવેરી તરફથી એમનું નામ કાયમ રાખવાની સૂચના થતાં એમ નિશ્ચય થયો કે 'એ પુણ્યપુરુષનું નામ કોઇ સંગીન યોજના કરીને ચિરસ્થાયી કરવું.' પછી શેઠ મોહનલાલ હેમચંદ ઝવેરીએ તેને માટે જો ફંડ થાય તો રૂા. ૧૦૧) ભરવા ઈચ્છા દર્શાવી. તે વાતને પુણ્યાત્મા પૂજ્ય કર્પૂરવિજયજીના ગુણોથી અતિશય આકર્ષાયેલ ચિત્તવાળા પંન્યાસજી પ્રીતિવિજયજીએ ટેકો આપ્યો અને પોતાથી બની શકતી દરેક જાતની સહાય આપવા તત્પરતા બતાવી. તે મીટિંગમાં શેઠ મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ, મોહનલાલ દીપચંદ ચોકસી, રાજપાળ મગનલાલ વહોરા, નરોત્તમદાસ ભગવાનદાસ શાહ તથા વાડીલાલ જેઠાલાલ શાહે સમયોચિત ભાષણો કર્યાં; તેથી પંન્યાસજી બહુ પ્રસન્ન થયા અને પોતાથી બની શકે તે રીતે શ્રાવકો પર આગ્રહપૂર્વક લાગવગ ચલાવી, એને પરિણામે સારી રકમો ભરાણી.

સમિતિનું કામ નાણાં ભરનારા સભ્યોની મીટિંગમાં નીમાએલી વ્યવસ્થાપક સમિતિ કરે છે. તેમાં નીચેના ગૃહસ્થો છે.

૧ મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ
૨ વાડીલાલ ચતુર્ભુજ ગાંધી.
૩ મોહનલાલ દીપચંદ ચોકસી.
૪ વાડીલાલ જેઠાલાલ શાહ.
૫ હીરાભાઇ રામચંદ મલબારી.
૬ નરોત્તમદાસ ભગવાનદાસ શાહ
૭ રાજપાળ મગનલાલ વહોરા

વ્યવસ્થાપક સમિતિએ નરોત્તમદાસ ભગવાનદાસ શાહની માનદ મંત્રી તરીકે નિમણુક કરી છે અને બેંક ઑફ ઇંડિયામાં પૈસા રાખવાની ગોઠવણુ કરી છે. શેઠ કાંતિલાલ ઇશ્વરલાલ, મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ, મોહનલાલ દીપચંદ ચોકસી અને વાડીલાલ ચતુર્ભુજ ગાંધી એ ચાર નામથી બેંકમાં ખાતું ખોલ્યું છે.

શ્રી કર્પૂરવિજયજી લેખસંગ્રહનું પ્રેસકોપી અને સંશોધનનું કામ માસ્તર લક્ષ્મીચંદ સુખલાલ શાહ વેતન સહિત કરે છે.

સમિતિએ ઠરાવ કર્યો છે કે મુનિ કર્પૂરવિજયજી મહારાજના જે લેખો 'શ્રી જૈનધર્મપ્રકાશ' માં, 'શ્રી આત્માનંદપ્રકાશ' માં, 'જૈન' પત્રમાં અથવા બીજા પત્રોમાં આવ્યા હોય તે સર્વનો સંગ્રહ કરીને એક લેખસંગ્રહ બહાર પાડવો. તે પ્રમાણે ભાદરવા શુદિ ૧૦ મે પહેલો ભાગ બહાર પડી ગયો છે, તે પછી બીજો ભાગ પણ બહાર પડી ગયો છે અને ત્રીજો ભાગ આજે બહાર પડે છે. ચોથો ભાગ બહાર પાડવાની સમિતિએ ગોઠવણ કરી છે.

સમિતિએ ઠરાવ્યું છે કે રૂ. ૫૦૧) ભરનારને પાંચ નકલ મફત આપવી, રૂ. ૨૫૧) ભરનારને ત્રણ નકલ મફત આપવી, રૂ. ૧૦૧) ભરનારને એક નકલ મફત આપવી અને તેથી ઓછું ભરનારને અર્ધી કિંમતે એટલે પડતર કરતાં પા કિંમતે આપવી. સામાન્ય જૈન ભાઈ, જેણે કંઇ ભર્યું ન હોય, તેને અર્ધી કિંમતે આપવી. આ ઉપરથી જોઈ શકાશે કે આ સમિતિનો ઉદ્દેશ પૂજ્ય મુનિરાજના પુણ્યરૂપ જ્ઞાનકાર્યમાં બની શકતી રીતે વધારો કરવાનો છે.

આ લેખસંગ્રહના ભાગો **મેઘજી હીરજી બુકસેલર, પાયધુની, મુંબઇ** ને ત્યાંથી તથા **શ્રી જૈનધર્મ પ્રસારક સભા, ભાવનગર** પાસેથી મળી શકશે.

જે મુનિરાજો, સાધ્વીજીઓ તથા જૈન સંસ્થાઓને આ

પુસ્તક મેળવવા ઇચ્છા હોય તેમણે પોસ્ટેજના ચાર આના મોકલવાથી વિના મૂલ્યે મળી શકશે.

પૂજ્ય મુનિરાજ શ્રી કર્પૂરવિજયજીના પ્રશંસકો, ગુણાનુરાગીઓ અને સર્વ જૈન બંધુઓને આ સમિતિ સંબંધી જે કાંઇ જાણવા ઇચ્છા હોય તેમણે

**શાહ નરોત્તમદાસ ભગવાનદાસ—ગોપાલ ભુવન, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ.**

એ શિરનામે પત્ર લખવો, જેથી બધી માહિતી મળી શકશે.

ફંડમાં બની શકતી સહાય કરવા દરેક વાચકબંધુને નમ્ર વિનંતિ છે.

---

## શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિના ફંડમાં નાણાં આપનારનાં મુબારક નામો.

### વર્ગ પહેલો—પેટ્રન

| | | |
|---|---|---|
| ૧ | શેઠ માણેકલાલ ચુનીલાલ જે. પી. | રૂા. ૫૦૧) |
| ૨ | રાવસાહેબ કાંતિલાલ ઇશ્વરલાલ જે. પી. | ૫૦૧) |
| ૩ | સંઘવી જીવરાજ કમળશીની વતી ભાઇ કસળચંદ કમળશી | ૫૦૧) |
| ૪ | શેઠ વાડીલાલ ચતુર્ભુજ ગાંધી | ૫૦૧) |
| ૫ | શેઠ મોહનલાલ વસનજી હ. હરકીસનદાસ | ૫૦૧) |

### વર્ગ ત્રીજો

| | | |
|---|---|---|
| ૧ | શેઠ મોહનલાલ હેમચંદ ઝવેરી | ૧૦૧) |
| ૨ | શેઠ મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ | ૧૦૧) |

| | |
|---|---|
| ૩ શેઠ શાંતિલાલ દયાળજી | ૧૦૧) |
| ૪ ,, માણેકચંદ જેચંદ જાપાન | ૧૦૧) |
| ૫ ,, સકરચંદ મોતીલાલ મૂળજી | ૧૦૧) |
| ૬ ,, વાડીલાલ પુનમચંદ | ૧૦૧) |
| ૭ ,, સેન્ડહર્સ્ટ રોડના ઉપાશ્રય તરફથી હા. શેઠ મંગળદાસ | ૧૦૧) |
| ૮ ,, શેઠ કરમચંદ ચુનીલાલ | ૧૦૧) |
| ૯ ,, ગિરધરલાલ ત્રિકમલાલ | ૧૦૧) |

## વર્ગ ચોથો

| | |
|---|---|
| ૧ શેઠ નાનાલાલ હરિચંદ | ૫૧) |
| ૨ ,, દુર્લભજી મૂળચંદ | ૫૧) |

## વર્ગ પાંચમો

| | |
|---|---|
| ૧ શેઠ જીવરાજ ભીખાભાઇ | ૨૫) |
| ૨ ,, માણેકચંદ કુંવરજી કુંડલાવાળા | ૨૫) |
| ૩ ,, ગોવિંદજી વિઠલદાસ વાળુકડવાળા | ૨૫) |
| ૪ ,, છોટાલાલ મગનલાલ–ભાવનગરવાળા | ૨૫) |
| ૫ શાહ નરોત્તમદાસ ભગવાનદાસ | ૨૧) |
| ૬ શેઠ અમરચંદ ઘેલાભાઇ ગાંધી | ૨૧) |
| ૭ ,, જાદવજી ઝવેરભાઇ ભાઇચંદ | ૧૫) |
| ૮ ,, મોહનલાલ મગનલાલ | ૧૫) |
| ૯ ,, હરખચંદ કપુરચંદ | ૧૫) |
| ૧૦ ,, ફતેચંદ ઝવેરભાઇ ભાઇચંદ | ૧૧) |
| ૧૧ ,, વાડીલાલ સાંકળચંદ વોરા | ૧૧) |
| ૧૨ ,, હરખચંદ રતનચંદ–ચાંદવડ | ૧૧) |
| ૧૩ ,, ખૂમચંદ ગુલાબચંદ–શીશોદરા | ૧૧) |
| ૧૪ ,, દલીચંદ ગુમાનચંદ | ૧૧) |

| | | |
|---|---|---|
| ૧૫ | શેઠ ભોગીલાલ પુરુષોત્તમદાસ–અમદાવાદ | ૧૧) |
| ૧૬ | ,, હીરાભાઇ રામચંદ મલબારી | ૧૧) |
| ૧૭ | ,, શાંતિલાલ ઓધવજી | ૧૧) |
| ૧૮ | ,, કાળીદાસ નેમચંદ–મોરવાડા | ૫) |
| ૧૯ | ,, મોહનલાલ દીપચંદ ચોકસી | ૫) |
| ૨૦ | ,, મણિલાલ કુંવરજી–રાધનપુર | ૫) |
| ૨૧ | ,, ગુલાબચંદ ડાહ્યાભાઇ | ૫) |
| ૨૨ | ,, નટવરલાલ હરકીસનદાસ | ૫) |
| ૨૩ | ,, છોટુભાઇ ભિખાભાઇ | ૫) |
| ૨૪ | ,, રતિલાલ ફૂલચંદ | ૨) |



# શ્રી કર્પૂરવિજયજી લેખ સંગ્રહ ભાગ ૩ જાના વિષયોની

## લેખાનુક્રમણિકા.

ક્રમાંક પૃષ્ઠાંક

ક્રમાંક પૃષ્ઠાંક

| ક્રમાંક | | પૃષ્ઠાંક |
|---|---|---|




# પ્રસ્તાવના

**કર્પૂર કેશર કસ્તૂરી, બરાસ સુખડ પીસાય;**
**તેમ સદ્‌ગુરુ ઘી પીસાઇને, જ્ઞાનામૃત જગ પાય.**

ભાષાને આડંબરના વાધા સજાવ્યા સિવાય તેને નવચેતનવંત પ્રાણરૂપ સ્વાનુભાવના પુટવડે રસી–સાદી ભાષામાં પણ સચોટ રીતે તે તે વિષયને પ્રતિપાદન કરનાર લખાણો તેમની વિદ્વત્તામાં જરાયે ઊણપ નથી લાવી શક્યાં. વિપુલ પણ વિશ્વોપયોગી સાહિત્ય સરજી જનારા વિદ્વદ્‌શ્રેષ્ઠ સાધુઓમાં સદ્‌ગત ૧૦૮ મહાગ્રંથરચયિતા શ્રીમદ્‌ બુદ્ધિસાગરજીસૂરીશ્વરજીની માફક સદ્‌ગત શ્રીમદ્‌ કર્પૂરવિજયજી મહારાજનું સ્થાન આપણા હૃદયોમાં અનહદ હોઇ સદાપૂજ્ય–સ્મરણીય જ રહેવાનું.

ભારતવર્ષના ઉગ્ર તપસ્વી, સચ્ચારિત્રપ્રતિપાલક, વિશ્વમિત્ર, સદ્‌ગુણાનુરાગી, મુનિશ્રેષ્ઠ સ્વ. શ્રીમદ્‌ કર્પૂરવિજયજી મહારાજે જનહિતાર્થે પ્રસંગે પ્રસંગે આપેલ અમોઘ સદ્‌બોધ–જ્ઞાન–સત્ત્વની પિછાન કરાવવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થવા બદલ મારા મિત્ર શ્રી કર્પૂરવિજયજી સ્મારકસમિતિના મંત્રી ભાઇશ્રી નરોત્તમદાસ શાહનો હું ઋણી છું.

વિશ્વની વિરલ વિભૂતિઓ, વિશ્વોપકારની દૃષ્ટિએ સદ્‌બોધ–પ્રવચન, લખાણો, ભજનો વિ. ના અમોઘ ધોધ વરસાવી, પરોપકાર ઉપરાંત પોતાની નિર્જરા, અભિનવજ્ઞાન અને આત્માની અપ્રમત્તદશા સાધી લે છે. એવા સાચા આદર્શ ચારિત્રપ્રતિપાલકનું જીવન પણ સદ્‌બોધ સ્વરૂપ જ હોય છે, જે જીવનમાંથી અનેક આદર્શ જીવન પ્રકટે છે. શ્રીમદ્‌ કર્પૂરવિજયજી મહારાજ સાથેના મારા ભાવનગર–પાલીતાણા આદિ સ્થળોએ થયેલ સમાગમો–ચર્ચા–વખતે મેં એ અનુભવ્યું છે અને એમની અપ્રમત્તદશા, જ્ઞાનપિપાસા, લઘુતા,, દયા, પરોપકારવૃત્તિ અને અપાર સમતા આદિએ મારા જીવન પરિવર્તનમાં મુખ્ય ભાવ ભજવ્યો છે. વિદ્વત્તાના પ્રદર્શનની ઝંખના રાખ્યા સિવાય બાલજીવો હોંશે હોંશે વાંચી

સમજી જીવનમાં ઉતારી શકે એ રીતે ગહન ધર્મતત્ત્વો, સિદ્ધાંતો, વ્યવહાર, સમાજોન્નતિ આદિ વિષયોને સરળ ભાષામાં એમણે પીરસ્યાં છે. જેવા પોતે ખાખી ધ્યાનમસ્ત સત્ક્રિયાપાત્ર કડક આચાર પ્રતિપાલક અને સમતાના સાગર હતા તેવા જ તેમના સદ્બોધના સાગરે તેમને વિખ્યાત અને પૂજ્ય બનાવ્યા છે. વિશ્વબંધુતા અને ગુણાનુરાગદૃષ્ટિની મૂર્તિ આજે તો આપણે ખોઇ બેઠા છીએ છતાં એમની જ્ઞાનવિભૂતિ તેમને આપણી વચ્ચે અમર રાખી રહેલ છે. સમતાભર્યો સૌમ્ય, ઢળેલાં દયાપૂર્ણ નયનોયુક્ત ચહેરો, પવિત્ર ખાદીધારી ખાખી દેહ અને જગત પર ઉપકાર કરવા ઉલ્લસી રહેલ દિલ્લવાળા એ સાધુશ્રેષ્ઠનાં લખાણો ધ્યાનપૂર્વક વાંચતાં, જીવનમાં ઉતારતાં, પારસમણિ લોહને કંચન કરે એ ન્યાયે માનવને ઉચ્ચ માનવ–દેવતુલ્ય અને પરંપરાએ મુક્તિગામી બનાવ્યા સિવાય ન જ રહે. હવે આપણે તેમનાં લખાણોની પિછાન કરવા પ્રયત્ન આદરીએ કે જેમાંથી વાકયે વાકયે તેઓશ્રીના જીવનની ઝાંખી, સ્વાનુભવનાં સ્મરણો, ક્ષયોપશમની તારતમ્યતા અને ગહન જ્ઞાનસાગરની ઊંડાઇનાં માપ જડે.

પ્રારંભ કરે છે તેઓશ્રી 'હૃદયાંતર્ગત નમસ્કાર મંત્રનું સ્થાન' ત્યાંથી. ચૌદ પૂર્વનો સાર—દ્વાદશાંગીનો સાર તે નમસ્કાર મહામંત્ર! એના સ્મરણથી થતી આત્મવિશુદ્ધિ, પ્રાપ્ત થતી મહામાંગલ્યની મણિમાળા અને આ ભવ–પરભવની સફળતા–એનું મહાત્મ્ય ઉત્તમ દૃષ્ટાંતો સહિત બતાવ્યું છે.

પછીનાં પૃષ્ઠોમાં જીવનપ્રણાલી, હિતોપદેશ અને સદ્બોધ વિગેરે દ્વારા માનવજીવનનો ઉન્નતિક્રમ સાધવા સાધન અર્પે છે.

પૃષ્ઠ ૨૦ થી ૨૫ અને ૩૦ થી ૩૬ માં આપેલાં વચનામૃતો સાચે જ જીવનની પવિત્રતાને વધુ પુષ્ટ કરનાર વીટામીનો–જીવનતત્ત્વો લાગે છે.

પૃ. ૩૮ થી ૪૧ પર નવપદનમસ્કાર કાવ્ય તથા નવપદસ્વરૂપગર્ભિત અરિહંતાદિક આરાધન ઉપદેશ એ બે કાવ્યો સંસ્કૃતમાં આપી તેના મૂળ પર ઉત્તમ વ્યાખ્યા કરી શ્રીનવપદ આરાધનનું માહાત્મ્ય બતાવ્યું છે.

પૃ. ૫૩ માં ખરું સ્વરાજ્ય મેળવવાના ઉપાય બતાવવા આત્મ-

સ્વરાજ્ય એ જ સાચું સ્વરાજ્ય છે એ પ્રતિપાદન કરતાં વ્યવહારિક સ્વરાજ્યની આવશ્યકતા અને તેના ઉપાયો જરાયે અચકાયા વિના આત્માના અવાજ પ્રમાણે બતાવ્યા છે અને પોતે પણ આજીવન શુદ્ધ ખાદી વાપરી તે આચરી બતાવ્યા છે.

આપણી પ્રજાની નિર્બળ નિ:સત્ત્વતા તેમને ખૂબ ખૂંચતી. જૈન-જીતનાર-જિનેશ્વર દેવને માનનાર પ્રજા નિ:સત્ત્વ હોય જ કેમ ? એ તેમને લાગ્યા કરતું ને વારંવાર નિયમિતપણું-તપશ્ચર્યા-બ્રહ્મચર્ય અને જીવનનું ઉચ્ચ ધ્યેય સાચવી રાખવા ઉપદેશ આપતા. પૃ. ૫૬ પર તે માટે સચોટ ભાષામાં બાળલગ્નને વખોડી કાઢી પાકટ વય સુધી બાળકોને પવિત્ર વિચારો, વાણી અને આચરણનું શુદ્ધ ભાવથી પ્રતિપાલન કરવારૂપ બ્રહ્મચર્યસેવન કરાવવા પિતાઓને જણાવે છે.

પૃ. ૫૮. સ્ત્રી કેળવણી જેવો સામાજિક મહાપ્રશ્ન પણ તેઓ વિચારી ચૂકયા હતા. શેઠ અમરચંદ તલકચંદે તૈયાર કરાવેલ શ્રેણીમાં સુધારો-વધારો કરવારૂપે પાંચ પાઠ તેઓ તૈયાર કરે છે. એમાં સ્ત્રીકેળવણીની કિંમત, સ્ત્રીઓને ભણાવવી એ કર્તવ્ય કે અકર્તવ્ય? ગૃહસત્તાનો મુખ્ય આધાર સ્ત્રીકેળવણી પર શી રીતે? સમાજનો ઉદ્ધાર કરવામાં સ્ત્રીકેળવણી શો ભાગ ભજવે છે? અને કેળવણી જ્ઞાનમાં પરિણમે છે ત્યારે જન્મસાફલ્ય કરવારૂપ કેવી રીતે બને છે તે સવિસ્તર સમજાવવામાં તેમણે ખરે જ અતિ ઉપકાર કર્યો છે. વર્તમાન યુગમાં જ્યારે કેળવણીનાં સ્થાન અને સાધનો વખોડનાર પણ નીકળી આવે છે ત્યારે આ જૂના યુગના જોગી, સમયની નાડ પરખી-સમાજનો રોગ નીરખી સ્ત્રીકેળવણી અને સ્ત્રીને જ્ઞાનની અગત્ય સમજાવે છે ત્યારે તેમના પ્રતિના પૂજ્યભાવની માત્રા ખરેખર વધી જાય છે.

પૃ. ૬૭ થી તેઓશ્રીની અતિ પ્રિય અને દેવભૂમિ સિદ્ધગિરિ શત્રુંજયયાત્રારહસ્ય સમજાવે છે. સમજણ વિના યાત્રા કરવા કરતાં સમજણ-પિછાનપૂર્વક યાત્રાલાભનાં મોંઘાં મૂલ્ય દર્શાવી યાત્રા માટેના અભિલાષ જગાવે છે અને ત્યાં જવાના સંબંધમાં અગત્યની સૂચનાઓ આપે છે.

શ્રી મહાવીર જયંતિ સંબંધમાં પૃ. ૭૨ થી ૭૫ ભર્યાં છે. પૃ. ૭૬ થી ૮૮ માં આત્મહિતશિક્ષાસાર આપ્યો છે. તેમાં ઊંડા ઉતરાય તો સ્વપરહિતાર્થે કેટલા યત્નપૂર્વક આત્મહિત સાધવાનાં સાધનો બતાવ્યાં છે તે સમજાય.

પૃ. ૮૮ થી શ્રી હીરપ્રશ્ન તથા સેનપ્રશ્નોના સાર આપતાં ૬૨ બાબતો ચર્ચી ક્રિયાશુદ્ધિનો, આચારશુદ્ધિનો માર્ગ બતાવતાં રેફરન્સ માટે પ્રમાણું એવા મહાપુરુષોના ગ્રંથોનાં પ્રમાણ આપ્યાં છે.

પૃ. ૯૭. જૈનયુવકપરિષદને સૂચના–એ મથાળા હેઠળ એક સુંદર માર્ગદર્શક અને યુવકોને ચાનકરૂપ લખાણ આપેલ છે અને એમાં સૂચવ્યા પ્રમાણેનો માર્ગ જો યુવકસંઘના મોવડીઓ અને યુવકો લે તો જરૂર તે મહાન્ સેવા બજાવી શકે અને સફળ પણ બને જ. આમાં ૧૭ કલમો આપી છે તે તપાસી જઇ, ક્ષતિઓ કાઢી, ખંત, કાળજી અને માનથી યુવકપરિષદો ભરાય તો જૈનજગતમાં નવા પ્રાણ અવશ્ય પૂરાય.

પૃ. ૧૦૩ પર ચાતુર્માસ રહેલા મુનિ માટે આવશ્યક સૂચનાઓ આપે છે. જો કે ઘણીખરી ગૃહસ્થીઓ માટે જ લાગે છે. મુનિ તથા ગૃહસ્થ બન્ને સંસ્થાઓ માટે આ સોનેરી સૂચનાઓ આદરણીય છે.

પૃ. ૧૦૬. ખરી અવિહડ પ્રીતિ કેવી હોવી જોઇએ ? એ વિષય વાંચતાં તો હું ચમકયો અને—

**પ્રીતિરીતિ કછુ ઓર હૈ, જાણે જાણનહાર;**
**ગુંગે ગુડ ખાયાતણો, સ્વાદ કહે શું બહાર ?**

આવી આવી સુંદર પંક્તિઓ આપી પ્રીતિની પરમ પવિત્રતા, રહસ્ય અને તેનું ફળ સમજાવે છે અને સાચી–દંભવિનાની–અભેદ સત્ય આકર્ષણવાળી પ્રીતિ–ભક્તિ કેવી હોય તે બતાવતાં જીવનનું પરમ ધન–પ્રભુપ્રીતિ–ભક્તિ શીખવે છે. તે વાંચતાં તો શ્રીમદ્ આનંદઘનજીનું 'ઋષભજિનેશ્વર પ્રીતમ માહરો રે'–એમાં, 'કપટ રહિત થઇ આતમ

અર્પણા રે '–એ કડીઓ યાદ આવે છે અને એમનામાં આવી સાચી પ્રભુ-પ્રીતિ–વિશ્વપ્રેમ–ગુણપ્રેમ–ચારિત્રપ્રેમ–કેટલા પ્રમાણમાં ઉભરાતાં હશે તેનો ખ્યાલ આવી શકે છે.

પૃ. ૧૦૮. આત્મધર્મ અથવા ખરો પોતાનો ધર્મ, એ વિષય પર કલમ ચલાવે છે. આત્માનો સ્વભાવ જ્ઞાન છે એ પર ભાર મૂકે છે. અને ધર્મ એટલે ? " જે વિચારો, જે વચનો અને જે આચરણો આત્માને પોતાના સ્વભાવ ભણી આકર્ષે અથવા સ્વભાવમાં જોડે તે ધર્મ છે." અથવા તો " ધર્મ આત્માના પોતાના સ્વભાવ કે ખરી પ્રકૃતિ તરફ આકર્ષે તે " એ પ્રતિપાદન કરે છે. આ સંબંધમાં સ્પષ્ટતા કરતા કરતા, પરમાત્મા સુધી પહોંચવાની નીસરણી તે ધર્મ, એ જણાવતાં શ્રી યશોવિજયજી મહારાજના સીમંધરસ્વામીના સ્તવનનો તથા શ્રી દેવચંદ્રજી મહારાજના ' ઋષભજિણંદશું પ્રીતડી ' એ સ્તવનોનો હવાલો આપી આત્મધર્મની અલૌકિકતા બતાવે છે, જે વિના મુક્તિ શક્ય નથી.

પૃ. ૧૧૭ થી મહારાજજી ગચ્છાચાર પયન્ના–પ્રકીર્ણકની સરળ વ્યાખ્યા આગમ અનુસારે કરે છે. ગચ્છનો જ્ઞાનાચાર અથવા ગણુ-મર્યાદારૂપ આચાર શો ? શાસ્ત્રમર્યાદા વિનાના ઉન્માર્ગગામી ગચ્છમાં હોય તે શું ફળ પામે ? કેવા સાધુ–કેવા આચરણથી ભવભ્રમણ કરે યા પાર પામે ? સુગુણગચ્છ–સુગુણ આચાર્યવડે જ હોય તેવા આચાર્યનાં લક્ષણ શાં ? આ સુંદર વિષય ચર્ચતાં તેઓશ્રી ખૂબ ખીલ્યા છે.

" સુગુપ્તિમાન–સુયુક્તિવાન–સુઉત્તમ આચાર્ય મહારાજ જ ગચ્છના મેઢીભૂત આલંબનરૂપ, સ્તંભ જેવા આધારભૂત, નેત્રની જેવા ઉપયોગી અને છિદ્ર વગરના નાવની પેઠે ભવસાગરનો પાર પમાડવા લાયક હોવાથી એવા સુગુણ આચાર્યની પરીક્ષા કરવી ". તેમજ " સ્વચ્છંદાચારી, દુઃશીલ, આરંભ–ત્રસસ્થાવર જીવોનો ઘાત, સરંભ–વધ-સંકલ્પ અને સમારંભ–પરિતાપનો પ્રવર્તક, બાજોઠ–પાટ–પાટલા પ્રમુખ વગર કારણે વાપરનાર, અપ્કાય જીવોનો અનેક રીતે ઘાત કરનાર, અહિંસાદિ મૂળગુણો અને પિંડવિશુદ્ધિ પ્રમુખ ઉત્તરગુણોથી ભ્રષ્ટ,

સર્વથા દૂર રહેનાર, દશ પ્રકારની સમાચારીની વિરાધના કરનાર, કદાપિ પોતે કરેલા પાપની આલોચના નહિ કરનાર અને રાજકથા, દેશકથા, સ્ત્રીકથા અને ભક્તકથાદિક વિકથા કરવામાં તત્પર રહેનાર" એમને જિનમાર્ગપ્રસ્થિત આચાર્ય ગણવા—આ લક્ષણો ઉપરાંત આચાર્યનાં કર્તવ્યો તથા મોક્ષમાર્ગભંજક આચાર્યોનાં લક્ષણો પણ બતાવેલ છે. તેમજ અસદ્‌ગુરુ અને સદ્‌ગુરુનાં લક્ષણો પણ સ્પષ્ટ રીતે બતાવ્યાં છે. વળી સુશિષ્ય અને કુશિષ્યનાં લક્ષણો બતાવ્યાં છે. આચાર્ય—સાધુ-સાધ્વી, શિષ્ય—સુલભબોધી—સંવિજ્ઞપક્ષી આદિનાં લક્ષણો વર્ણવ્યાં છે. વૃદ્ધ—તરુણ સાધ્વીના ભેદ તથા આચાર વિગેરે ૧૩૭ કલમો દ્વારા ગચ્છાચાર અને સાધુ—સાધ્વી, આચાર્યના આચાર ઉત્તમ રીતે જણાવેલ છે. આ પ્રત શ્રી આણંદવિમળસૂરિના શિષ્ય વાનર ઋષિએ રચેલી છે.

પૃ. ૧૫૨ થી શ્રી પર્વાધિરાજ પર્યુષણ પ્રસંગે સુયોગ્ય વર્તન, તપસ્યા અને આચાર કેવાં રાખવાં તે બતાવ્યું છે.

આરાધના ત્રણ પ્રકારે: જઘન્ય-મધ્યમ-ઉત્કૃષ્ટ. પ્રભુપૂજાના ભેદ, પ્રભુપૂજામાં ઉત્તમ શીતળ ચંદનનો જ ઉપયોગ ઇષ્ટ છે, ઇત્યાદિ વિષયો ચર્ચ્યા પછી પૃ. ૨૧૧ પર દ્રવ્યાનુયોગ અંતર્ગત સપ્તભંગીના ગૂઢ સ્વરૂપને વિચારે છે.

પૃ. ૨૧૯-૨૨૦. શ્રીમદ્ યશોવિજયજીકૃત સમાધિતંત્ર અને સમતાશતકનો ટૂંક સાર સમજાવે છે. બાદ એકજ આત્માના ત્રણ પ્રકાર: બહિરાત્મા-અંતરાત્મા-પરમાત્માના સ્વરૂપનો સ્ફોટ કરી શ્રીમદ્ આનંદઘનકૃત સુમતિનાથજીનું સ્તવન ટાંકે છે. બહિરાત્મને પરમાત્મપદ પ્રાપ્તિની ચાવી બતાવે છે.

પૃ. ૨૩૧. શ્રુતજ્ઞાન અને જ્ઞાની પ્રત્યેનો પૂજ્યભાવ કેવો હોય? તે સમજાવ્યું છે. પૃ. ૨૩૫. સાચું જ્ઞાન કોને કહેવાય અને તે શું આપે તે દર્શાવ્યું છે. તપનો મહિમા અને આત્મજ્ઞાન મેળવવાની જરૂરીઆત પર ભાર મૂકતાં મહારાજશ્રીએ પોતાના જ્ઞાનનું નિદર્શન સારું કરાવ્યું છે. પૃ. ૨૩૯. સાચો શુભચિંતક—એ વિષયને તો ન્યાય આપવામાં લેખકે

કમાલ કરી છે. "**સાચી ગુરુભક્તિ એ મુક્તિનું વશીકરણ છે. શુદ્ધ તત્ત્વનું ઓળખાણ કરનાર અને સ્વયં શુદ્ધ તત્ત્વમાં રમણ કરનાર સુગુરુ કહેવાય છે તેવા સુગુરુની એકાંત હિતકારી આજ્ઞાને અનુસરવું, આજ્ઞાધીન વર્તવું એ જ સાચી ગુરુભક્તિ જાણવી. એવી ભક્તિ ભવસાયરથી ભક્તજનોને પાર ઉતારે છે**" આવા ગુરુ જેને મળે તે પણ મહા ભાગ્યવાન જ ગણાય.

પૃ. ૨૪૧. પરચુરણ ઉપયોગી વિષયો છે. તેમાં 'ચાર શરણ' 'ઉપયોગી પ્રશ્નોત્તરો' 'ખરી પ્રજ્ઞાબુદ્ધિ' 'શીલ' 'શુદ્ધ દયા' 'આત્મનિન્દા અષ્ટક' તથા 'શ્રીમદ્ હેમચંદ્રાચાર્યજીકૃત આત્મગર્હા સ્તવન સંક્ષેપાર્થ' આદિ વિષયો ખૂબ ઝીણવટથી છણ્યા છે. જ્ઞાન અને સ્વાનુભવના રસાયણે પુષ્ટ બુદ્ધિવાળા થયેલા એવા લેખકની કલમથી ઝરતો અદ્ભૂત–મસ્ત ઉપદેશરસ તો ચારિત્રધર્મના અંતરંગ પ્રદેશ–'મહારાજા ગુણધારણ પ્રત્યે આચાર્યશ્રીનો સદુપદેશ' માં ઉભરાય છે. એમાં ચિત્તવૃત્તિ–સાત્ત્વિક માનસપુર–ત્યાંનાં મનુષ્યો–વિવેક પર્વત–ભવચક્રપુર અપ્રમત્તતા શિખર–જૈનપુર–ત્યાનાં લોકો–પ્રશસ્ત મહામોહ તથા અપ્રશસ્ત મહામોહ–ચિત્તસમાધાન મંડપ–નિઃસ્પૃહતા વેદિકા–જીવવીર્ય સિંહાસન–ચારિત્રધર્મ મહારાજા–ચાર મુખ અને તેની શક્તિ–દાન–શિયળ–તપ–ભાવના આદિ કલ્પિત પાત્રોથી જાણે એક ઉત્તમ જ્ઞાનદાતા નાટિકા માફક રસ ટપકાવતી વહી જાય છે. તેમાં અંતર્ગત તો મહામોહપરાજય સિદ્ધ કરવાનો ઉદ્દેશ છે. આત્માના ખરા વિકાસાર્થી ભવ્યાત્માઓને ઘણું જ જાણવાનું મળી શકે છે. ઉપમિતિભવપ્રપંચા કથાનું આ સુંદર દોહન છે, એમ કહીએ તો ચાલે.

હવે પૃ ૨૮૨ થી સારસમુચ્ચય દેશના શરૂ થાય છે. આ વિસ્તૃત દેશના ઘેર–ટેબલ પર– આસન પર કે પ્રવાસમાં વાંચતાં જાણે કોઇ મહાજ્ઞાની મુનિરાજ ભવ્યજીવને દેશનાદ્વારા ઉપદેશામૃત પાતા હોય તેમ લાગે છે. આ દેશનામાં લેખકે પોતાના આજીવનપરિશ્રમે પ્રાપ્ત કરેલ જ્ઞાન–સ્વાનુભવના સારને ટૂંકમાં જિજ્ઞાસુઓ માટે દયાદૃષ્ટિથી પ્રકાશમાં




મૂકેલ છે. તે જ્ઞાનામૃતપિપાસુઓને બહુ આહ્‌લાદ આપી ઉન્નતિક્રમમાં આગળ લઇ જવા સમર્થ થાય તેમ જણાય છે.

આવા સુંદર લેખો લખનાર–ભારત તથા વિદેશોમાં પોતાના ચારિત્રથી વિખ્યાત–એવા શ્રી કર્પૂરવિજયજી મહારાજનો ઉપકાર અનહદ છે, છતાં તેમની લઘુતા તો તેમના પરિચયમાં આવેલા જ જાણે. આ ગ્રંથમાં તેમના શબ્દો તેમની લઘુતા દર્શાવવા સાથે મહત્તાનો ખ્યાલ આપે છે.

" આ સંક્ષિપ્ત વ્યાખ્યા લખી છે. આગમના જાણકારોએ તે કૃપા કરી શોધવી. મૂર્ખશિરોમણી એવા મારા દોષ ન જોતાં હંસચંચુન્યાયે સારગ્રાહી થવું. વિ. "

આવા સાચા–સચ્ચારિત્ર્યવાન–મહાન્ સંતરત્ન–ખાખી–અપ્રમત્ત–દશાના ખપી–વિશ્વસન્મિત્ર–ગુણાનુરાગી–પંડિત પુરુષને મારાં ત્રિકાળ વંદન હજો.

આ લેખસંગ્રહ પ્રકટ કરી પ્રકાશક સમિતિએ ભારતવર્ષ પર ભારે ઉપકાર કર્યો છે તેમને અને તેના પોષક પં. શ્રી પ્રીતિવિજયજી મહારાજને પણ આવા ઉત્તમ કાર્યમાં પ્રેરણા કરવા બદલ ધન્યવાદ ઘટે છે.

સંપૂર્ણપણે આ ગ્રંથપરિચય કરાવવો તે તો " બાલક બાંહ્ય પસારીને કહે ઉદધિ વિસ્તાર " જેવું ગણાય, છતાં પૂજ્યશ્રી પ્રતિનો ભક્તિભાવ અને સન્મિત્ર શ્રી નરોત્તમદાસભાઇ શાહનું ફરમાન મેં શિરોધાર્ય કર્યું છે. બાકી તોઃ—

**મૂરખ અખ્ખર જે કવઇ, તે સવિ સુગુરુ પસાય;**
**વર્ણમાત્ર જીણી શીખવીયું, પ્રણમું તેહના પાય.**

अर्हम् ॐ शांतिः

સાગરતટ,
મુંબઇ,
૫–૫–૪૦

તદ્દપાદરેણુ
**મણિલાલ મોહનલાલ પાદરાકર**





સદ્ગુણાનુરાગી સન્મિત્ર મુનિ મહારાજ

શ્રી કર્પૂરવિજયજી

# લેખ સંગ્રહ



## ભાગ ૩ જો



# પાંચ કલ્પવૃક્ષ સમાન કોને સમજવા?



૧. **જ્ઞાની**–જે વિનય ગુણથી અલંકૃત હોય.

૨. **ભાગ્યવંત**–ભાગ્યશાળી–પુણ્યશાળી જે સુશીલ સદાચારી હોય.

૩. **અધિકારી**–અધિકાર સાથે જે ન્યાય–નીતિને અનુસરે.

૪. **ધનવંત**–શ્રીમંત હોવા સાથે જે ઉદારતાથી ધનનો વ્યય કરે.

૫. **શક્તિવંત**–બળવાન હોવા સાથે ક્ષમા ગુણથી ભૂષિત હોય.

એ પાંચે ઉત્તમ મનુષ્યો કલ્પવૃક્ષની પેઠે બહુ બહુ ઉપકારક બને છે. સ્વપરહિતને ખૂબ સાધી શકે છે, તેથી સુજ્ઞ વિવેકી મનુષ્યોએ ખાસ આદરવા યોગ્ય છે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૬, પૃ. ૨૫૭ ]



# સ્વાધ્યાય ધ્યાન



## હૃદયાંતર્ગત નમસ્કાર મંત્રનું સ્થાન.

૧. ચૌદ પૂર્વધર સાધુને ઉત્કૃષ્ટ સ્વાધ્યાય દ્વાદશાંગરૂપ હોય છે ( મહાપ્રાણધ્યાનથી તે અંતર્મુહૂર્ત્તમાં ચૌદે પૂર્વનું પરાવર્તન કરી શકે છે. ). પછી ઉત્તરોત્તર ન્યૂનતાએ છેવટ દ્વાદશાંગના સારભૂત નમસ્કાર મંત્ર સમજવો.

૨. જેમ અગ્નિ પ્રમુખનો ભય પ્રાપ્ત થવાથી સર્વ વસ્તુને તજી દઇ સારભૂત એક મહારત્ન ગ્રહણ કરી લેવામાં આવે છે તેમ મરણ સમયે દ્વાદશાંગીને પણ તજી, નમસ્કાર મહામંત્રનું જ શરણ-સ્મરણ કરવામાં આવે છે તેથી તે દ્વાદશાંગના સાર-નિચોડરૂપ છે.

૩. સમગ્ર દ્વાદશાંગ પરિણામવિશુદ્ધિને અર્થે જ છે. એવી જ રીતે પરિણામવિશુદ્ધિના કારણરૂપ હોવાથી નમસ્કાર મંત્ર તે દ્વાદશાંગીના અર્થરૂપ કેમ ન કહેવાય ? મતલબ કે પરિણામ-વિશુદ્ધિરૂપ હોવાથી નમસ્કાર મંત્ર પણ દ્વાદશાંગીનાં સારરૂપ જ છે.

૪. તથાપ્રકારના દેશ-કાળમાં સમગ્ર દ્વાદશાંગી પ્રમુખનું અનુચિંતન ગમે તેવા સમર્થ ચિત્તવાળા સાધુ પણ કરી શકતા નથી તેવે પ્રસંગે દ્વાદશાંગીના સારરૂપ નમસ્કાર મહામંત્રનું જ સ્મરણ-ચિંતવન કરવું યુક્ત છે.

## નમસ્કાર મહામંત્રનું માહાત્મ્ય.

૫. તે મહામંત્ર સર્વ મંગળમાં પ્રધાન મંગળરૂપ છે તેથી સર્વ ભય ટળી જાય છે.

૬. તે સર્વ દુઃખને હરે છે, સુખને કરે છે, યશ આપે છે-વધારે છે, સંસારસાગરને શોષવી નાખે છે-જન્મમરણનો અંત આણે છે, વધારે શું વર્ણન કરીએ ? એ નમસ્કાર મંત્ર આ લોક સંબંધી અને પરલોક સંબંધી સમસ્ત સુખનું મૂળ છે

### આ લોક સંબંધી સુખ સંબંધી દૃષ્ટાંત બતાવે છે.

૭. ત્રિદંડીના ઉત્તરસાધક થયેલા **શિવકુમારનું પ્રથમ દૃષ્ટાંત** મશહૂર છે. જેમાં નમસ્કાર મંત્રના પ્રભાવથી મરણાંત કષ્ટ-ઉપસર્ગથી મુક્ત થઇ, પોતે સુવર્ણપુરુષની પ્રાપ્તિ કરી શક્યો હતો.

૮. **બીજું દૃષ્ટાંત શ્રીમતીનું** છે. શ્રીમતીને મારવા તેને પતિએ પ્રપંચ કર્યા છતાં ઉક્ત નમસ્કાર મંત્રના પ્રભાવથી દેવસાનિધ્યવડે સર્પને બદલે ફૂલની માળા થઇ ગઇ હતી. સાક્ષાત્ આવો ચમત્કાર દેખી તેનો પતિ પણ પવિત્ર જૈન ધર્મમાં રક્ત થયો હતો.

૯. **ત્રીજું દૃષ્ટાંત બીજોરાના વનનું** છે. એકદા કોઇ પુરુષે રાજાને એક અદ્ભુત બીજોરું ભેટ કર્યું, તેથી પ્રસન્ન થઈ રાજાએ તેને સારી બક્ષીસ આપી. રાજાએ તેના મૂળ સ્થળનો પત્તો મેળવ્યો તો માલૂમ પડયું કે તે બીજોરાનું વન દેવાધિષ્ઠિત છે. જે કોઇ તેમાંથી બીજોરું તોડી લે છે તે મૃત્યુ પામે છે. તેમ છતાં તેવા ફળના લોભથી રાજાએ લોકોના વારા બાંધ્યા. એકદા એક ઉત્તમ શ્રાવકનો વારો આવ્યો ત્યારે તેણે પ્રસન્નતાપૂર્વક નમસ્કાર મંત્રનું સ્મરણ કરી, તે વનમાં વિવેકથી નિસિહી કહી

પ્રવેશ કર્યો, તેથી અધિષ્ઠાયક દેવ પ્રસન્ન થઇ, પ્રતિબોધ પામી તેની પ્રશંસા કરવા લાગ્યો. શ્રાવકને **વર** માગવાનું કહેતાં તેણે કોઇ જીવનો વધ ન થાય તેમ કરવા જણાવ્યું, તેથી દેવે તેમ વર્તવા કબૂલ કર્યું અને ઘેર બેઠાં બીજોરું મળવા લાગ્યું. એ સર્વ નમસ્કાર મહામંત્રનો પ્રભાવ સમજવો.

**હવે પરલોક સંબંધી દૃષ્ટાંત બતાવે છે.**

૧૦. પરલોક સંબંધી સુખ ઉપર **ચંડપિંગળ નામના ચોરનું પ્રથમ દૃષ્ટાંતઃ**—ચંડપિંગળ નામનો ચોર એક વેશ્યાને ઘરે રહેતો હતો. એકદા રાજાનો મહામૂલ્યવાળો મોતીનો હાર ચોરી તેણે વેશ્યાને આપ્યો. કોઇક મહોત્સવ સમયે તે હાર પહેરી વેશ્યા બહાર ગઈ. તે જોઇ રાણીની દાસીએ તે હારને ઓળખી લઇને તે વાત રાણીને જણાવી. તપાસ કરી ચોરને પકડીને શૂળીએ ચડાવ્યો. વેશ્યાને બહુ પશ્ચાત્તાપ થયો, તેથી શૂળી સમીપે જઈ ચોરને નમસ્કાર મંત્ર સંભળાવ્યો. તે ત્યાંથી શુભ ધ્યાને મરીને રાજાનો જ પુત્ર થયો. તે નમસ્કાર મંત્રના માહાત્મ્યથી અનુક્રમે રાજ્યઋદ્ધિ પામી, દીક્ષા લઇ બહુ સુખી થયો.

૧૧. **બીજું દૃષ્ટાંત હુંડિક યક્ષનું** છે. હુંડિક નામનો ચોર ચોરી કરતો હતો અને મથુરામાં રહેતો હતો. એકદા કોટવાળે પકડી રાજાના હુકમથી તેને શૂળીએ ચડાવ્યો. તે વખતે બહુ તૃષાથી પીડિત થયેલા તેણે નજદીકમાં જ જતાં જિનદત્ત શ્રાવકને કહ્યું કે ' તમે બહુ દયાળુ છો તેથી મને જળ આણી આપો. ' ત્યારે તેણે કહ્યું કે ' હું જળ લાવી આપું ત્યાંસુધી તું નમસ્કારમંત્ર જપ્યા કર. ' ચોરે પણ તેમ જ કર્યું. જિનદત્તના આવ્યા અગાઉ તે ચોર મરણ પામ્યો. એટલામાં જિનદત્ત શ્રાવક જળ લઇને

આવ્યો. ચોરને સહાય કરનાર જાણી રાજાએ તેને પણ શૂળીએ દેવાનો હુકમ કર્યો. તેવામાં પેલો ચોર શુભ ધ્યાને મરી યક્ષપણે ઉત્પન્ન થયો હતો તે અવધિજ્ઞાને જોઇને પોતાના ઉપકારીને સહાય કરવા તરત જ ત્યાં આવ્યો. સહુને ત્રાસ પમાડીને કહ્યું કે–'તમે આ મહાપુરુષને ઓળખતા નથી ? તમે તેને જલ્દી છોડી દો, નહિ તો હું સહુને ચૂરી નાંખીશ.' આમ થવાથી તત્કાળ તે યક્ષને પ્રસન્ન કરવા રાજા વિગેરેએ જિનદત્તને ખમાવ્યો. યક્ષે પણ જિનદત્તની ભારે સ્તુતિ કરી. એ સર્વ પ્રભાવ નમસ્કાર મંત્રનો જાણવો.

**સાર**—સ્વાધ્યાય ધ્યાન અંતર્ગત નમસ્કાર મહામંત્રનો ચમત્કારિક પ્રભાવ અને તેને લગતાં પૂર્વોક્ત દૃષ્ટાંતો ઉપરથી સાર ગ્રહણ કરીને આત્માર્થી ભાઈબહેનો હરહંમેશ નિયમસર સ્વાધ્યાય-ધ્યાનનો અભ્યાસ કર્યા કરે અને નમસ્કાર મહામંત્રનો ભાવાર્થ સારી રીતે સમજી એમાં સત્તાગત રહેલા ઉત્તમ ગુણો પોતામાં પ્રગટ કરવા, તેનું નિયમિત રીતે સ્મરણ–ચિંતવન કરે. સ્થિર મનથી જાપ કરતાં કોઇ એક લાખ, કોઇ નવ લાખ અને કોઇ નવ ક્રોડાદિકનો જાપ અંતરલક્ષ રાખી, કેવળ આત્મશુદ્ધિ નિમિત્તે જ આ લોક કે પરલોકનાં ક્ષણિક સુખની લેશ પણ ઇચ્છા–પરવા વગર પૂરો કરે કે જેથી રાગ–દ્વેષ-મોહાદિક કર્મમળ દૂર થઇ આત્મા ઉજ્જવળ થવા પામે છે. આવો ઉત્તમ સારબોધ સાંભળી, ગ્રહણ કરી, સહુએ તે સ્વાધ્યાય ધ્યાનમાં સારો આદર કરી, મહાપુણ્યથી પ્રાપ્ત થયેલી આ માનવભવાદિક દુર્લભ સામગ્રીને સફળ કરવા પ્રયત્ન કરવો.

[ જૈ. ધ. પ્ર. પુ. ૫૩, પૃ. ૧૫૦ ]

# જીવન-પ્રણાલી.

૧. પરમેશ્વર નથી પૃથ્વીમાં, નથી જળમાં, નથી અગ્નિમાં, નથી વાયુમાં અને નથી આકાશમાં; પરન્તુ તે પ્રકાશે છે માણસના નિર્મળ[1] ચરિત્રમાં.

૨. જેમ જેમ ચારિત્રની શુદ્ધિ સધાય છે તેમ તેમ પરમ-જ્યોતિ પરમાત્મા પ્રસન્ન થાય છે.

૩. જીવન-શોધન માટે વિવેકદૃષ્ટિપૂર્વક સદાચરણ સાધનમાં સદા તત્પર રહેવું એ જ ખરું ડહાપણ છે.

૪. નિન્દા કરનાર પ્રત્યે રૂષ્ટ ન થવું, અને વખાણનાર તરફ રાગી ન થવું. એ બંને પ્રકારના વિકારોને ચિત્તમાંથી કાઢી નાંખી માણસે પોતાના કર્તવ્યસાધનમાં જ નિરત (તત્પર) રહેવું જોઈએ. ( આત્માર્થી જનોનું એ ઉચિત કર્તવ્ય છે. )

૫. તમામ દેહધારી જગત્માં મનુષ્યજીવન જ શ્રેષ્ઠ જીવન છે અને તે મળ્યું છે તે કર્તવ્યસાધન માટે જ છે, તેમાં પ્રમાદ કરવો ઉચિત નથી.

૬. મનુષ્ય માત્ર સાથે સૌહાર્દ ( પ્રેમ-મૈત્રી ), પ્રાણી માત્ર પ્રત્યે દયાળુતા અને સત્ય, સંયમ, અક્રોધ તથા સેવા એ જ જીવની પ્રણાલી છે-જીવવાની રીત છે.

---

૧. સમ્યગ્ ( યથાર્થ ) જ્ઞાન-સમજ સહિત સદાચરણ યોગે પાપ-મેલ ધોવાઇ આત્મા નિર્મળ થવા પામે છે. અનુક્રમે આત્માનો પૂર્ણ વિકાસ થતાં તે પરમાત્મભાવને પામે છે.

૭. આ મહાન્ માર્ગે જે માણસ જેમ જેમ પ્રગતિ કરે છે તેમ તેમ જીવનનો પ્રકાશ ( વિકાસ ) મેળવે છે.[1]

૮. વસ્તુતઃ આ જ ( ગત વાક્યમાં બતાવેલ જીવનપદ્ધતિ ) આસ્તિક્ય છે અને આ જ ધાર્મિક જીવન છે-ઇશ્વરાદિ વિષયક શ્રદ્ધાની ગેરહાજરીમાં પણ.

૯. આત્મા વાસ્તવમાં પરમાત્મા છે, પણ મોહના યોગે વિભાવદશામાં પડેલો છે. વિવેકનો પ્રકાશ થતાં મોહનું હનન-કાર્ય સરળ થશે અને એ જ રસ્તે તેનું ( આત્માનું ) ઉદ્ધરણ થઇ શકશે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૫૧, પૃ. ૧૩૭ ]

---

## હિતોપદેશ.

### જ્ઞાન-જ્ઞાનીનો ભારે પ્રભાવ સમજી તેનું શુદ્ધ પ્રેમ-ભાવથી સેવન કરો.

૧. ભવ-સાગરમાં બૂડતા પ્રાણીઓને **જ્ઞાન** પ્રવહણ તુલ્ય છે અને મોહ-અંધકારનો નાશ કરવા **જ્ઞાન** સૂર્ય-મંડળ સમું છે.

૨. જ્ઞાન, આત્માનો મુખ્ય ગુણ છે. તે આત્મસ્વરૂપ છે. તેના દૃઢ અભ્યાસથી તે ખરા રૂપમાં પ્રકાશે છે; તેથી મોહ-અજ્ઞાન નાશ પામે છે અને દુઃખ-ભ્રાન્તિ ટળી જઇ ખરું સુખ પ્રગટે છે.

---

૧. ઉપકારી જ્ઞાની-અનુભવી પુરુષોએ જીવની લાયકાત-યોગ્યતા પ્રમાણે અનુકૂળ સાધનયોગે આત્માનો જેમ વિકાસ થવો જાણ્યો-જોયો છે તેમ હિતબુદ્ધિથી બતાવ્યો છે, તેને સરળભાવે અનુસરનારા સહેજે સ્વશ્રેય સાધી શકે છે.

૩. સદ્‌વિવેકયોગે ખોટી ભ્રમણા ભાંગે છે અને સાચી લગની લાગે છે, તેથી ચેતન ખોટા–ક્ષણિક–માયિક સુખમાં લપટાતો નથી.

૪. સુજ્ઞ આત્મા હંસની પેઠે અસાર તજી, સાર વસ્તુને જ પસંદ કરે છે.

૫. ખરા જ્ઞાની–વિવેકી સદ્‌ગુરુને અનન્યભાવે સેવવાથી આત્માર્થી–ખપી–ભવ્યજનો અલભ્ય લાભ પામી શકે છે.

૬. સદ્‌ગુરુ કુબોધને ફેડી નાંખે છે, સાચો કલ્યાણમાર્ગ સમજાવે છે, સુગતિ ને કુગતિદાયક પુન્ય ને પાપનું સ્વરૂપ સ્પષ્ટપણે સમજાવે છે. કૃત્ય અને અકૃત્યનો ભેદ યથાર્થ બતાવી, સ્વકર્તવ્યનું ખરું ભાન જાગ્રત કરે છે, જેથી અનાદિ મોહ-માયાવશ નિજ ભાન ભૂલી અનેક અકૃત્યો–પાપોથી પોતે બચી પુન્યના પવિત્ર માર્ગે સંચરી શકે છે અને તેના દૃઢ અભ્યાસથી આત્મોન્નતિ સાધી શકે છે. આવા સદ્‌ગુરુના દૃઢ આલંબનથી જીવનો બેડો પાર થવા પામે છે. જે મોહવિકળ–મૂઢ જીવો આવા સદ્‌ગુરુને ઓળખી આદરી શકતા નથી તેઓ તેમની ખરી સેવા–આરાધના કરી શકતા નથી, તેથી તેમની ભ્રમણા ભાંગતી નથી અને સુપબુદ્ધિથી પણ સ્વચ્છંદપણે અવળે માર્ગે જ અટવાઈ ભારે દુઃખના ભાગી બને છે. તેમાંથી ઉગરવાનો ખરો ઉપાય સમજ્યા વગર તેના દુઃખનો અંત આવતો નથી.

૭. જેમ ભુંડ વિષ્ટાને જ સાર માની તેમાં જ મગ્ન થાય છે તેમ અજ્ઞાની મોહવિકળ જીવ અજ્ઞાનમાં જ રાચે–માચે છે પણ સાચો જ્ઞાની, ખરા જ્ઞાની ગુરુના સાચા બોધથી હંસની પેઠે

ખરી તાત્ત્વિક વસ્તુને યથાર્થ પિછાણી શુદ્ધ પ્રેમભાવથી તેનો જ આદર કરી સુખી થાય છે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૫૨, પૃ. ૨૩૫ ]

## સત્ય માર્ગદર્શક સદ્બોધ.

૧. ભાગ્યથી આધક કોઇ કંઇ પામી શકતું નથી. ગમે તેવા દાતારનો યોગ મળે અને દાન લેવા ઇચ્છનારને ગમે તેટલી ગરજ હોય ને વિચક્ષણ પણ હોય છતાં ભાગ્યથી અધિક મળી શકતું નથી. જુઓ, રાતદિવસ વરસાદ વરસે પણ ખાખરાને ત્રણ પાંદડાં જ રહેવા પામે છે.

૨. દેહ, દ્રવ્ય તથા કુટુંબ વિષે સહુ સંસારી જીવોને રતિ-પ્રીતિ હોય છે, પરંતુ મોક્ષાભિલાષી જનોને તો જિનેશ્વર પ્રભુ, જિનમત ( જૈન ધર્મ ) તથા શ્રી સંઘ ઉપર જ સાચો પ્રેમ-રાગ હોય છે.

૩. પ્રમાદયોગે સ્વચ્છંદપણે ઇંદ્રિયોના વિષયો સેવવાથી જ જીવ સંસારમાં ભટકે છે.

૪. હળુકર્મી જીવો, દુર્લભ ધર્મસામગ્રી પામી, તેનો બને તેટલો લાભ લેતા રહે છે. સ્વચ્છંદપણું તજી શાસ્ત્રાજ્ઞાને અનુસરી ચાલે છે અને પોતાનું ભવિષ્ય સુધારી લેવા ચૂકતા નથી.

૫. અન્યાય-અનીતિથી ઉપાર્જન કરેલું ધન બહુ તો દશ વર્ષ સુધી ટકે છે, લાંબું ટકતું નથી, પણ અગિયારમે વર્ષે તો તેવું ધન સમૂળગું નષ્ટ થઇ જાય છે; છતાં દુર્બુદ્ધિવશ

મોહવિકળ જીવો તુચ્છ ને દુઃખદાયી અનીતિને તજતા નથી અને પોતાના બંને ભવ ( આ ભવ તથા પરભવ ) બગાડે છે.

૬. દાન, ભોગ ને નાશ એ ત્રણ ગતિ દ્રવ્યની કહી છે. જે મુગ્ધજન તેને દાન–ભોગમાં લેતો નથી તેની ત્રીજી ગતિ થાય છે, એમ સમજી ડહાપણથી ધન યોગ્ય પાત્રને દેવું ને ભોગવવું, છતે ધને તેનો નકામો સંચય કૃપણતાથી ન કરવો. પ્રગટપણે જુઓ કે મધમાખીઓએ સંચેલું મધ બીજા ગ્રહણ કરી લે છે; તો પછી આવો ક્લેશકારી પ્રયત્ન નહીં કરતાં, પ્રાપ્ત ધનાદિકનો બને તેટલો સન્માર્ગે વ્યય કરતા રહી પોતાનું ભવિષ્ય કેમ ન સુધારવું ?

૭. સમ્યગ્ જ્ઞાનયોગે સારાં વ્રત–નિયમ અંગીકાર કરીને પાળવા, નવકાર મહામંત્રની બને તેટલી આરાધના કરવી, ન્યાય–નીતિના માર્ગે રુચિ–પ્રીતિ ધરાવી એકનિષ્ઠા–આકરી પ્રમાણિકતા જાળવવી. એ ગુણોથી વિભૂષિત જીવની સુખે સદ્ગતિ થવા પામે છે એમ સમજી એ દિશામાં બને તેટલો પ્રયત્ન કરવો.

[ જૈ. ધ, પ્ર. પુ. ૫૨, પૃ. ૨૩૬ ]

---

## પ્રકીર્ણ બોધ

૧ આરાધના=જ્ઞાન–દર્શન–ચારિત્રની યથાશક્તિ આરાધના ( સેવના ) કરનાર અવશ્ય સુગતિ સાધે છે.

૨ દેવોની વાંછના=આર્યક્ષેત્ર, મનુષ્ય જન્મ અને સુકુળમાં ઉત્પન્ન થવા ઉત્તમ દેવો પણ વાંછના કરે છે.

૩ સુકુળમાં અવતરી, બહુ વિનય–વૈયાવચ્ચ તથા બહુકાળ દીક્ષા-પાલન સાથે શાસ્ત્રપરિચય કરનારને શોચવું ન પડે.

૪ સ્થવિર–વયમાં સાઠ વર્ષની વયથી, જ્ઞાનમાં આચારાંગાદિના જાણપણાથી અને ચારિત્રમાં ૨૦ વર્ષના દીક્ષાપર્યાયથી લેખાય.

૫ ત્રણ પ્રકારના ઈન્દ્રો–જ્ઞાનેન્દ્ર કેવળજ્ઞાની, દર્શનેન્દ્ર ક્ષાયિક સમકિતી ને ચારિત્રેન્દ્ર યથાખ્યાત ચારિત્રી જાણવા.

૬ શ્રાવકના ચાર વિસામા–૧ વ્રત ઉચ્ચરે, ૨ સામાયિકાદિક કરે, ૩ પંચપર્વી પૌષધ કરે અને ૪ અંતસમયે અનશન આદરે.

૭ અનર્થદંડવિરમણ–પાપોપદેશ, દુર્ધ્યાન, સંયુક્તતા અધિકરણ અને પ્રમાદાચરણ–આ ચાર પ્રકારથી ભવભીરુ જીવ વિરમે.

૮ આચાર્ય–૧ ચોળમજીઠ જેવા વૈરાગ્ય રંગથી સ્વપરને રંગનારા, ૨ પરવાળા જેવા પોતાને રંગે, પરને નહીં, ૩ ચૂના જેવા પોતે વૈરાગ્યે ઢીલા છતાં પરને દૃઢ કરનારા અને ૪ ખડી જેવા પોતે પણ ઢીલા ને પરને પણ વાસિત કરવામાં ઢીલા એમ ચાર પ્રકારના હોય.

૯ 'માન માનવને હોય દુરિત શિરતાજ એ'–આ વાક્યનો અર્થ સમજી બને તેટલી નિઃસ્વાર્થ સેવાભક્તિવડે માનનો જય કરવો ઘટે.

૧૦ અજીર્ણ–જ્ઞાનનું અજીર્ણ અભિમાન, તપસ્યાનું ક્રોધ, ક્રિયાનું પારકી નિંદા અને ભોજનનું વમનાદિ અજીર્ણ જાણવું.

૧૧ ગુરુ અને શિષ્યપરિવાર બંને ઉત્તમ અનુત્તમના સંબંધમાં ચઉભંગી સમજી લેવી.

૧૨ ઉત્તમ મેઘસમાન ગુરુજનોની ધર્મદેશના ભવ્યાત્માઓરૂપ સુરસાળ ભૂમિમાં બહુ સારી સફળતા પામે છે.

૧૩ સાધુજનો-રત્નના ગોળા સમાન ગણધર દેવો, હીરા સમાન નિર્ગ્રંથો, સોના સમાન સુગુણી સાધુઓ અને રૂપા સમાન સામાન્ય સાધુઓ જાણવા.

૧૪ આમ્રવૃક્ષ સમાન ઉત્તમ સાધુજનોની ખૂબ સંભાળપૂર્વક કરાતી સેવા ઘણા પ્રકારે ફળદાયી નીવડે છે.

૧૫ શાન્ત-ઉપશાન્ત-પ્રશાન્ત સાધુજનો કઇક ભવ્યાત્માઓનો કષાયતાપ શમાવી ભારે ઉપકારી બને છે.

૧૬ શરીર, વસ્ત્રાદિ ઉપકરણ કે ક્ષેત્રાદિ સ્થાનનિમિત્તે વિષમ પ્રસંગે ઉપજતા કષાયને રોકવા જોઈએ.

૧૭ મનુષ્ય લોકની ઉછળતી દુર્ગંધથી અહીં દેવતાઓ ઓછા આવે છે, પરંતુ તીર્થંકરોના કલ્યાણક પ્રસંગે, ઉપકારી એવા આચાર્યાદિકને વંદનાર્થે, તપસ્વીઓનો મહિમા કરવા માટે અને સ્વજન-મિત્રાદિકના સ્નેહથી આકર્ષાઈને આવે છે.

૧૮ શ્રી તીર્થંકર પ્રભુના જન્મ-દીક્ષા-કેવળજ્ઞાન અને નિર્વાણ કલ્યાણક વખતે સર્વત્ર ઉદ્યોત થાય છે.

૧૯ અહંકારી-ક્રોધી-રોગી અને પ્રમાદી જીવો પવિત્ર ધર્મનો લાભ પામી શકતા નથી.

૨૦ આસો-કાર્તિક-ફાગણ અને ચૈત્રી પુનમ પછીના ચારે મહાપડવાના દિવસ અસ્વાધ્યાય દિન લેખાય છે.

૨૧ આગમ–અનુમાન–ઉપમા અને પ્રત્યક્ષ એમ ચાર પ્રકારના પ્રમાણો વસ્તુસ્થિતિના નિર્ણાયક વર્તે છે.

૨૨ વ્રતોમાં બ્રહ્મચર્ય, આઠ કર્મોમાં મોહનીય કર્મ, પાંચ ઇન્દ્રિયોમાં રસનેન્દ્રિય અને ત્રણ યોગમાં મનયોગને જીતવો બહુ કઠણ છે; પરંતુ તેમને પુરુષાતનવડે જીતી લેવાથી જ માનવદેહની સાર્થકતા છે.

૨૩ લઘુ–તરુણ વયમાં ઇન્દ્રિયનિગ્રહ, ભોગસામગ્રી છતાં વૈરાગ્ય ભાવ અને અધિકાર છતાં સહિષ્ણુતા ભાગ્યયોગે જ સાંપડે છે.

૨૪ જાગતાને ભય, ક્ષમાવંતને કલેશ, ઉદ્યમીને દારિદ્ર અને વીતરાગની વાણી સાંભળનારનું પાપ નાશ પામે છે.

૨૫ રત્નની ખાણો, સત્પુરુષો, દક્ષિણાવર્ત શંખ અને શાસ્ત્ર પ્રમાણે ઉપદેશદાતાઓ થોડા જ હોય છે.

૨૬ પરના દુઃખે દુઃખી, અનુકંપાશીલ, પરોપકારી, ગુણગ્રાહી અને નિર્ધનને સહાય કરી ઉદ્ધરનારા મનુષ્યો વિરલા મળે છે.

૨૭ ઘણા કાયરપણાથી, મોહના ઉદયથી અને ભયની વાત વારંવાર સાંભળવાથી ભય ઉપજે છે.

૨૮ શરીરની અતિ પુષ્ટિથી, મોહના પ્રબળ ઉદયથી, વિષયની વાતો સાંભળવાથી તેમ જ તેવી વાતો વારંવાર સાંભળવાથી ( રાગ–રંગની આસક્તિથી ) વિષયવાંછા જાગૃત થાય છે.

૨૯ ઘણું ધન મેળવવાથી, તેમાં મૂર્છા–મમતા વધવાથી, પરિગ્રહ મેળવવાની વાત એક વાર કે અનેક વાર સાંભળવાથી પરિગ્રહસંજ્ઞા વૃદ્ધિ પામે છે.

૩૦ રોગગ્રસ્તને, વિગઈના તેમ જ વિષયના લોલુપીને, ક્રોધીને તથા કપટીને દીક્ષા દેવી ઘટિત નથી.

૩૧ પ્રીતિ અનુષ્ઠાન, ભક્તિ અનુષ્ઠાન, શાસ્ત્ર-વચન અનુષ્ઠાન અને અસંગ-અમૃત અનુષ્ઠાન અધિકાધિક ગુણકારી હોવાથી તેમાં મુમુક્ષુ જીવોએ અધિકાધિક પ્રેમ-આદર કરવો ઘટે છે.

૩૨ દગ્ધ-શૂન્ય-અવિધિ અને અતિપ્રવૃત્તિ એ ચાર દોષો સમજી ક્રિયા અનુષ્ઠાનમાં થતાં ટાળવા યોગ્ય છે. ( એક ક્રિયા કરતાં અન્યમાં મન દોડે તે દગ્ધ દોષ, મનને પરોવ્યા વગર કરાય તે શૂન્ય દોષ, અસ્તવ્યસ્ત કરાય તે અવિધિ દોષ અને શક્તિ ઉપરાંત હઠ આગ્રહથી કરવામાં આવે તે અતિપ્રવૃત્તિ દોષ જાણવો. )

[ જૈ. ધ. પ્ર. પુ. ૫૨, પૃ. ૨૩૭ ]

---

## બોધ વાક્યો-અમૃત વચનો.

૧. સંપૂર્ણ રાગદ્વેષના ક્ષય વિના સંપૂર્ણ આત્મજ્ઞાન પ્રગટે નહીં એવો નિશ્ચય શ્રી જિનેશ્વરે કહ્યો છે તે ખરેખર વેદાન્તાદિ કરતાં બળવાન પ્રમાણભૂત છે.

૨. વિચારવાનને દેહ છૂટવા સંબંધી હર્ષ કે ખેદ કરવો ઘટે નહીં. આત્મપરિણામ વિઘટે-રાગદ્વેષથી મલિનતા પામે તે જ હાનિ અને તે જ ભાવમરણ છે. સ્વભાવસન્મુખતા તથા તેની દૃઢ ઇચ્છા પણ હર્ષ-ખેદને ટાળે છે.

૩. જે તીર્થંકરે 'જ્ઞાનનું ફળ વિરતિ' કહ્યું છે તે તીર્થંકરને અત્યન્ત ભક્તિભાવે નમસ્કાર હો !

૪. ચેતનને ચેતન પરિણામ હોય અને જડને જડ પરિણામ હોય એ જ પદાર્થની સ્થિતિ છે. પ્રત્યેક સમયે જે જે પરિણામ થાય છે તે તે પર્યાય છે. વિચાર કરવાથી આ વાત યથાર્થ લાગશે.

૫. ( તીવ્ર રાગદ્વેષમય ) ગ્રંથીનો ભેદ થવામાં જે વીર્યશક્તિ જોઇએ તે થવાને અર્થે જ જીવોને સત્સમાગમ, સદ્વિચાર અને સદ્ગ્રંથનો પરિચય નિરંતરપણે કરવો શ્રેયભૂત છે.

૬. આજે આપણે કરીએ છીએ તેમાં કોઇ એવી વાત રહી જાય છે કે જેથી 'ધર્મ' અને 'જ્ઞાન' આપણને પોતાને તથારૂપે પરિણમતા નથી અને કષાય તેમ જ મિથ્યાત્વ( સંદેહ )નું મંદપણું થતું નથી, માટે આપણે આપણા જીવન-કલ્યાણનો ફરી ફરી વિચાર કરવા યોગ્ય છે.

૭. સંદેહ એ છે કે આ જીવ ભવ્ય છે કે અભવ્ય ? મિથ્યાદૃષ્ટિ છે કે સમ્યગ્દૃષ્ટિ ? સુલભબોધિ છે કે દુર્લભબોધિ ? અલ્પ સંસારી છે કે અધિક સંસારી ? આનો ઉત્તર આપણને સમજાય તેવો પ્રયત્ન કરવો જોઇએ.

૮ પરમશાન્તિયુક્ત શ્રુતના વિચારમાં ઇન્દ્રિયનિગ્રહપૂર્વક આત્મપ્રવૃત્તિ રાખવાથી સ્વરૂપસ્થિરતા અપૂર્વપણે પ્રગટે છે.

૯ પ્રાણીમાત્રનો રક્ષક, બંધવ ને હિતકારી એવો કોઇ પણ ઉપાય હોય તો તે વીતરાગનો ધર્મ જ છે.

૧૦ ઇન્દ્રિયનિગ્રહના અભ્યાસપૂર્વક સત્શ્રુતસેવા અલૌકિક ફળદાયી છે. અમૃત સમાન છે.

૧૧ જ્ઞાનીને ઓળખી તેની આજ્ઞાને આરાધતાં અનેકવિધ કલ્યાણ થાય છે.

૧૨ સમતાએ કર્મ ભોગવતાં નિર્જરે છે–ક્ષીણ થાય છે.

૧૩ શારીરિક વિષય ભોગવતાં શારીરિક શક્તિ ક્ષીણ થાય છે.

૧૪ જ્ઞાનીઓનો માર્ગ સીધો ને સુલભ છે પણ તે પામવો વિકટ ને દુર્લભ છે. શંકા કર્યા વગર તે આરાધે તો તે પામવો સુલભ છે.

૧૫ નિવૃત્તિવાન દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ને ભાવનો યોગ બનવાથી જીવ ઉત્તરોત્તર ઊંચી ભૂમિકાને પામે છે, તેથી તેનો ખપ કરવો.

૧૬ આવા અમૂલ્ય મનુષ્યપણાનો એક સમય પણ પરપ્રવૃત્તિએ ( નકામો ) જવા દેવો યોગ્ય નથી.

૧૭ ત્યાગ, વૈરાગ્ય, ઉપશમ અને ભક્તિ મુમુક્ષુ જીવે સહજસ્વભાવરૂપ કરી મૂક્યા વગર આત્મદશા કેમ આવી શકે ? નિરંતર તે ભાવો પ્રત્યે લક્ષ રાખવાથી કાર્યસિદ્ધિ થાય છે.

૧૮ જન્મ–જરા–મરણાદિક દુઃખે કરી સમસ્ત સંસાર અશરણ છે. સર્વ પ્રકારે જેણે તે સંસારની આશા તજી તે જ નિર્ભય થયા છે અને આત્મસ્વભાવને પામ્યા છે.

૧૯ કોટી અજ્ઞાનીના કોટી અભિપ્રાયો છે અને કોટી જ્ઞાનીઓનો એક અભિપ્રાય છે.

૨૦ મોહવશ જીવને વૃત્તિઓ છેતરે છે–જીવ છેતરાય છે.

૨૧ આત્માને કર્મે તદ્દન આવરી નાંખ્યો નથી, આત્માના પુરુષાર્થ–ધર્મનો માર્ગ આરાધક માટે તદ્દન ખુલ્લો છે.

૨૨ સત્સંગ અને સદ્વિચારનો યોગ ન મળે તો આત્મગુણ પ્રગટ થતો નથી; તેવા સત્સાધનની પૂરી જરૂર છે.

૨૩ લોકો જ્ઞાનીને લોકદૃષ્ટિથી દેખે તો તેને ઓળખે નહીં.

૨૪ દૃઢ નિશ્ચય કરવો તે વૃત્તિઓને બહાર જતી અટકાવવી છે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૬, પૃ. ૧૨૮ ]

---

## હિત–ઉપદેશ.

૧ હે ભવ્યજનો ! જ્યાં સુધી જીવિત અવશિષ્ટ ( બાકી ) છે, જ્યાં સુધી ચિત્તમાં થોડો પણ ઉત્સાહ છે ત્યાં સુધી જ આત્મહિત સાધી લેવું શક્ય છે, નહીં તો પછી પસ્તાવું પડશે.

૨ ચારિત્ર ગ્રહણ કરીને જે સંયમકરણીમાં શિથિલતા કરે છે તે સાધુ આ લોકમાં નિન્દાપાત્ર થાય છે અને પરલોકમાં દુર્ગતિ પામી દુઃખી થાય છે. તેને ઉભય લોકમાં હાનિ થાય છે.

૩ જે બાપડા જિનવચનને જાણતા જ નથી તે શોચવા યોગ્ય જ છે, પરન્તુ જેઓ જિનવચનને જાણતા છતાં પ્રમાદવશ પડી તે મુજબ વર્તતા નથી તે પામર જીવો તો વિશેષ શોચવા યોગ્ય છે. તેમનું જાણપણું નિષ્ફળ છે. તેવા હતભાગીઓ કંઈ પણ શુભ ફળ મેળવી શકતા નથી.

૪ જેમને જેવી ગતિમાં જવાનું હોય છે તેમને તેવી જ શુભાશુભ કરણી કરવી સૂઝે છે.

૫ જે છડેચોક ગુરુમહારાજનો પરાભવ કરે છે, સમતાવંત સાધુનો અનાદર કરે છે, ક્ષણે ક્ષણે મનમાં રોષ લાવે છે અને ધર્મકરણી કડવી લાગે છે તેને દુર્ગતિમાં જવાનો જ વિચાર છે, એમ સમજવું.

૬ અનેકવિધ ભાવી દુઃખના ભયથી, મુનિજનો જ્ઞાન–અંકુશ-વડે રાગરૂપ હાથીને દમે છે.

૭ સદ્ગતિનો માર્ગ બતાવનાર, જ્ઞાનચક્ષુના દાતા એવા ધર્માચાર્યને સર્વસ્વ અર્પવું જોઇએ.

૮ તત્ત્વજ્ઞ અને તત્ત્વ–ઉપદેશની બલિહારી છે. સાચો માર્ગ પામી જીવ અનંતા દુઃખથી મૂકાય છે.

૯ અનેક ભવ સુધી કોટિગમે ઉપાય કરતાં છતાં સત્ય ધર્મદાતા ગુરુનો બદલો વળી શકતો નથી.

૧૦ જેના ઘટમાં સમકિત–રત્ન પ્રગટ્યું છે તેનાં જ્ઞાન અને ચારિત્ર મોક્ષદાયક થાય છે.

૧૧ પવિત્ર રત્નત્રયી( જ્ઞાન–દર્શન–ચારિત્ર )નું પ્રમાદ રહિત આરાધન કરનાર અવશ્ય સ્વહિત સાધી શકે છે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૭, પૃ. ૨૫૫ ]



## નિકટભવી જીવનાં લક્ષણ.

૧ આ સંસારરૂપ કારાગૃહમાં થતા અનેક પ્રકારના કર્મ-બંધનથી જેનું મન ઉદ્વિગ્ન બન્યું છે, વિરક્ત—વૈરાગ્યવાસિત થયું છે, અર્થાત્ આ સંસારના બંધનથી હું શી રીતે છૂટીશ? એવી આત્મવિચારણા અહોનિશ કરતો રહે છે તે નિકટભવી જીવ જાણવો.

૨ જે જીવ થોડા જ વખતમાં જન્મમરણાદિક અનંતા દુઃખોનો અંત કરીને મોક્ષગતિરૂપ પરમાનંદ ધામ પામવાનો હોય તે વિષયસુખમાં રાચે નહીં અને આત્મસાધનમાં આત્માની સર્વ શક્તિનો ઉપયોગ કરવાનું ચૂકે નહીં.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૭, પૃ. ૨૫૬ ]

---

## આત્મહિત સાધવામાં ઉપેક્ષા કરવાથી થતો અનર્થ.

૧ પ્રાપ્ત ધર્મસામગ્રીનો વિવેકથી લાભ નહીં લેનારને ફરી તેવી સામગ્રી મળવી જ મુશ્કેલ છે.

૨ જે પામેલી સામગ્રીનો લાભ લેતા નથી અને તે ભવાન્તરમાં મળવાની પ્રાર્થના કરતા રહે છે તેવી પોકળ પ્રાર્થના શી રીતે ફળશે? જન્માન્તરમાં તેવી ધર્મસામગ્રી શી રીતે સાંપડશે?

૩ જૈનધર્મને સાક્ષાત્ પામ્યા છતાં વિષયકષાયાદિક પ્રમાદ-વશવર્તીપણાથી જે તેનો અનાદર કરે છે તેને તે જન્માન્તરમાં પ્રાપ્ત થઈ શકતો નથી. પ્રાપ્ત ધર્મસામગ્રીનો યથાશક્તિ લાભ લેનાર પ્રાણીઓને પરભવમાં પણ તે સુખે પ્રાપ્ત થઈ શકે છે.

૪ સંઘયણુ, કાળ અને બળની હાનિ, દુષમ આરો તથા રોગાદિકનાં બાનાં કાઢીને નિરુદ્યમી જીવો વ્રતનિયમની સુખદાયક શૈલીનો ત્યાગ કરી બેસે છે. આવા સ્વેચ્છાચારી પ્રમાદી જીવો સ્વપરહિતનો વિનાશ કરે છે અને પરિણામે બહુ દુઃખી થાય છે.

૫ તેથી આત્મહિત સાધવામાં તેવી અનર્થકારી ઉપેક્ષા સુજ્ઞજનોએ કરવી નહીં.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૭, પૃ. ૨૫૬ ]

## વચનામૃત.

( ૧ )

૧ સાચો કલ્યાણનો માર્ગ પ્રાપ્ત થવો જીવને પરમ દુર્લભ છે.

૨ ‘ શાસ્ત્ર ઘણાં મતિ થોડલી, શિષ્ટ કહે તે પ્રમાણ. ’

૩ હજારો ઉપદેશ વચન સાંભળવા કરતાં તેમાંનાં થોડાં પણ ગ્રહણ કરવાં–વર્તનમાં મૂકવાં વિશેષ કલ્યાણકારી છે.

૪ જ્ઞાની પુરુષની ઓળખાણ નહીં થવામાં ઘણું કરીને બે મહાન દોષ આડા આવે છે: એક તો હું જાણું છું–સમજું છું એવું અભિમાન જીવને રહ્યા કરે છે, તેને બીજું વિષય–પરિગ્રહાદિકમાં વિશેષ રાગ વર્તે છે.

૫ આત્માર્થી જનોને આત્મપ્રાપ્તિનો ખરો રસ્તો બતાવે–આત્માના સ્વરૂપને ઓળખાવે અને માયા–જાળથી મૂકાવે

એવા ચંદન જેવા સદા શીતળ સંત મહાત્માઓની સેવા–શુશ્રૂષા કરવી અતિ આવશ્યક છે. એવા સદ્‌ગુરુનો યોગ ચિન્તામણિ રત્ન જેવો દુર્લભ છે.

( ૨ )

૧ સત્સંગમાં રહે–તેનો અત્યન્ત આદર કર–ભૂલેચૂકે પણ અનાદર ન કર.

૨ ઉત્તમ ધન્વન્તરી વૈદ્ય સમા તેનાં હિતવચનોને હૈયામાં ધર.

૩ તેનું યથાશક્તિ પાલન કરવામાં આલસ–પ્રમાદ ન કર.

૪ નમ્રતા, કૃતજ્ઞતા અને સદ્‌ગુણાનુરાગનો બહુ સારી રીતે આદર કર.

૫ સવારમાં ( પ્રભાતમાં ) પરમાત્માની શુદ્ધ ભાવે સ્તુતિ કરી ઉચ્ચ મનોરથપૂર્વક પ્રાર્થના કર કે ‘ મારા માતા, પિતા, ગુરુ પ્રમુખ વડિલોનું તેમ જ શત્રુ મિત્રો વિગેરે સમસ્ત જીવોનું કલ્યાણ–મંગળ થાઓ ! સર્વને સદ્‌બુદ્ધિ પ્રાપ્ત થાઓ ! સર્વે દોષો–અપરાધો નષ્ટ થાઓ ! અને સર્વે સુખી થાઓ ! ’ આવી ઉદાર ભાવના સદા ય ભાવવી.

( ૩ )

૧ જ્યાં ‘લઘુતા ત્યાં પ્રભુતા.’ ‘નમે તે પ્રભુને ગમે.’ ‘વિનય વેરીને વશ કરે.’

૨ ‘ આપ ગુણી ને વળી ગુણરાગી, જગમાં એહની કીરતિ ગાજી. ’

૩ જો અન્યને અભય આપશો તો અભય થશો, શાન્તિ આપશો તો શાન્તિ મેળવશો.

૪ વસ્તુસ્થિતિ ઠીક સમજ્યા વગર મોક્ષસુખની ઇચ્છા રાખવી વૃથા છે.

૫ પ્રમાદીને સર્વત્ર ભય રહેલ છે, અપ્રમાદીને કયાંય પણ ભય હોતો નથી.

( ૪ )

૧ પરની ઇચ્છા-સ્પૃહા, આશીભાવ, દીનતા, કર્માધીનતા, જન્મ, મરણ, અજ્ઞાન અને મિથ્યાત્વ એ જ પરમ મોટાં ભય-દુઃખદાયક છે.

૨ જિંદગી ટૂંકી છે, જંજાળ લાંબી છે. જો જંજાળને ટુંકાવશો તો જિંદગી લાંબી જણાશે.

૩ હર્ષને અંતે શોક, ચડતીને છેડે પડતી, સુખને અંતે દુઃખ, ઉદય પછી અસ્ત.

૪ પોતાના દોષ જોવાથી ( આત્મનિરીક્ષણની ટેવથી ) દોષ દૂર થઇ શકશે.

૫ તું કોણ છે ? શા માટે જન્મ્યો છે ? શું કરવાનું છે ? તેની ઉપેક્ષા કેમ કરે છે ? શા માટે ભમે છે ? આંતરદૃષ્ટિ ખોલ અને સાધ્ય નક્કી કરી સાધના કરવા માંડ.

( ૫ )

૧ આત્મ-ચિન્તા ઉત્તમ છે, મોહ-ચિન્તા મધ્યમ છે, કામ ( વિષયભોગ ) ચિન્તા અધમ છે અને જડ દેહાદિકની ચિન્તા અધમાધમ છે.

૨ પરના લાખો દોષોને તજી સજ્જનો પરનાં ગુણોને ગ્રહણ કરે છે, ત્યારે દુર્જનો પરના લાખો ગુણોને તજી, તેના દોષમાત્રને ગ્રહણ કરે છે.

૩ ગમે તેવું ભારે કષ્ટ સહન કરવું સહેલું છે પણ પાપી દંભ તજવો દુર્લભ છે.

૪ 'કંચન તજવું સ્હેલ છે, (પણ) પરનારીનો સ્નેહ;
પરનિંદા પર ઇરષા, દુર્લભ તજવા તેહ.'

૫ પરને શિખામણ દેવી સ્હેલ છે, એજ શિખામણ જાતે ગ્રહણ કરવી કઠણ છે, તેમ છતાં ખરો કલ્યાણનો માર્ગ એ જ છે; પરોપદેશે પાંડિત્યનો નથી.

( ૬ )

૧ ખીલે તે કરમાય. જન્મે એ મરે, એ કુદરતનો અટલ કાયદો છે.

૨ દેહાભિમાન તજવું અને આપણો આત્મા જ પરમાત્મા થવાને લાયક છે, શક્તિરૂપે પરમાત્મા છે, એવો સ્વાનુભવ કરવો, એ સર્વે આસ્તિક–પ્રમાણિક સત્શાસ્ત્રોનો સાર છે.

૩ બાહ્ય શાસ્ત્રો ભણવાં તે દ્રવ્યજ્ઞાન છે અને આત્મસ્વરૂપને જાણવું–અનુભવવું એ ભાવજ્ઞાન ખાસ આદરવા યોગ્ય છે.

૪ બહિરાત્મા સુંદર રૂપ, ધન, બળ અને સ્ત્રી પુત્ર પ્રમુખ બાહ્ય વસ્તુની ઇચ્છા કરે છે અને અંતરાત્મા સુવિવેકયોગે તે બધાં મોહબંધનોથી મુક્ત થવા–છૂટવા ઇચ્છે છે.

૫ દેહાદિક જડ વસ્તુની નકામી ચિન્તા તજી, બને તેટલી વધારે ચિન્તા નિજ આત્માની કરવી ઘટે. એમ કરવાથી અનેક ભવનાં પાપબંધન આ એક જ ભવમાં ટાળી શકાય છે.

( ૭ )

૧ તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરવો, મમત્વનો ત્યાગ કરવો અને પરિગ્રહને પાપનું મૂળ સમજી તેના પરનો રાગ ઘટાડવો, તેમાં સાક્ષીભાવે રહેવું, પરમાત્મભાવ પમાય એવા અભેદ સ્વરૂપનું ચિન્તન કરવું અને તેમાં સ્થિર થવા દૃઢ પ્રયત્ન કરવો.

૨ અનંત જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય સંયુક્ત આત્માનું શુદ્ધ સ્વરૂપ ચિન્તવ્યા વગર એક ક્ષણ પણ નકામી જવા દેવી નહીં.

૩ શક્તિરૂપે સર્વે આત્મા સમાન હોવાથી તેમાં આત્મવત્ બુદ્ધિ રાખવી. સહુ કોઇ સાચા કલ્યાણમાર્ગે પુરુષાતન ફોરવી, આત્મવિકાસ સાધી, સંપૂર્ણ આત્મશાન્તિ પામો એવી ઉદાર ભાવના રાખવી.

૪ વિષયાસક્તિ તજી શુદ્ધ આત્માની ઉપાસના કરવી.

૫ ક્ષણિક વિષયસુખમાં મુંઝાઇ જઇને, અનંત અવિનાશી આત્મિક સુખ સાધી લેવાનું ભૂલાઇ જવું જોઇએ નહીં.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૮, પૃ. ૧૪૦. ]



# લક્ષ્મીનો વાસ ક્યાં હોય છે ?

૧ જે સ્ત્રી, માત-પિતા, સાસુ-સસરા આદિ વડિલોની પૂજા કરે છે અને પતિ ઉપર પ્રેમ રાખે છે તેને ત્યાં લક્ષ્મીનો વાસ હોય છે.

૨ જે સ્ત્રી સુંદર વસ્ત્રાલંકારોથી નહીં પણ સદાચારથી પોતાના અંગને શણગારે છે, કંકણથી નહીં પણ દાનથી પોતાના હાથને શોભાવે છે, નવા નવા અભિલાષોને નહીં વધારતાં આત્મસંયમનો જ વધારો કરે છે, સર્વ સાથે સૌજન્યથી વર્તી સલાહસંપથી રહે છે અને સદા મધુર વાણીથી બોલે છે તેને ત્યાં લક્ષ્મીનો વાસ હોય છે.

૩ જે સ્ત્રી સદા ઉદ્યોગી, સંતોષી, પ્રસન્નમુખી, મિતાહારી અને મિતાચારી રહીને પોતાના હૃદયને અને શરીરને પવિત્ર રાખે છે તેને ત્યાં લક્ષ્મીનો વાસ હોય છે.

૪ જે સ્ત્રી પોતાની જાતની, બાળબચ્ચાંની, પતિની અને અન્ય કુટુંબીજનોની સંભાળ રાખે છે, બચ્ચાંને પ્રીતિપૂર્વક પોતાને જ હાથે ઉછેરે છે અને કેળવે છે તેને ત્યાં લક્ષ્મીનો વાસ હોય છે.

૫ જે સ્ત્રી સૂર્યોદય પહેલાં ઊઠીને દેહ, વાળ, દાંત, કપડાં અને ઘરની તમામ ચીજો સાફ કરે છે, કાળજીપૂર્વક ઘરકામમાં મંડી જાય છે અને પતિ તથા બાળબચ્ચાંને સુખી રાખે છે તેને ત્યાં લક્ષ્મીનો વાસ હોય છે.

**સાર**—ઉપરની હકીકત બરાબર લક્ષમાં લેતાં સ્ત્રીઓએ પોતાની જાતને કેળવી કેવી તૈયાર કરવી જોઈએ તેનો સ્પષ્ટ ખ્યાલ આવશે. જે સ્ત્રી પોતાની જાતને સારી રીતે કેળવી

સુધારી શકે છે તે જ પોતાની સંતતિને પણ તેનો સુંદર વારસો આપવા ભાગ્યશાળી થઇ શકે છે.

[ જૈ. ધ. પ્ર. પૃ. ૪૮, પૃ. ૧૪૨ ]

## શુદ્ધ ચારિત્રનો પ્રભાવ.

"સદ્વર્તન, કર્તવ્યપ્રેમ અને પ્રમાણિકપણું–આ ગુણો મનુષ્યને માટે એટલા બધા જરૂરના અને મહત્ત્વના છે કે એના વગર શુદ્ધ ચારિત્ર બંધાવું જ અસંભવિત અથવા અશકય છે."

"કોઇપણ દેશ સમાજની ઉન્નતિનો આધાર ત્યાંની ઉપજ, ત્યાંના સુદૃઢ વિશાળ કિલ્લાઓ કે સુંદર ઇમારતો ઉપર રહેલો નથી, પરંતુ તે દેશનાં દૃઢ ચારિત્રવાન મનુષ્યો ઉપર રહેલો છે. એ સદ્વાકય હૃદયમાં કોરી રાખવા યોગ્ય છે."

"દેશની શક્તિનું માપ વસ્તીની વિશેષ સંખ્યા ઉપરથી નહીં, પરન્તુ પ્રજાના ચારિત્ર–સદાચરણ ઉપરથી થાય છે."

"એકાદ વિલક્ષણ બુદ્ધિવાળાને જોઇને આનંદ થાય છે ખરો; પરન્તુ માન–સન્માન તો સદાચરણીને જ વધારે અપાય છે."

"બુદ્ધિ તો મગજનો વિષય છે પણ વ્યવહાર તો હૃદયથી જ દીપે છે. જયાં સુધી હૃદય ઉન્નત–વિશાળ–ઉદાત્ત થયું નથી ત્યાં સુધી બીજું બધું શિક્ષણ અપૂર્ણ છે."

"જે જે મહાપુરુષો આ સંસારમાં કીર્તિના અચળ સ્થંભો ઊભા કરી ગયા છે તે પોતાના સદાચરણ–ચારિત્રવડે જ કરી ગયા છે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૮, પૃ. ૧૪૩. ]

## "બાળ સ્વભાવ"

"જમીનનો એ સ્વભાવ છે કે જો તેમાં સારાં બીજ વાવવામાં નહીં આવે તો તૃણાદિક હલકા છોડવાઓ આપોઆપ જ તેમાંથી ઊગી નીકળશે. આ સંબંધમાં જમીનનો અને બાળકોનો સ્વભાવ એક સરખો છે. જો બાળકને બચપણથી જ સારી ટેવનો અભ્યાસ નહીં પાડવામાં આવે તો તે આપોઆપ નઠારી ટેવો પકડી લે છે અને સારી કે નઠારી ગમે તેવી આદત એક વાર પડ્યા પછી તેના પંજામાંથી છૂટવું બહુ જ મુશ્કેલ થઈ પડે છે."

"વિદ્વાન પુરુષો પણ આદત( કુટેવ )ના ગુલામ હોય છે, કારણ કે બચપણમાં જે ટેવ પડી ગઈ હોય છે તે ભાગ્યે જ છૂટી શકે છે, માટે માબાપનું સૌથી મોટું કર્તવ્ય એ જ સિદ્ધ થાય છે કે તેમણે ( પોતે કુટેવો તજી ) પોતાના સંતાનોને સારી ટેવો પાડતાં શિખવવું."

"એક ઉત્તમ શાણી માતા સો શિક્ષકોની ગરજ સારે છે. એ વચનનો મર્મ વિચારવો જોઈએ. સહુને સદ્બુદ્ધિ સૂઝો."

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૮, પૃ. ૧૪૪. ]

---

## ભાષાસમિતિ–કેવી ભાષા બોલવી ?

**ઉપદેશમાળાકાર** કહે છે તેમ મિષ્ટ–મધુર, ડાહ્યું–ડહાપણભર્યું, થોડું–પ્રમાણસર, પ્રસંગને લગતું–મુદ્દાસર, ગર્વરહિત–નમ્રતાભર્યું, તુચ્છતા વગરનું–તુંકાર હુંકાર વિનાનું, ગંભી-

રતાવાળું, પહેલાં પરિણામનો વિચાર કરીને ઉચ્ચારેલું, ધર્મને બાધક ન આવે એવું હિતવચન જરૂરી પ્રસંગે બોલવું ઉચિત કહ્યું છે.

**સાર**—ઉપરની એકાન્ત હિતકારી વાત લક્ષમાં રાખીને આત્માર્થી સજ્જનોએ (૧) કોઇની નિન્દાનો એક પણ શબ્દ ઉચ્ચારવો નહીં, (૨) પોતાની તેમ જ પરની હલકાઈ થાય તેવું વચન પણ બોલવું નહી, (૩) કોઇની મશ્કરી-ઠઠ્ઠાબાજી કરવી નહીં, (૪) વિચાર્યા વગર એકદમ જેમ તેમ સાહસિક વચન બોલી નાખવું નહીં, (૫) કોઈની ઉપર આળ ચડાવનારું વાક્ય ઉચ્ચારવું નહીં, (૬) અવસર વિના-કવખતે બોલવું નહીં, (૭) તેમજ અવસર પામીને પણ હિતકારી પરિમિત ( માપસર ), અત્યંત પ્રિય લાગે તેવું, શુભ, સર્વને સુખકારી, નમ્ર અને સત્ય વચન બોલવું, એથી વિપરીત ન બોલવું.

**વિશેષમાં**—૧ માર્ગમાં ચાલતાં કંઈ પણ વાતચીત કરવી નહીં.

૨ માર્ગે ચાલતાં મૌનપણે રહી જીવરક્ષાનું બરાબર ભાન રાખવું.

૩ ઠેકાણાસર પણ સત્ય ને પ્રસંગોચિત હોય છતાં સાવદ્ય-સદોષ વચન ન બોલવું.

૪ કોઇના મર્મની છુપાવવા જેવી છાની વાત અન્યને ન કરવી.

૫ કઠોર અને નિર્દય વચન ન ઉચ્ચારવા.

૬ સંપૂર્ણ જાણ્યા વગર નિશ્ચય રૂપે ન બોલવું.

૭ કોઇના અંગમાં કંઇ ખોડ–ખાંપણુ હોય તો તે ખોડ-ખાંપણવાળા વિશેષણથી તેને બોલાવવા કે સંબોધવા નહિં.

૮ સર્વ જીવોને હિતકારી અને દોષ રહિત એવું માપસર સંયમધર્મની રક્ષાર્થે બોલાય તે ભાષાસમિતિ સમજવી.

ક્રોધ, માન, માયા, લોભ, ભય, હાસ્ય, મુખરતા–વાચાળતા અને વિકથા ( પરનિંદા અને આપબડાઇભરી નકામી વાતો ) એ આઠ પ્રકારના દોષના સ્થાનોને શાણા–પ્રજ્ઞાવંત સજ્જનોએ તજવાં જોઇએ અને ખાસ જરૂરી પ્રસંગે જ નિર્દોષ–હિતમિત ભાષાનો ઉપયોગ કરવો જોઇએ.

**मौनं सर्वार्थसाधनं**—એ વચનને અનુસરી શકાય ત્યાં જરૂર અનુસરવું જ, પરંતુ બોલવાની જ્યાં જરૂર જ જણાય ત્યાં ઉપરોક્ત હકીકત લક્ષમાં રાખ્યા કરવી.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૮, પૃ. ૧૪૪ ]

---

## વચનામૃત.

૧ પોતાને પ્રતિકૂળ લાગે તેવું અણગમતું કાર્ય અન્ય પ્રત્યે આચરવું નહીં.

૨ પોતાને પ્રિય હોય તેવી વસ્તુ ગમે ત્યાં કે ગમે તેની પાસે હોય તે જોઇને રાજી થવું, પણ ઇર્ષા કરવી નહીં. પ્રિય ને હિતકારી વસ્તુ પ્રાપ્ત કરવા માટે પ્રમાણિક યત્ન કરવો, જેથી અંતરાયનો જલદી અંત આવે.

૩ મનમાં જે શુભ કાર્ય કરવાનો ઉત્સાહ થયો હોય તે

કાર્ય કરવામાં મુહૂર્ત્ત કે શુકન જોવા થોભવું નહીં. ઉત્સાહને જ મુહૂર્ત્ત લેખી કાર્ય શરૂ કરવું.

૪ કોઇ પણ જાતની મુંઝવણમાં ડાહ્યા માણસની સલાહ લેવા નીકળવું તેના કરતાં આપણા મનને ડાહ્યું બનાવવું, જેથી તે ગમે તે વખતે સાચી સલાહ આપી શકશે.

૫ કોઈ માણસ આપણી પાસે કાંઈ વાત કરે તે વખતે તેની વાત ઉપર લક્ષ રાખવા સાથે તેની શારીરિક ચેષ્ટા ઉપર સવિશેષ ધ્યાન આપવું.

૬ નિન્દાની બીકે નિન્દિત કાર્ય કરવું નહીં અને સત્કાય કરતાં અટકવું નહીં.

૭ શ્રદ્ધા–આસ્થાની પહેલી જરૂર છે. તે વગર એકે વાત હૃદયમાં સ્થિર થઈ શકતી નથી. શ્રદ્ધામાં વિપરીતતા ન આવે એવી સંભાળ જરૂર રાખવી.

૮ વિચાર કરતાં તરત ન સમજી શકાય એવી વાત હોય તો તે એકદમ ખોટી છે એમ માની લેવું નહીં કે જાહેર કરવા સાહસ ખેડવું નહીં.

૯ જેટલું આપણે સમજી શકતા હોઇએ તેટલું જ સાંભળવું અને વાંચવું. નહિ સમજાયેલી વાત ચિત્તને ક્ષોભ કરે છે.

૧૦ વીતરાગે રાગ–દ્વેષનો ત્યાગ એ જ ધર્મ બતાવેલો છે. જે જે પ્રવૃત્તિમાં રાગ–દ્વેષની ઉત્પત્તિ થતી હોય ત્યાં ધર્મ નથી.

૧૧ અરિહંતની પૂજા કરનારે અરિહંત ઉપર પ્રેમ પ્રથમ

ઉત્પન્ન કરવો જોઇએ અને તે પ્રેમ દુનિયાની સર્વ ચીજ પરના પ્રેમ કરતાં વધારે ઉત્તમ જોઇએ.

૧૨ ગુરુદર્શનથી અથવા તેમની દેશનાથી આપણને લાભ થવો જોઇએ અને જો તે ન થતો હોય તો દર્શનમાં કે સાંભળવામાં આપણી ખામી છે અથવા તો તે સ્થળ તે પ્રાપ્તિનું નથી એમ માનવું.

૧૩ દરેક વાત નિષેધના રૂપમાં બોલવા કરતાં પ્રતિપાદનના રૂપમાં બોલવી.

૧૪ ધર્મ સંબંધમાં વિતંડાવાદ ન કરતાં સંવાદ કરવો.

૧૫ કોઇ માણસને આપણા વિચાર તરફ ખેંચવો હોય તો આપણા વિચારો યત્નપૂર્વક તેના મગજમાં ઠસાવવા; પણ પ્રતિપક્ષી વિચારોનું ખંડન અથવા નિંદા કરવી નહીં.

૧૬ કોઇ પણ શિષ્ટ પુરુષની પ્રશંસા એવા પ્રકારે ન કરવી કે જેથી બીજા શિષ્ટ પુરુષોની નિંદા થઇ જાય.

૧૭ એક તીર્થની પ્રશંસા કરતાં બીજા તીર્થોની ન્યૂનતા ન બતાવવી.

૧૮ જિંદગીમાં એવું એક ધર્મ અનુષ્ઠાન તો જરૂર કરવું કે જે જિંદગીના છેડા સુધી ટકી શકે.

૧૯ મૂર્ખ આગળ કે બીજા ધર્મવાળા આગળ આપણા દેવગુરુધર્મની પ્રશંસા એટલી હદ સુધી ન કરવી કે જેથી તે ઉશ્કેરાઇ જઇ તેને નિંદા કરવાનું મન થાય.

૨૦ આપણી શક્તિ કે પુન્ય ઉપરાંત જે ઇચ્છા થાય તે આપણા મનની નબળાઈ સમજવી. કોઇનું જોઇ તેવું થવાનું મન થાય તે પણ આપણા મનની નબળાઈ છે.

૨૧ અમુક કાર્ય અથવા અમુક પ્રવૃત્તિ ઉત્તમ છે, એમ જો સમજાય તો તેમાં બીજાનો વાદ ન કરતાં આપણે તે કરી લેવું જોઇએ.

૨૨ શૃંગાર કરતાં વૈરાગ્યને વધારે સ્વીકારવો.

૨૩ શૃંગાર ઉપાધિ વધારનાર છે. વૈરાગ્ય ઉપાધિને દૂર કરનાર છે.

૨૪ આપણે સંસાર અને સંસારમાં રહેલા પદાર્થોને ભૂલી જવા જોઇએ. જો સંસારમાં નવું નવું જોયા કરીએ તો તેથી સંસારના સ્મરણમાં વિસ્મૃતિ ન થતાં વધારો થવા પામે છે.

૨૫ બાળ, યુવાન અને વૃદ્ધ એમ અવસ્થા બદલાવાની સાથે આપણા વિચારો પણ બદલાવા જોઇએ. તેમાં અનુક્રમે પ્રૌઢતા ને મક્કમતા આવવી જોઇએ,

૨૬ જે કંઇ ધર્મકાર્ય કરો તેનું રહસ્ય સમજવાની પહેલી ઇચ્છા રાખો.

૨૭ જે કાર્ય કરવાના આપણે અધિકારી હોઇએ અને કરી શકીએ તેટલું જ માથે લેવું જોઇએ; નહીં તો આપણે વિશ્વાસઘાતી ગણાઇએ.

૨૮ સવારમાં ઊઠી ઉત્તમ પુરુષોના નામ લેવા.

૨૯ ખુલ્લાં દાન કરતાં ગુપ્ત દાન દેવું વધારે ઉત્તમ છે.

૩૦ ધર્મકાર્યોના કારણો મેળવી રાજી ન થવું, પણ તેવા કારણોથી કાર્ય થતું જોઇને રાજી થવું.

૩૧ ધર્મ કરવાને વિલંબ કે વાયદા ન કરવા, તેને વધારે અગત્ય આપવી.

૩૨ જેટલું પ્રમાણિકપણું આપણે રાજ્યદંડ કે દુનિયાની બીકે સાચવીએ છીએ તેના કરતાં પાપની બીકે વધારે સાચવવાનું મન થાય તેવી ટેવ પાડવી જોઇએ.

૩૩ આપણે મરવું છે એ ચોક્કસ અને મરીને કયાંય પણ જવાનું તો છે જ, તો કયાં જશું તેનો વિચાર પ્રથમ કરવો જોઇએ.

૩૪ અન્યના દૂષણો જોવા કરતાં પહેલાં આપણા દૂષણો જોવા જોઇએ.

૩૫ અનીતિનું કામ કરવાથી ગમે તેટલો ફાયદો થયો હોય તો પણ તે દેખીને રાજી ન થવું.

૩૬ ધર્મના અનેક કાર્યો છે છતાં જેમાં આપણું ચિત્ત વધારે ચોટતું હોય તે કાર્ય વિશેષ કરવું.

૩૭ જે હેતુથી જે ધર્મનું કાર્ય કરવા ફરમાવેલું છે તે હેતુ સચવાતો ન હોય તો તે કામ કરવું નિરર્થક ઠરે છે.

૩૮ ટૂંકી–સંકુચિત દૃષ્ટિ રાખવાથી ઈર્ષ્યાળુ થવાય છે.

૩૯ જે પોતાનામાં ન હોય તે પોતાનામાં માની લેવાથી અહંકાર પેદા થાય છે.

૪૦ મરજી વિરુદ્ધ જોવાથી કે સાંભળવાથી ક્રોધ ઉત્પન્ન થાય છે.

૪૧ દરેકની ઇચ્છા જુદી જુદી હોય છે. બીજાની ઇચ્છા ઉપર આપણે દ્વેષ યા અનાદર કરીએ તો આપણી ઇચ્છાને માટે પણ તેમજ બનવા પામે.

૪૨ જે કુળમાં અને જે ધર્મમાં આપણે ઉત્પન્ન થયા હોઇએ તેની નામનિશાની પોતાના કુળમાંથી સર્વથા નાશ થવા દેવી નહીં; નહીં તો ગોટાળો વળે.

૪૩ આપણા બાળકને આપણા અનુભવની કેળવણી જરૂર આપી જવી. તે જેટલી ઉપયોગી છે તેટલી બીજી કેળવણી ઉપયોગી નથી.

૪૪ માણસની જિંદગીનો અમુક ભાગ પરલોકનાં સાધન માટે અવશ્ય રાખવો જોઇએ. ( નહીં તો મૂળગી મૂડી ગુમાવી દેવાનો પ્રસંગ આવે. )

૪૫ ઉત્તમ જ્ઞાનીનાં વચન ઉપર શ્રદ્ધા અને વિશ્વાસ રાખવો જોઇએ.

૪૬ આપણી રીતિ-નીતિ અજ્ઞાનીઓની રીતિ-નીતિથી ભલે જુદી પડતી જણાય, પણ જ્ઞાનીઓની રીતિ-નીતિ સાથે મળતી થાય તેમ ધ્યાન રાખવું.

૪૭ આપણા વિચારોમાં કેટલો ફેર પડ્યો ? વિચારશુદ્ધિમાં વધારો થયો કે ઘટાડો થયો ? તેની વર્ષ આખરીએ તપાસ કરવી જોઇએ. એ રીતે આત્મનિરીક્ષણ કરવું ઘટે.

૪૮ આપણા હૃદયને જે કાર્ય શુદ્ધ લાગતું હોય તે ન કરવા માટે કોઈની સલાહ માનવી નહીં.

૪૯ જે પરમાત્માનું નામ આપણે લઇએ છીએ તે એક દિવસ આપણી જેવા હતા તો આપણે **તેની પવિત્ર આજ્ઞાને અનુસરીને** તેમની જેવા શું કામ ન થઇ શકીએ ? તેમની એકાન્ત હિતકારી આજ્ઞાને યથાશક્તિ અનુસરતાં અવશ્ય તેમની જેવા થઇ શકીએ અને ભવભ્રમણનો અંત કરી શકીએ.

૫૦ જે શાસ્ત્રો વાંચવા કે સાંભળવા તેમાંથી સાર-હિતતત્ત્વ ગ્રહણ કરી લેવું.

૫૧ પાપનું કામ જાણ્યા પછી પણ જો આપણે કરીએ તો વધારે નિઃશુકતા-કઠોરતા લેખાય.

૫૨ પુન્યબંધ કરવા કરતાં કર્મક્ષય કરવાનું વધારે પસંદ કરવું.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૯, પૃ. ૨૪૪ ]

---

## ' વિદ્વદ્-ગોષ્ઠીમાંથી લેવા યોગ્ય બોધ. '

જિનધર્મમાં રક્ત **ધનપાળ** પંડિતે **ભોજરાજા** પાસે રાજ-સભામાં એક દિવસ પ્રસંગ પામીને નિવેદન કર્યું કે:--

" येषां न विद्या न तपो न दानं, न चापि शीलं न गुणो न धर्मः ।
न मर्त्यलोके भुवि भारभूताः, मनुष्यरूपेण मृगाश्चरन्ति ॥ "

' જેમનામાં વિદ્યા, તપ, દાન, શીલ, ગુણ ને ધર્મ નથી તેઓ મનુષ્ય લોકમાં પૃથ્વી ઉપર નકામા ભારભૂત છે, તે મનુ-

ષ્યરૂપે મૃગલાની જેમ અહીં-તહીં ભમ્યા કરે છે.' આવું પંડિત વચન સાંભળી મૃગે પોતાના ગુણો ગણાવીને દલીલ કરી કે 'મને આવા માણસ સાથે સરખાવી ન શકો.' ત્યારે બીજા પંડિતે એવા ગુણહીન માણસને ગાયની ઉપમા દીધી. પછી તેણે પણ પોતાનામાં રહેલા ગુણો ગણાવી તેને નિરુત્તર કર્યો, એટલે અન્ય અન્ય પંડિતોએ તેવા મનુષ્યોને તૃણ, વૃક્ષ, ધૂળ, શ્વાન, ગર્દભ, કાગ, ઊંટ, ભસ્મ જેવા પદાર્થોની ઉપમા દેવા માંડી; પણ તેમાંના દરેકે પોતાનામાં અમુક ઉપકારક ગુણ હોવાનું જણાવી તેમને નિરુત્તર કર્યા. પછી એક પંડિતે કહ્યું કે 'એવા ગુણહીન મનુષ્યોને સરખાવી શકાય એવી કોઇ પણ વસ્તુ મને જણાતી નથી.'

**સાર**—જો આવો અતિ દુર્લભ મનુષ્યજન્મ પામી તેમાં પેદા કરી લેવા યોગ્ય ઉપર જણાવેલા સદ્ગુણો ઉત્પન્ન ન કરી શકાય, તે તે ગુણનો અનાદર કરાય, તેની વિરાધના કરાય તો પામેલો મનુષ્યજન્મ વૃથા થાય છે, એટલું જ નહીં પણ પોતાની સ્વચ્છંદ મતિ-ગતિવડે તેનો ગેરઉપયોગ કરી પોતે સ્વપર કઇકને અહિતકર્ત્તા થાય છે. આ અતિ અગત્યની વાત ખાસ વિચારવા યોગ્ય છે, અને વિચાર કરી પોતાની અનાદિની ભૂલ સુધારી લેવાય તો તેથી સ્વપર અનેકને તે ઉપકારક થઇ પડે તેમ છે. શાસ્ત્રકાર મહાત્મા ઠેકાણે ઠેકાણે ભાર દઇને કહે છે કે-' તત્ત્વ-આત્મસ્વરૂપનો વિચાર કરવો, નિરધાર કરવો એ અણમૂલ બુદ્ધિ પામ્યાનું ફળ સમજવાનું છે. સ્વશક્તિ વિચારી બની શકે તેવાં ને તેટલાં વ્રત-નિયમ અંગીકાર કરી તેને સારી રીતે સંભાળી પાળવાં એ આ અમૂલ્ય માનવદેહ પામ્યાનું ફળ સમજવું. પૂર્વપુન્યજોગે લક્ષ્મી પામીને તેને

સઠેકાણે–સારે માર્ગે વાપરી તેના ઉપરનો મોહ ઉતારવો એ ભાગ્યયોગે લક્ષ્મી પામ્યાનું ફળ છે, તેમ જ સામા જીવોને પ્રીતિ ઉપજે, તેમનું ભલું થાય એવી સત્ય, પ્રિય ને પથ્ય વાણી વદવી તે વાચા પામ્યાનું ફળ માનવું.' ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૯, પૃ. ૨૪૮ ]

---

## નવપદ નમસ્કાર કાવ્ય

### સરળ વ્યાખ્યા સહિત.

**उप्पन्नसन्नाणमहोमयाणं, सपाडिहेरासणसुट्ठियाणं ॥**
**सद्देसणाणं दिअसज्जणाणं, नमो नमो होउ सया जिणाणं ॥१॥**

જેમનામાં ઉત્પન્ન થયેલા ઉત્તમ કેવળજ્ઞાનની જ્યોતિ ઝળહળી રહી છે, અશોકવૃક્ષાદિક પ્રાતિહાર્યયુક્ત સિંહાસન ઉપર જેઓ વિરાજમાન થઇ રહ્યા છે, અને અમૃત સમાન ઉત્તમ દેશનાવડે જેમણે સજ્જનોને આનંદિત કર્યા છે તે **જિનેશ્વર** દેવોને સદા ય અમારો વારંવાર નમસ્કાર હો ! ૧

**सिद्धाणमाणंदरमालयाणं, नमो नमोणंतचउक्कयाणं ॥**
**सम्मग्गकम्मक्खयकारगाणं, जम्मजरादुक्खनिवारगाणं ॥ २ ॥**

સહજાનંદવાળા સિદ્ધિસ્થાનમાં જેમણે સ્થિતિ કરેલી છે, જેઓ અનંત ( જ્ઞાન, દર્શન, ચારિત્ર અને વીર્યરૂપ ) ચતુષ્ટયે કરી સંયુક્ત થયેલા છે, જેમણે જ્ઞાનાવરણીય પ્રમુખ સમગ્ર કર્મનો ક્ષય કરેલો છે અને જન્મ, જરા, મરણના સમસ્ત દુઃખ નિવાર્યાં છે તે **સિદ્ધ** ભગવાનોને અમારો વારંવાર નમસ્કાર હો ! ૨

सुरीण दूरीकयकुग्गहाणं, नमो नमो सुरसमप्पभाणं ॥
सद्देसणादाणसमायराणं, अखंडछत्तीसगुणायराणं ॥ ३ ॥

જેમણે કુમતિ–કદાગ્રહને દૂર કરેલા છે, જેઓ સૂર્યના જેવા પ્રભાશાળી છે, ભવ્યાત્માઓને એકાન્ત હિતકારક દેશના દેવાને જેઓ સાવધાનપણે પ્રવર્તે છે, તેમ જ જેઓ પંચેંદ્રિય-નિગ્રહ, નવ બ્રહ્મગુપ્તિ, કષાયચતુષ્કજય, પંચમહાવ્રતપાલન, પંચાચારસેવન તથા પંચ સમિતિ અને ત્રણ ગુપ્તિરૂપ અખંડ છત્રીશ ગુણના નિધાન છે, એવા **ભાવાચાર્ય** ભગવાનોને અમારો વારંવાર નમસ્કાર હો ! ૩

सुत्तत्थवित्थारणतप्पराणं, नमो नमो वायगकुंजराणं ॥
गणस्स संधारणसायराणं, सव्वप्पणावज्जियमच्छराणं ॥ ४ ॥

શિષ્યસંપ્રદાયને સૂત્રાર્થ શીખવવામાં જેઓ સાવધાન રહે છે, સાધુસમુદાયની સંભાળ ( નિર્વાહ ) કરવામાં જેઓ સાગર જેવી ગંભીરતા રાખે છે અને ઈર્ષ્યા–અદેખાઈને તો જેમણે સર્વથા તજી દીધી હોય છે એવા શ્રેષ્ઠ **વાચક** યા **ઉપાધ્યાય** ભગવાનને અમારો વારંવાર નમસ્કાર હો ! ૪

साहूण संसाहिअसंजमाणं, नमो नमो सुद्धदयाद्दमाणं ॥
तिगुत्तिगुत्ताण समाहियाणं, मुणिंदमाणंदपयट्ठियाणं ॥ ५ ॥

સંયમરાગમાં સમ્યગ્ પ્રકારે પ્રવૃત્ત થયેલા, મુખ્યવૃત્તિથી મન, વચન અને કાયાને સારી રીતે કાબૂમાં રાખી રહેલા, સમતા–સમાધિમાં સ્થિત થયેલા, મુનીંદ્ર યોગ્ય સહજાનંદમાં મસ્ત રહેનારા અને શુદ્ધ–નિર્દોષ દયા અને દમનું સેવન કરનારા વિશ્વવર્તી સમસ્ત **સાધુસમુદાય**ને અમારો વારંવાર નમસ્કાર હો ! ૫

**जिणुत्ततत्ते रुइलक्खणस्स, नमो नमो निम्मलदंसणस्स ॥**
**मिच्छत्तनासाइसमुग्गमस्स, मुलस्स सद्धम्ममहादुमस्स ॥६॥**

સર્વજ્ઞ–વીતરાગકથિત જીવાજીવાદિક નવતત્ત્વમાં રુચિ–શ્રદ્ધાન, એ જેનું લક્ષણ છે, મિથ્યાત્વ કષાય પ્રમુખને ટાળવાથી જેનો આવિર્ભાવ (દેખાવ) થઇ શકે છે અને જે જ્ઞાન–ચારિત્રધર્મરૂપ મહાવૃક્ષનું મૂળ છે તે નિર્મળ **સમ્યક્ત્વને** અમારો વારંવાર નમસ્કાર હો ! ૬

**अन्नाणसंमोहतमोहरस्स, नमो नमो नाणदिवायरस्स ॥**
**पंचप्पयारस्सुवगारगस्स, सत्ताण सव्वत्थपयासगस्स ॥ ७ ॥**

જે અજ્ઞાન અને મહામોહરૂપી અંધકારને દૂર કરી નાંખે છે, વળી મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવ અને કેવળ એ પાંચ જેના પ્રકાર છે, જે અનેક રીતે જીવોને ઉપકાર કરે છે અને જે ભવ્ય જીવોને સર્વ પદાર્થ સંબંધી બોધ સમર્પે છે તે **જ્ઞાનદિવાકરને** અમારો વારંવાર નમસ્કાર હો ! ૭

**आराहिआखंडियसक्कियस्स, नमो नमो संजमवीरिअस्स ॥**
**सब्भावणासंगविवड्ढियस्स, निव्वाणदाणाइसमुज्जयस्स ॥ ८ ॥**

જે અખંડિત શક્તિ( પ્રમાદ રહિત સતત પુરુષાર્થ )વડે પ્રાપ્ત થઇ શકે છે, સદ્‌ભાવના યોગે જેની વૃદ્ધિ થઇ શકે છે અને જે શાશ્વતસુખાદિ આપવા સમર્થ છે, તે **સંયમવીર્યને** અમારો વારંવાર નમસ્કાર હો ! ૮

**कम्मदुमुम्मूलणकुंजरस्स, नमो नमो तिव्वतवोभरस्स ॥**
**अणेगलद्धीण निबंधणस्स, दुस्सज्झअत्थाण य साहणस्स ॥९॥**

જેના પ્રભાવે ગૌતમસ્વામીની જેવી અનેક ઉત્તમ લબ્ધિઓ

ઉત્પન્ન થાય છે, તેમ જ દુઃસાધ્ય ( મહામુશીબતે મેળવી શકાય એવા ) અર્થ પણ જેનાવડે સુસાધ્ય ( સુખે મેળવી શકાય એવા ) થઈ શકે છે તથા જે સમર્થ હાથીની પેઠે કર્મરૂપી વૃક્ષને સમૂળગું ઉખેડી નાંખવા સમર્થ છે તે તીવ્ર **તપોભર**-( આંબિલ વર્ધમાનાદિક અનેક પ્રકારના આકરા બાહ્ય અને અભ્યંતર તપસમુદાય )ને અમારો વારંવાર નમસ્કાર હો ! ૯

इय नवपयसिद्धं, लद्धिविज्जासमिद्धं ।
पयडिअसुरवग्गं, ह्रींतिरेहासमग्गं ॥
दिसिवइसूरसारं, खोणिपीढावयारं ।
तिजयविजयचक्कं, सिद्धचक्कं नमामि ॥१०॥ इतिशम् ॥

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૦, પૃ. ૨૨૭ ]

---

# नवपदस्वरूपगर्भित अरिहंतादिक

## आराधन उपदेश.

### સરળ વ્યાખ્યા સહિત

जिअंतरंगारिजणे सुनाणे, सुपाडिहेराइसयप्पहाणे ॥
संदेहसंदोहरयं हरंते, झाएह निच्चंपि जिणेरिहंते ॥ १ ॥

જેમણે રાગ, દ્વેષ અને મોહાદિક અંતરંગ શત્રુવર્ગને જીતી લીધો છે, જેથી ઉત્તમ કેવળજ્ઞાન પ્રમુખ આત્મ–સમૃદ્ધિ જેમને પ્રગટ–પ્રાપ્ત થયેલી છે, તેમ જ ઉત્તમ પ્રાતિહાર્યાદિક અતિશયો-વડે જે દેવાધિદેવની પદવીને પામેલા છે, અને જે પોતાની સાતિશય વાણીવડે અનેક જીવોને સંદેહરૂપી રજસમૂહને સમીર-

( પવન )ની પેઠે ઝાટકી કાઢે છે, તે **જિન–અરિહંત** ભગવાનને હે ભવ્યજનો ! તમે સદા ય દિલમાં ધ્યાવો ! ૧

**दुट्ठट्ठकम्मावरणप्पमुक्के, अणंतनाणाइसिरिचउक्के ॥**
**समग्गलोगग्गपयप्पसिद्धे, झाएह निच्चंपि मणंमि सिद्धे ॥२॥**

વિવિધ પ્રકારે જીવોને વિડંબના કરનારા જ્ઞાનાવરણીય પ્રમુખ દુષ્ટ અષ્ટ કર્મનાં આવરણોથી જેઓ મુક્ત થયેલા છે, તેથી અનંત જ્ઞાન, દર્શન, ચારિત્ર અને અનંત શક્તિ પ્રમુખ આત્મ–લક્ષ્મી જેમને પ્રગટ થયેલી છે, તેમ જ જેઓ સમગ્ર લોકના અગ્રપદને પામેલા છે, એટલે નિરુપાધિક સિદ્ધિગતિ અથવા મોક્ષ નામના પ્રસિદ્ધ સ્થાનને પ્રાપ્ત થયેલા છે તે **સિદ્ધ ભગવાનને** હે ભવ્યજનો ! તમે તમારા દિલમાં સદા ય ધ્યાવો ! ૨

**न तं सुहं देइ पिया न माया, जं दिंति जीवाणिह सूरिपाया ॥**
**तम्हा हु ते चेव सया महेह, जं मुख्खसुख्खाइं लहुं लहेह ॥३॥**

અખંડ છત્રીશ ગુણગણથી અલંકૃત, ભાવ–આચાર્યની ચરણસેવા જીવોને જે સત્ય સ્વાભાવિક સુખ સમર્પે છે તેવું સુખ માતાપિતાદિક સ્વજન સંબંધીઓ આપી શકતા નથી; તેટલા માટે હે ભવ્યજનો ! તમે તેવા **ભાવાચાર્ય**નાં ચરણકમળ સદા ય સેવો–પૂજો કે જેથી મોક્ષસુખાદિક વેગે વરી શકો ! ૩

**सुत्तत्थसंवेगमयस्सुएणं, संनीरखीरामयविस्सुएणं ॥**
**पीणंति जे ते उवज्झायराए, झाएह निच्चंपि कयप्पसाए ॥ ४ ॥**

સુસ્વાદિષ્ટ જળ, ક્ષીર અને અમૃત સમાન અનુક્રમે હિત-કારી શ્રુત, અર્થ અને સ્વાનુભવજ્ઞાનવડે સ્વશિષ્યવર્ગને જેઓ

પ્રસન્ન કરે છે તેવા સુપ્રસન્ન કૃપાળુ વરવાચક **ઉપાધ્યાયજી** મહારાજને હે ભવ્યજનો! તમે સદા ય દિલમાં ધ્યાવો! ૪

**खंते य दंते य सुगुत्तिगुत्ते, मुत्तं पसंते गुणजोगजुत्ते ॥**
**गयप्पमाए हयमोहमाए, झाएह निच्चं मुणिरायपाए ॥५॥**

ક્ષાંત ( ક્ષમાશીળ–ક્ષમાળુ ), દાન્ત ( દમનશીલ–ઇંદ્રજિત ), સુગુપ્ત ( મન, વચન અને કાયાને સુનિગ્રહિત કરી રાખનાર ), મુક્ત ( નિર્લેપ–નિઃસ્પૃહી ), પ્રશાન્ત ( જેમણે કષાયમાત્રને સારી રીતે શોષવી દીધા છે એવા વૈરાગ્યરસમાં ઝીલનાર ), મૂળ–ઉત્તર સાધુ યોગ્ય ગુણને ધારણ કરનાર ( પાંચ મહાવ્રતાદિક સાધુ યોગ્ય ૨૭ ગુણ અલંકૃત ), વિકથાદિક પ્રમાદ–વર્જિત અને મોહમાયાથી મૂકાયેલા ( હું અને મારું જેમને નથી, અથવા અહંતા અને મમતાને જેમણે મારી કાઢી છે ) એવા **મુનિરાજ**નાં ચરણકમળને તમે સદા ય ધ્યાવો! ૫

**जं दव्वछक्काइसुद्दहाणं, तं दंसणं सव्वगुणप्पहाणं ॥**
**कुग्गाहवाहीउ वयंति जेण, जहा विसुद्धेण रसायणेण ॥ ६ ॥**

સર્વજ્ઞકથિત ષડ્ ( ૭ ) દ્રવ્ય ( ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, જીવાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય અને કાળ ), જીવાજીવાદિક નવ તત્ત્વ ( જીવ, અજીવ, પુન્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ ), સપ્ત નય ( નૈગમ, સંગ્રહ, વ્યવહાર, ઋજુસૂત્ર, શબ્દ, સમભિરૂઢ અને એવંભૂત ), સપ્તભંગી ( સ્યાત્ અસ્તિ, સ્યાત્ નાસ્તિ, સ્યાત્ અસ્તિનાસ્તિ, સ્યાત્ અવક્તવ્ય, સ્યાત્ અસ્તિ અવક્તવ્ય, સ્યાત્ નાસ્તિ અવક્તવ્ય અને સ્યાત્ અસ્તિનાસ્તિ યુગપત્ અવક્તવ્ય ), ચાર નિક્ષેપા ( નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ ), પાંચ ભાવ

( ઔદયિક, ઉપશમિક, ક્ષાયોપશમિક, ક્ષાયિક અને પારિણામિક ) તેમજ બે પ્રમાણ ( પ્રત્યક્ષ અને પરોક્ષ ) વિગેરે સર્વજ્ઞભાષિત વચનમાં સુશ્રદ્ધાન ( દૃઢ પ્રતીતિ ) લક્ષણવાળા સમ્યક્ત્વને સર્વ ગુણોમાં પ્રધાન એટલા માટે ગણવામાં આવેલ છે કે જેમ વિશુદ્ધ રસાયણવડે ગમે તેવી કષ્ટસાધ્ય વ્યાધિઓ પણ દૂર થાય છે તેમ આ ( સમ્યક્ત્વ ) ગુણવડે અન્ય ગુણ પ્રતિબંધક કદાગ્રહ પ્રમુખ અનેક પ્રકારના આંતર વ્યાધિઓ ઉપશમી જાય છે, એમ સમજીને હે ભવ્યાત્માઓ ! સમ્યક્ત્વનું તમે યથાવિધિ આરાધન કરો, જેથી તમારી સઘળી કરણી મોક્ષદાયી નીવડે. ૬

**नाणं पहाणं नयचक्कसिद्धं, तत्तावबोहिक्कमयं पसिद्धं ॥**
**धरेह चित्तावसहे फुरंतं, माणिक्कदीवुव्व तमोहरंतं ॥ ७ ॥**

વિધવિધ ( અનેક પ્રકારના ) અપેક્ષાવાળા અભિપ્રાયોવડે વસ્તુમાં રહેલા અનંતા ધર્મોનું સ્ફોટન કરનારા નયસમૂહયોગે નિષ્પન્ન થયેલા, કેવળ વસ્તુસ્વરૂપનું જ પ્રતિપાદન કરનારા, અત્યારે પણ આગમરૂપે પ્રગટ દેખાતા, સ્વપરપ્રકાશક હોવાથી બીજા ચાર જ્ઞાન કરતાં ચઢિયાતા, રત્નદીપકની પેઠે અંતસ્તમ-( ઊંડા અજ્ઞાન અંધકાર )ને હરણ કરનારા એવા જાજ્વલ્યમાન **જ્ઞાનદીપક**ને હે ભવ્યજને ! તમારા મનમંદિરમાં સ્થાપો ! ૭

**सुसंवरं मोहनिरोहसारं, पंचप्पयारं विगयाइयारं ॥**
**मूलोत्तराणेगगुणं पवित्तं, पालेह निच्चंपि हु सच्चरित्तं ॥ ८ ॥**

જગત્માત્રને અંધ કરી નાંખે એવા સમર્થ મોહને નિરોધ કરવાવડે પ્રધાન, સમિતિ-ગુપ્તિ પ્રમુખ સુસંવર સ્વરૂપ,

સામાયિક, છેદોપસ્થાપનીય, પરિહારવિશુદ્ધિ, સૂક્ષ્મસંપરાય અને યથાખ્યાત એ પાંચ પ્રકારવાળા અને મૂળ તથા ઉત્તર અનેક ગુણોવડે પવિત્ર એવા **સચ્ચારિત્રને** તમે સદા ય નિરતિચારપણે પાળો. ૮

वज्झं तहाभिंतरभेयमेयं, कयाइ दुब्भेयकुकम्मभेयं ॥
दुक्खक्खयत्थं कयपावनासं, तवं तवेहागमियं निरासं ॥ ९ ॥

છ પ્રકારે બાહ્ય અને છ પ્રકારે અભ્યંતર એમ જેના બાર ભેદ થાય છે, જેનાવડે દુર્ભેદ્ય કુકર્મોનો ભેદ ( વિનાશ ) થઈ શકે છે, એવા પાપવિનાશક **તપને** હે ભવ્યજનો ! તમે જન્મ-મરણાદિક દુઃખનો ક્ષય કરવા માટે આગમ રીતે નિરાશીભાવે ( નિષ્કામવૃત્તિથી ) સેવો કે જેથી તમે જલદી ભવભ્રમણ નિવારીને અક્ષય-અવ્યાબાધ-શિવસુખને પામી શકો. ૯

एयाइं जे केवि नवपयाइं, आराहयंतिट्ठफलप्पयाइं ॥
लहंति ते सुक्खपरंपराणं, सिरिसिरीपालनरेसरुव्व ॥१०॥ इति.

## उपसंहार.

સર્વ-મોક્ષ પ્રમુખ ઇષ્ટ ફળને પ્રકર્ષે કરીને દેવાવાળા ઉપર કહેલાં ઉત્તમ નવપદોને જે ભવ્યાત્માઓ આરાધે છે તેઓશ્રી **શ્રીપાળનરેશ્વરની** પેઠે સુખની પરંપરા-અવિચ્છિન્ન સુખ-સંપદાને સહજે પામે છે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૦, પૃ. ૨૨૯. ]

---

# નવપદરૂપ સિદ્ધચક્રનું માહાત્મ્ય અને તે સાથે આત્માનો સંબંધ.

યોગ અસંખ્ય છે જિન કહ્યા, નવપદ મુખ્ય તે જાણો રે;
તેહ તણે અવલંબને, આતમધ્યાન પ્રમાણો રે.

મહાવીર જિનેશ્વર ઉપદિશે.

**નવપદપ્રકરણકાર** કહે છે કે–" ભો ભો મહાનુભાવો ! દશ દૃષ્ટાંતે દુર્લભ મનુષ્યજન્મ પામીને અને તે સાથે વળી આર્ય ક્ષેત્ર, ઉત્તમ કુળ વિગેરે પ્રધાન સામગ્રી પુન્યયોગે પામીને મહાઅનર્થકારી પાંચ પ્રકારનો પ્રમાદ ( મદ, વિષય, કષાય, નિદ્રા અને વિકથા ) જલદી તજી દઈ, ઉત્તમ ધર્મકરણી કરવા તમારે પુરુષાર્થ ફોરવવો જોઈએ. તે ધર્મ સર્વ જિનેશ્વરોએ દાન, શીલ, તપ અને ભાવ ભેદે કરી ચાર પ્રકારનો ઉપદિશ્યો છે. " તેમાં પણ ભાવની પ્રધાનતા વખાણી છે. ભાવ સહિત જ કરવામાં આવતી ધર્મકરણી દાન, શીલ, તપ પ્રમુખ સફળ થાય છે, ભાવ વગરની સકળ કરણી અલેખે જાય છે. " ભાવ પણ મનસંબંધ છે અને આલંબન વગર મન અતિ દુર્જય છે તેથી મનને નિયમમાં રાખવા માટે આલંબન ( આલંબનવાળું ) ધ્યાન કહેલું છે. "

**" ૧ અરિહંત, ૨ સિદ્ધ, ૩ આચાર્ય, ૪ ઉપાધ્યાય, ૫ સાધુ, ૬ દર્શન, ૭ જ્ઞાન, ૮ ચારિત્ર, અને ૯ તપ,** એ નવપદ વખાણેલાં છે. "

એ નવપદનું સવિસ્તર વર્ણન **નવપદપ્રકરણમાં** કરવામાં આવ્યું છે. ત્યાંથી જાણી, તત્સંબંધી બોધ મેળવી લેવો યોગ્ય છે.

એ નવપદ જ જગતમાં સારરૂપ છે, તેથી તેનું આરાધન કરવા અધિક લક્ષ્ય રાખવાની જરૂર છે, એ નવપદમાં અરિહંતાદિક પાંચ ધર્મી (ધર્માત્મા) છે જ્યારે દર્શનાદિક ચાર (પ્રકારનો) ધર્મ છે.

એ દર્શન (સમ્યક્ત્વ), જ્ઞાન, ચારિત્ર અને તપરૂપ સદ્ધર્મનું આરાધન કરવાથી જ ધર્માત્મા થઇ શકાય છે. જે જે અરિહંતાદિક થયા ને થાય છે તે સહુ ઉક્ત ધર્મના આરાધન(સેવન)વડે જ થયા છે, થાય છે અને ભવિષ્યમાં પણ જે જે અરિહંતાદિક થશે તેઓ પણ પવિત્ર ધર્મના આરાધનવડે જ થશે. એથી વર્તમાન કાળે પણ ભવ્ય જનોએ એ જ પવિત્ર ધર્મનું આરાધન કરવા ઉજમાળ રહેવું ઉચિત છે. ધર્મ ધર્મીજનોમાં નિવસે છે તેથી ધર્મનું આરાધન કરવા ઇચ્છનારે ઉક્ત અરિહંતાદિક ધર્માત્માઓનું દૃઢ આલંબન લેવું અત્યંત જરૂરનું છે.

અરિહંતાદિક પવિત્ર ધર્માત્માઓના નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ એ ચારે નિક્ષેપા પૂજનિક છે. જેમનો ભાવ પવિત્ર છે તેમના નામ, સ્થાપના અને દ્રવ્ય પણ પવિત્ર છે, બીજાના નથી. તેથી અરિહંતાદિક પવિત્ર આત્માઓનું (ભાવસહિત) નામસ્મરણ કરવાથી, તેમની (શાશ્વત-અશાશ્વત) પ્રતિમાનાં દર્શનાદિક કરવાથી, તેમ જ ત્રિકાળગત તેમના આત્મદ્રવ્યને નમસ્કારાદિક કરવાથી, આપણો આત્મા જાગૃત થાય છે, એટલે

એ અરિહંતાદિકમાં જેવા ઉત્તમ ગુણો છે તેવા જ ઉત્તમ ગુણો પ્રાપ્ત કરવા ઉજમાળ થાય છે, જે ગુણો અરિહંતાદિકને વિષે વ્યક્ત ( પ્રગટ ) થયેલા છે, તે જ ( તેવા જ ) ગુણો આપણા પ્રત્યેક આત્મામાં શક્તિ( સત્તા )રૂપે તો રહેલા જ છે; પરંતુ કર્મના આવરણથી ઢંકાઇ ગયેલા હોવાથી પ્રગટ દેખી શકાતા નથી; પરંતુ જો પ્રગટ ગુણી અરિહંત પરમાત્માદિકનું દૃઢ અવલંબન લહી કર્મનાં સઘળાં આવરણ દૂર કરી દેવામાં આવે તો પછી સ્વસત્તામાં રહેલ સમસ્ત ગુણો જેવા ને તેવા ઝળહળતા પ્રગટ થાય. સૂર્યાદિક ઉપર આવી લાગેલાં વાદળાં દૂર થતાં જ તેની સ્વાભાવિક પ્રભા શું પ્રગટ થયા વગર રહે છે ? એથી જ અવ્યક્ત ગુણી એવા આપણે વ્યક્ત ગુણી અરિહંતાદિક પરમેષ્ઠીનું દૃઢ આલંબન લેવું તે જ ઉચિત છે. જે જે કાર્ય ઉચિત વિવેક સહિત વિધિપૂર્વક કરવામાં આવે છે તે તે અલ્પ શ્રમે અદ્ભુત લાભ મેળવી આપે છે. એટલા માટે પવિત્ર ધર્મકરણી સેવન કરનારે, યથોચિત મર્યાદા પાલનરૂપ વિધિ સાચવવા અને સ્વેચ્છાએ યદ્વાતદ્વા કરવારૂપ અવિધિ દોષ ટાળવા ખાસ કાળજી રાખવી જોઇએ. કહ્યું છે કે–

" દગ્ધ શૂન્ય ને અવિધિ દોષ, અતિપ્રવૃત્તિ જેહ;
ચાર દોષ છંડી ભજો, ભક્તિ ભાવ ગુણગેહ."

આમ છતાં આશ્ચર્યની વાત છે કે આપણે યથાવિધિ ધર્મકરણી કરવાનો બરાબર ખપ કરતા નથી. અને ફળ મેળવવા આતુરતા ધરીએ છીએ. ખરી વાત તો એ છે કે આપણે ફળને માટે તાલાવેલી કર્યા વગર જ કેવળ આત્મલક્ષી ઉપયોગથી દરેક ધર્મકરણી કરીએ તો તેનું અચૂક ઉમદા ફળ મળે જ મળે.

વિધિરસિક ભવ્યજનો ધર્મકરણી કરવાને પ્રસંગે શાસ્ત્રોક્ત સાત શુદ્ધિ સાચવવાનું લક્ષ્ય પોતે રાખે અને બીજા બાળ-અજ્ઞાન જીવોને પ્રેમપૂર્વક તેનું સૂચન કરતા રહે. આપણા દિલને સંકુચિત કરી નાંખી, બીજા ભવ્યજનોની દરકાર નથી કરતા, તેમને પ્રેમપૂર્વક સાચો માર્ગ જાતે આદરી નથી બતાવતા એટલું જ નહિં પણ તેમના તરફ ઘણો તિરસ્કાર બતાવાય છે તેથી ખરો સુધારો થઈ શકતો નથી. રસાયણ કરતાં પણ વધારે ગુણકારી પવિત્ર **મૈત્રી પ્રમુખ ચાર ભાવના આપણા દિલમાં કાયમ જાગૃત રહેશે તો જ સ્વપરહિતમાં વધારો થઈ શકશે.** તે વગર ધર્મકરણી સફળ થવી જ મુશ્કેલ છે. ઉક્ત નવપદરૂપ સિદ્ધચક્રની સેવાભક્તિની યોગ્યતા પણ ત્યારે જ આવી લેખાશે અને તેની સાર્થકતા પણ ત્યારે જ થવા પામશે. તેમની પવિત્ર આજ્ઞાને અનુસરવાથી જ આપણું શ્રેય શીઘ્ર થઇ શકશે. ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૧, પૃ૪ ૩૨ ]

---

## જિનચૈત્યાદિક સંબંધી બે બોલ.

શ્રીમદ્ હરિભદ્રસૂરિકૃત ષોડશક અને પંચાશકાદિ ગ્રંથોમાં જિનચૈત્યપૂજાવિધિ તથા ચૈત્યવંદનવિધિ પ્રમુખ કઇક ઉપયોગી વિષયો સ્પષ્ટ રીતે ચર્ચવામાં આવેલા છે. વિધિરસિક જનોએ એ સકળ ગ્રંથોનું રહસ્ય સમજવા જરૂર ખપ કરવો જોઇએ. સંક્ષેપરુચિ જનોને તેનું કંઇક રહસ્ય જાણવા ઇચ્છા હોય તો ભાષ્યત્રયના ગુજરાતી ભાષાંતરમાં જે ત્રણ પંચાશ-

કોની વ્યાખ્યા દાખલ કરવામાં આવી છે તે મનન કરી જવા ભલામણ કરવામાં આવે છે. તે ઉપરાંત **સુમતિચારિત્ર** રાજાના સંવાદ સાથે ષોડશકાદિક ગ્રંથોમાંથી ઉદ્ધરી ઉક્ત વિષય સંબંધી જે કાંઇ સંક્ષિપ્ત પણ ઉપયોગી સંગ્રહ કરવામાં આવેલ છે તે પણ લક્ષપૂર્વક વાંચી-વિચારી લક્ષમાં લેવા ભલામણ છે. જિનચૈત્ય કરાવવાનો અધિકારી કોણ હોઇ શકે? તેનામાં કેટલી યોગ્યતા હોવી જોઇએ? તે કેવો આજ્ઞારસિક તથા સેવારસિક હોવો જોઇએ? જીવજયણા માટે તેને કેટલું બધું લક્ષ હોવું જોઇએ? તે કેવો ઉદાર અને પરોપકારશીલ હોવો જોઇએ? તે બધું સમજવા યોગ્ય છે. પ્રથમના વખતમાં બહુધા શાસ્ત્રોક્ત વિધિ મુજબ આધકારી જનો જ ચૈત્યાદિકનું નિર્માણ કરતા અને તેની રક્ષાસંભાળ પણ રાખતા; અત્યારે બહુધા ગતાનુગતિકતાનું જોર વધતું જાય છે અને શાસ્ત્રોક્ત વિધિ તરફ આદર ઓછો થતો જણાય છે. આગલા વખતમાં ઉદાર રાજાઓ તીર્થરક્ષાદિક માટે કેટલાએક ગામો બક્ષીસ આપી દેતા હતા, અત્યારે તીર્થની રક્ષા કરવા નિમાયેલા રાજાદિક તથા વ્યવસ્થાપકો સુદ્ધા દેવદ્રવ્યાદિકનું રક્ષણ કરવાને બદલે બહુધા તેનું ભક્ષણ કે ઉપેક્ષા કરતા જણાય છે. વ્યવસ્થાપકો કેવળ નામના જ થઇ ગયેલા દેખાય છે. વ્યવસ્થા સાચવવા બહુ જ થોડું લક્ષ આપતા રહે છે, તેમ છતાં સત્તા માટે તો મરી પડે છે. વ્યવસ્થાપકોને માથે જે ભારે જવાબદારી રહેલી છે તેનું તેમને ઠીક ભાન થવા પામે અને કેવળ સત્તાનો જ લોભ રાખી નહીં વિરમતાં પોતાનું કર્તવ્ય યથાર્થ સમજી સ્વકર્તવ્યપરાયણ રહી અન્ય મંદ પરિણામી વ્યવસ્થાપકો રૂડા દાખલારૂપ બને એમ આપણે ઇચ્છીશું. દેવદ્રવ્યા-

દિકની રક્ષા તથા વૃદ્ધિ કરવાનો જે પવિત્ર હેતુ શાસ્ત્રકારે સમજાવેલ છે તે નિજ લક્ષમાં રાખી પ્રમાદ રહિત તેની સાર્થકતા કરવા સાવધાન બને એટલું ઇચ્છી હાલ વિરમશું.

[ જૈ. ધ પ્ર. પુ. ૩૬, પૃ. ૧૯ ]

---

## કર્મબંધનાં વિશેષ કારણો.

૧ ( લોભવશ ) જૈન શાસ્ત્રનો ક્રયવિક્રય, ૨ કુશાસ્ત્રપ્રશંસા, ૩ જ્ઞાનની શંકા, ૪ કુશાસ્ત્રચારી પ્રશંસા, ૫ સુશાસ્ત્રચારી-ભંજન, ૬ પરદોષપ્રકાશન અને ૭ મિથ્યા ઉપદેશ કરવાવડે **જ્ઞાનાવરણીય કર્મ** બંધાય છે.

૨. કુતીર્થ, કુધર્મ, કુદેવ અને કુગુરુની પ્રશંસા અને તેનો પરિચય, મિથ્યાત્વ વાસના, દુ:ખ–શોકચિંતન, સમકિતધારી–દૂષણ, કુપ્રવચન–કુશાસ્ત્રધારણ, નવીન મિથ્યાત્વોત્પાદન અને અન્યાયજંપન કરવાવડે **દર્શનાવરણીય** કર્મ બંધાય છે.

૩. દયા, દાન, ક્ષમા, વ્રત, શીલ, દમ, સંયમ, નીતિ, જિન-પૂજન, આગમ અભ્યાસ, જિનવંદન, વૈયાવચ્ચ, સદા અનુકંપા અને શુભ ભાવિતના પરિશીલનવડે **શાતાવેદનીયકર્મ** બંધાય છે.

૪. આશ્રવ, દુ:ખ, શોકસેવન, બંધન, છેદન, ભેદન, ચાડી, પરતાડન, ત્રાસદાન, આક્રંદન અને પરદ્રોહ, વિધ્વંસન, રૂંધન, દમન, નિંદા, પીડા, પ્રાણવધાદિક બાધા કરવાવડે **અશાતા-વેદનીય** કર્મ બંધાય છે.

જિન–કેવળીનિંદન, શ્રુતવચનનિંદન, ગુરુસંઘનિંદન, જિન-

માર્ગનિંદન, જિનવચનનિંદન અને ઉન્માર્ગ સ્થાપન કરવાવડે **દર્શનમોહનીય** કર્મ બંધાય છે.

કષાયના ઉદયવડે તથા તીવ્ર કષાય કરવાવડે **ચારિત્ર-મોહનીય** કર્મ બંધાય છે.

૫. ગુરુપૂજા-ભક્તિ, હિંસા તથા ચાડી રહિતતા, દાનરુચિ, સરલ પરિણામ, પાપભીરુતા, શ્રુત, દાન અને દયાના પરિણામવડે **મનુષ્ય યોગ્ય આયુષ્ય** બંધાય છે.

મંદકષાયી, ખેદ-શોક-વિષાદ રહિત, ધર્મરાગી, સમકિતવંત, સરાગસંયમી, ગર્વ રહિત દાતા, ધર્મધ્યાનવંત, બાળ તપસ્વી અને અણુવ્રતધારી જીવો **દેવતા યોગ્ય આયુષ્ય** બાંધે છે.

અતિ તીવ્ર લોભ, મદ-મચ્છરતા, મિથ્યાત્વ, અહંકાર, સદા જીવહિંસા, અસત્ય ભાષણ, અતિ ડરવાપણું, અવિવેકતા, અતિ ચૌર્યવૃત્તિ, અતિ મૈથુન સેવન કરનાર, જિનસંઘઘાતક, જીવહિંસક, વિનયહીન, શીલ રહિત ( વિષયગૃદ્ધ ), મદ્યપાની, રાત્રિભોજી, અભક્ષ્યભોજી, રૌદ્ર પરિણામી, મહામાઠી લેશ્યાવાળો અને મહાઆરંભકારી જીવ **નરક યોગ્ય આયુષ્ય** બાંધે છે.

દુષ્ટ વિચાર, વાણી અને આચારવંત, મિથ્યાત્વપોષી, કુધર્મ ઉપદેશક અને કૂડાં તોલ-માપ કરનાર, કપટી, અસત્યવાદી, ખોટી સાક્ષી ભરનાર, કરીયાણામાં ભેળસંભેળ કરનાર, કપૂર કસ્તૂરી કેસર ઘી પ્રમુખ રસકસવાળા પદાર્થમાં ઘાલમેલ કરનાર, કૂડી લેશ્યાવાળા, મિથ્યા અભિમાન કરનાર અને આર્ત્તધ્યાનવાળા **તિર્યંચ યોગ્ય આયુષ્ય** બાંધે છે.

૬. ધર્મવંત, દયાવંત અને મોક્ષની ચિન્તા કરનાર **શુભ નામકર્મ** બાંધે છે તથા મિથ્યાત્વ, અધર્મપ્રવર્તન, દવાગ્નિ દાન, જિનગૃહપાત, કર્કશ ભાષણ, બહુ પાપકરણ, આરંભકરણ અને પરચિન્તાકરણવડે જીવ **અશુભ નામકર્મ**નો બંધ કરે છે.

૭. પરગુણછાદન, અવગુણગ્રહણ અને પિશુનતા ( ચાડી ) કરવાથી જીવ **નીચ ગોત્ર** બાંધે છે.

દર્શન( સમકિત )વિશુદ્ધિ, વિનયસંપન્નતા, શીલવ્રત-દૃઢતા, જાગતો જ્ઞાનોપયોગ, સંવેગ ( તીવ્ર વૈરાગ્ય ), યથાશક્તિ દાન, તપ, સાધુસમાધિ, વૈયાવચ્ચકરણ, અર્હદ્ભક્તિ, આચાર્ય-ભક્તિ, બહુશ્રુતભક્તિ, પ્રવચનભક્તિ, આવશ્યક કરણ, સંઘભક્તિ અને શાસનપ્રેમ તથા પ્રભાવના કરવાથી **ઉચ્ચ ગોત્ર** બંધાય છે.

૮. દાન, લાભ, ભોગ, ઉપભોગ અને શુભ ઉત્સાહનો ભંગ કરવાથી **અંતરાયકર્મ** બંધાય છે, એમ સમજી સુજ્ઞોએ ચેતવું.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૫, પૃ. ૪૦. ]

## સદ્ઉદ્યમવડે જ ખરું સ્વરાજ્ય મેળવી શકાય*.

**પાત્રતા-યોગ્યતા મેળવ્યાથી જ તેની પ્રાપ્તિ થઇ શકે.**

સ્વરાજ્ય મેળવવા અત્યારે ભારે ચળવળ ચાલી રહી છે. તેમાં અનેક ભાઈબહેનો હોંશથી ભાગ લે છે અને કંઈક તેમાં

* જ્યારે **મહાત્મા ગાંધીજી**ની આગેવાની નીચે સ્વરાજ્યની લડત શરૂ થઇ હતી ત્યારે **સ૦ સ૦ ક૦ વિ૦ મહારાજે** સ્વરાજને મેળવવા માટે આત્મિક અને વ્યાવહારિક કર્તવ્યપરાયણતા બતાવી દરેકમાં સદ્ઉદ્યમી થવા જણાવેલ, તે વર્તમાન સમયને અનુકૂળ હોવાથી અહીં તેમનો તે લેખ દાખલ કરવામાં આવ્યો છે. **સંગ્રાહક.**

સક્રિય ભાગ લેવા ઇન્તેજાર હોય છે, તેથી તમને સહુને સ્વરાજ્યનો ખરો અર્થ પ્રતીત થવા સાથે તેની પ્રાપ્તિ માટેનો ખરો ઉપાય લક્ષ્ય થાય એ ખરેખર સુજ્ઞ જનોને ઇચ્છવા યોગ્ય છે. સ્વ–આત્મા તેનું રાજ્ય–સંપદા તે જ ખરું સ્વરાજ્ય. સત્ય જ્ઞાનાદિક આત્માની વિભૂતિ પ્રગટે તે જ સ્વરાજ્ય. તેવું સ્વરાજ્ય પ્રગટ કરવા જે જે ખરાં સાધન જોઇએ તે સ્વાધીન કરી લેવાં તે પણ ઉપચારથી સ્વરાજ્ય લેખાય. જ્યાંસુધી આપણે પરતંત્ર–પરવશ–પરાધીન–ગુલામ જેવી દીન–લાચાર સ્થિતિમાં હોઇએ ત્યાંસુધી ખરાં સાધનો આપણે મેળવી ન શકીએ અને તેવાં સત્‌સાધનો હસ્તગત કરી તેનો યથાર્થ ઉપયોગ કર્યા વગર આપણે સાચું સ્વરાજ્ય કયાંથી પામીએ ? સાચા સ્વરાજ્યથી તો આપણા આત્મામાં રહેલા અનંત જ્ઞાનાદિક ગુપ્ત ગુણસમૃદ્ધિનું આપણને યથાર્થ ભાન થતાં તેમાં દૃઢ પ્રતીતિ થવા સાથે તે પ્રાપ્ત કરી લેવા પૂર્ણ ઉત્સાહ પ્રગટે. કાયરતા યા પ્રમાદ માત્રને તજી આપણે સ્વસંપત્તિ પ્રાપ્ત કરવા સાચો પુરુષાર્થ અચૂક આદરીએ અને તેના પરિણામે આપણી સહજ સ્વાભાવિક અનંત જ્ઞાન વીર્યાદિક સંપદા અવશ્ય પ્રાપ્ત કરી લઇએ.

બાહ્ય અને અંતરંગ એમ બે પ્રકારનાં એ સ્વરાજ્યપ્રાપ્તિનાં સાધન લેખી શકાય. આર્ય ક્ષેત્ર, ઉતમ કુળ–જાતિ, પાંચે ઇન્દ્રિયો પરવડી અને શરીર નીરોગી એ ઉપરાંત સુગુરુનો યોગ એ બધાં બાહ્ય સાધન લેખાય; જ્યારે સુસભ્યતા–વિનય વિવેકાદિક આદરી સદ્‌ગુરુનો સમાગમ કરી તેમની પ્રસન્નતા મેળવે, તેમની સમીપે તત્ત્વવચનનું ભારે આદર બહુમાન સાથે શ્રવણ કરે, તેનું મનન પરિશીલન સેવી આપણા આત્મામાં તેનું યથાર્થ પરિણમન કરે, કે જેથી યથાર્થ તત્ત્વરુચિ સાથે યથાર્થ

તત્ત્વજ્ઞાન અને યથાર્થ આચરણ થવા પામે અને આપણામાં રહેલી અનંત વીર્યશક્તિ ખરા વૈરાગ્ય અને અભ્યાસના બળથી પ્રગટ થવા પામે. એ સર્વે સાચા સ્વરાજ્યનાં અંતરંગ સાધન સમજવા. બીજી રીતે કહીએ તો તેની આડે આવતાં બાહ્ય અને અંતરંગ અંતરાયો આપણે પ્રથમ દૂર ખસેડવા જોઈએ. મન અને ઈન્દ્રિયોના અનેક પ્રકારનાં પ્રલોભનો અને તેવા તુચ્છ ક્ષણિક કલ્પિત સુખ ને સ્વાર્થમાં મુંઝાઈ, અનેક જીવોની ખોટી લટપટ ખુશામત કરી, ક્ષુદ્ર જીવોને હેરાન ન કરવા જોઇએ અથવા લોકપ્રવાહમાં નાહક તણાવું ન જોઇએ. અને હિંસા અસત્યાદિક પાપકર્મોનો બને તેટલો ત્યાગ કરવા સાથે ક્રોધ, માન, માયા અને લોભરૂપ દુષ્ટ કષાયોનો જય કરીને આપણાં મન, વચન અને કાયા યા વિચાર, વાણી ને આચારમાં રહેલી વિષમતા ટાળીને તેમને શુદ્ધ–પવિત્ર બનાવી લેવાની પૂરી જરૂર સ્વીકારી બને તેટલી ચીવટથી ખરો સંયમ સેવવો જોઇએ.

જો સાચું સ્વરાજ્ય પ્રાપ્ત કરવું ઈષ્ટ જ હોય તો આપણે સહુએ પ્રાપ્ત સાધનોનો સદુપયોગ કરી લેવા સફળ પ્રયત્ન સેવવો જોઈએ. નિત્ય જીવનકલહને શાન્ત કરવા માટે વગરજરૂરની કેટલીએક વસ્તુઓ સિવાય ચલાવી લેવા ટેવાવું જોઇએ. એમ કરવાથી નકામી ઘણી ઉપાધિ સહેજે ઓછી થઇ શકશે. આપણો અમૂલ્ય સમય અને શ્રમ ઘણો બચશે, ઘણું ખર્ચ કમી થઇ જશે અને થોડા ખર્ચે મજાથી રહી શકાશે. સહુએ કરકસરથી રહેતાં જરૂર શીખી લેવું જોઇએ. કૃપણતા કરવાથી જેમ અપવાદપાત્ર થવાય છે તેમ ઉડાઉ ખર્ચ કરવાથી પણ નિંદાપાત્ર બનાય છે; તેથી જ નકામાં ઉડાઉ ખર્ચો કરવાં જ નહીં. અથવા તો જરૂર કમી કરી નાખવાં, જેથી થોડા

ખર્ચે સુખે સ્વજીવનનિર્વાહ ઉપરાંત કુટુંબનિર્વાહ પણ થઇ શકશે અને અધિક ગુંજાશ હશે તો અન્ય સીદાતા જનોને યોગ્ય આલંબન–ટેકો આપી શકાશે. આંખો મીંચી ઉડાઉ ખર્ચ કરનારને છેવટે પસ્તાવું પડે એવી કફોડી સ્થિતિ પણ થઇ આવે એ બનવાજોગ છે. પ્રથમથી જ સમજી દીર્ઘદૃષ્ટિ વાપરી વૃત્તિસંક્ષેપથી નિર્વાહ કરનાર ભાઈબ્હેનોને સંતોષયોગે જ્યાં ત્યાં સુખ સાંપડી શકે છે.

ખાનપાન વસ્ત્રપાત્રાદિક કોઇ પણ પ્રસંગે ખરી જરૂરીયાત તરફ જ આપણું લક્ષ રાખવું ફાયદાકારક છે. તેમાં પણ શુદ્ધ સ્વદેશી ચીજ મળી શકે ત્યાં સુધી તેનાથી ચલાવી લેવું કે જેથી સ્વદેશી ધર્મની પણ સહેજે રક્ષા થઇ શકશે, વિદેશી ચીજોનો મોહ તજવાથી શુદ્ધ સ્વદેશી વસ્ત્રાદિક વાપરવા ભણી અધિક રુચિ જાગશે અને આપણા જીવનમાં સાદાઇનું તત્ત્વ દાખલ કરી કરકસરથી ચાલતાં સહેજે આપણે સ્વપરઉન્નતિ સાધી શકીશું. એ રીતે સ્વરાજ્યનું સાધન સફળ થશે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૯, પૃ. ૩૦૩ ]

---

## ‘ આપણી પ્રજા નિર્બળ–નિઃસત્ત્વ કેમ બને છે ? ’

( તે દોષથી સવેળા ચેતીને ઉગરી જવાની જરૂર. )

જ્યારે બીજી પ્રજાને આપણે સબળ અને ઠીક સત્ત્વવાળી જોઇએ છીએ ત્યારે ઉપલો પ્રશ્ન આપણને સહેજે ઊઠે છે. આપણી ભાવી સ્થિતિ સુધારવાની લાગણીથી આવો પ્રશ્ન થવો ઉપયુક્ત છે. કઇક વખત કૌતુકબુદ્ધિથી આપણે પ્રશ્નો કરીએ છીએ અને તેનું ખરું સમાધાન મેળવ્યા છતાં આપણી ભૂલ

સુધારવા પ્રમાદવશ પ્રયત્ન કરતા નથી. જો આપણી દુઃખદાયક ભૂલનું ખરું ભાન થયું જ હોય તો તે તત્કાળ સુધારી લેવા મથવું જોઈએ. તેમાં ઉપેક્ષા કે બેદરકારી કરવાથી જ ખરેખર આપણાં અનેક દુઃખોનો અંત જલદી આવતો નથી અને ઊલટો તેમાં દિનપ્રતિદિન વધારો જ થતો જાય છે. એ બૂરી ટેવ જરૂર સુધારવી જોઇએ.

પ્રથમ તો અજ્ઞાનવશ માતપિતાદિક વડીલો કેવળ કાચી-કોમળ વયનાં બાળકોનાં લગ્ન કરી નાંખી તેમની ભારે પાયમાલીનું કારણ ઊભું કરે છે. બાળક-પુત્રને ૨૫ વર્ષ પહેલાં ને પુત્રીને ૧૬ વર્ષ પહેલાં લગ્નમાં જોડવા એ ભારે જોખમવાળું છે; કેમકે તે પહેલાં તેમનો શરીરનો બાંધો કાચો-અપૂર્ણ હોય છે. તેવે વખતે વીર્યનું સંરક્ષણ કરવાની પૂરતી જરૂર હોય છે, તેને બદલે તેનો જ સ્વેચ્છાથી વિનાશ કરી નાખવામાં આવે છે, તેથી તે બાળજોડલાંની અનેક રીતે ભારે ખુવારી થાય છે. તે પોતે જ વીર્ય-સત્ત્વહીન થઇ નિર્બળ બની જાય છે. એટલે તેઓનું શરીર-આરોગ્ય બગડી જાય છે અને અનેક જાતનાં ક્ષયાદિક રોગને વશ થાય છે. તેમ છતાં તેવી કાચી કોમળ વયે વિષયભોગનો છંદ નહીં તજી શકવાથી દિનપ્રતિદિન તેમની નિર્બળતા વધતી ચાલે છે અને થોડા જ દિવસ, માસ કે વર્ષોમાં અકાળે તેમનાં આયુષ્યનો અંત આવી જાય છે. આવી કાચી વયે તેમને જે પ્રજા થવા પામે છે તે પણ પ્રાયે બધી નમાલી-નિસ્તેજ જ થાય છે. જે બળ-સત્ત્વ ગુણ માતપિતામાં જ આવેલ ન હોય તે તેમનાથી થતી પ્રજામાં કયાંથી આવે ? આથી કાચી-અપકવ વયે બાળકોનાં લગ્ન કરી નાંખવાની રીતિ એકદમ સુધારી લેવી જોઈએ. યોગ્ય-

પરિપકવ—પાકી વય થાય ત્યાં સુધી આપણા બાળકો નિશ્ચિત-પણે સુંદર કેળવણી લેતાં રહી, પોતાની જાતને ઠીક ઉન્નત—પવિત્ર બનાવે એ અવશ્ય ઇચ્છવા યોગ્ય છે. તેટલી વય સુધી પવિત્ર વિચાર, વાણી ને આચરણનું શુદ્ધ ભાવથી પરિપાલન કરવારૂપ બ્રહ્મચર્યનું સેવન જરૂર થવું જોઇએ. સુયોગ્ય વય સુધી એવા અખંડ બ્રહ્મચર્યનું પાલન કરવાવડે સંપૂર્ણ સ્વવીર્ય-સંરક્ષણ કરી શકનાર જોડલાનાં લગ્નથી જે ભાવી પ્રજા થાય તે સબળ; સત્ત્વવંત, પ્રતાપી, બુદ્ધિશાળી, ઉત્સાહી, સુશ્રદ્ધાળુ ને સદાચારી થવા પામે તે સુસંભવિત હોઇ, પોતાની ભાવી પ્રજાને સબળ, સુખી ને સદ્‌ગુણી થયેલી જોવા ઇચ્છતા દરેક માત—પિતાદિક વડીલોએ હવે સવેળા ચેતી જવું જરૂરનું છે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૯, પૃ. ૩૦૫ ]

## સ્ત્રીકેળવણી.

### પાઠ ૧ લો

સ્ત્રીકેળવણી એટલે સ્ત્રીઓને કેળવવી અથવા ભણાવવી તે. સ્ત્રીકેળવણી એ મથાળું વાંચીને આપણા ઘણા જૈન ભાઇઓ તો આશ્ચર્ય પામશે, કારણ કે જૈન કોમના પુરુષો જ કેળવ-ણીમાં પછાત છે, તો તેઓને 'સ્ત્રીકેળવણીની કિંમત શું છે? તેથી કેવી જાતના ફાયદા થઇ શકે છે?' વિગેરે સમજણ ક્યાંથી હોય ? ભાગ્યવશાત્ જૈન કોમ વ્યાપારમાં ફાવેલી છે; એટલે તેને કેળવણીમાં પછાત હોવાથી જે નુકશાન થાય છે

૧ અમરચંદ તલકચંદે તૈયાર કરાવેલ શ્રેણિના પાઠમાં સુધારો—વધારો કરનાર. સ. સ. ક. વિ.

તેની ખબર પડતી નથી, પરંતુ બીનકેળવણીએ જે નુકશાન થવું જોઇએ એ તો પરોક્ષ કે પ્રત્યક્ષ રીતે થાય છે જ. ઘણા માણસો તો સ્ત્રીઓને ભણાવવી એ અકર્તવ્ય સમજે છે, છોકરીઓને ભણવા મોકલનાર ઉપર ચીડાય છે, ભણેલી સ્ત્રીને દેખી તેની ઉપર કંટાળો આણે છે અને તેવીનો કાંઇ અવગુણ જણાયો હોય તો તે સંબંધી રજનું ગજ કરી મૂકે છે. કેટલાકને તો ભણેલી સ્ત્રી વંધ્યા રહે છે, દુર્ગુણી થાય છે, વહેલી મરી જાય છે, વહેલી રાંડે છે એવા એવા વહેમ હોય છે. તો આપણે પ્રથમ એ તપાસીએ કે સ્ત્રીઓને ભણાવવી એ કર્તવ્ય છે કે અકર્તવ્ય છે ? શાસ્ત્રકાર એમાં સંમત છે કે અસંમત છે ? અને પૂર્વે એ રીતિ હતી કે નહિ ?

હવે આપણે પ્રથમ એ તપાસીએ કે **સ્ત્રીઓને ભણાવવી એ કર્તવ્ય છે કે અકર્તવ્ય છે ?** સ્ત્રી એ એક ઘરનો અનુપમ શૃંગાર છે અને તેનાથી આખું ઘર તથા તેમાં રહેનાર સર્વ મનુષ્યો શોભી નીકળે છે, તો જ્યારે એના અસ્તિત્વપણાથી જ ઘરને એટલી શોભા મળે છે, તો પછી તેનામાં વિદ્યારૂપી અમૂલ્ય રત્નનો ભંડાર ભરેલો હોય તો તેની શોભામાં શું ખામી રહે ? સોનું અને વળી સુગંધ હોય તો તેની કિંમત કેટલી બધી ઉમદા થાય ? લક્ષ્મીવાન્ અને વિદ્વાન હોય તો તેની કેટલી કિંમત ? ગુણસંપન્ન અને વિદ્વાન્ હોય તો તેનું કેટલું મૂલ્ય થાય ? વિગેરે અનેક વ્યવહારિક દૃષ્ટાંતોથી સિદ્ધ થાય છે કે સ્ત્રીને કેળવણી આપવાની ખાસ અને ખરેખરી જરૂરીઆત છે. વળી એક વિદ્વાન માણસ લખે છે કે 'ગૃહસત્તાનો મુખ્ય આધાર સ્ત્રીકેળવણી ઉપર જ છે.' તે કેવી રીતે ? ત્યાં તે સમજાવે છે કે—એક વખત તે એક

વિદ્વાન સ્ત્રી સાથે વાતો કરતો હતો તેવામાં તેણે જણાવ્યું કે 'શીખવવાની જુદી જુદી રીતોમાં કાંઇ દમ નથી, તેથી તો રૈયતને જુદી જુદી જાતની કેળવણી મળે પણ તેને શું કરવું બાકી છે? શેની ખામી છે? તે કહો.'

તે સ્ત્રીએ જવાબ આપ્યો કે 'જનેતાઓની.' તે વિદ્વાન ચૂપ થઇ ગયો. તેણે કહ્યું કે 'હા, ખરૂં. એક જ શબ્દમાં કેળવણીની બધી પદ્ધતિ આવી ગઇ.' માટે સદાચાર બાંધવાનું પ્રથમ અને અતિ અગત્યનું સ્થળ તે ઘરની સ્ત્રી જ છે અને તે વિદ્વાન–કેળવાયેલી હોય તો તેનો અને તેની સંતતિ તમામનો જન્મ સફળ થાય એ નિ:શંક છે.

**સાર**—સ્ત્રી ઉપર આખા ઘરનો બહુધા આધાર હોવાથી તેને સર્વ રીતે કેળવી કુશળ કરવાની ભારે જરૂર છે, સારી રીતે કેળવાયેલી સ્ત્રી ઘરની શોભારૂપ બને છે અને તેનાથી થતી સઘળી સંતતિ સહેજે સુધરવા પામે છે. અન્યથા સંતતિ સુધરવી મુશ્કેલ છે.

---

## પાઠ ૨ જો

આગલા પાઠમાં સ્ત્રીઓને કેળવણી આપવાથી શું લાભ થાય છે અને ન આપવાથી શું નુકસાન થાય છે, તે વિષે સહેજ ઇસારો કરવામાં આવ્યો છે. હવે આ પાઠમાં તે બાબત વિશેષ વિવેચન કરવામાં આવશે.

આ જગતમાં પ્રાણીમાત્રમાં ચૈતન્ય ભાવ સરખો છે, તો પણ પશુપક્ષી વિગેરે પ્રાણીઓથી મનુષ્ય પ્રાણી ઉત્તમ ગણાય છે. એનું કારણ મનુષ્ય જ્ઞાન મેળવવાને અને એથી ખરું–ખોટું

પારખી, ખોટું તજી, ખરું આદરવા લાયક છે એમ સમજે છે. એ સિવાય બીજું કારણ જણાશે નહિ. જ્ઞાન એટલે સમજણ. જેનામાં જેટલી સમજણ વધારે તેટલી માનવજાતમાં તે ઊંચી પદવી ધરાવે છે. આપણે સર્વે વગડામાં અથવા ગામડામાં રહેનાર માણસ કરતાં શહેરના માણસને ઉત્તમ ગણીએ છીએ તો તેનું કારણ તેઓનું જ્ઞાનબળ વધારે હોય છે, એ જ છે. શરીરબળમાં વગડાના અને ગામડાના રહેનારાઓ શહેરના મનુષ્યો કરતાં ચઢે છે, તો પણ તેઓ શહેરી મનુષ્યોના જ્ઞાનબળને લીધે તેને વશ રહે છે. દરેક માણસોમાં ઓછુંવધતું જ્ઞાન હોય છે, તેથી તેઓ પોતાના દરેક કાર્ય ઉપરથી અનુભવ લઇ પોતાના સુખદુઃખની વાત એક બીજાને કરે છે; અને તે ઉપરથી જે રસ્તે વધારે સુખ મળે તે રસ્તે પ્રવર્તવા વધારે જ્ઞાનવાળાની મતિથી પ્રયત્ન કરે છે. ઉમર પરત્વે જોઇએ તો બાળકને આપણે પશુ બરાબર કહીએ છીએ, તેનું કારણ એટલું જ છે કે તે સમયે તેનામાં કાંઈ જ્ઞાન હોતું નથી. જેમ જેમ તે મોટું થતું જાય છે અને તેનું જ્ઞાન વધતું જાય છે તેમ તેમ તે માણસમાં ગણાતું જાય છે. ધર્મ, દયા, શૌચ, દાન, પૂજા, તપ, પુણ્ય, પાપ, ક્રોધ, માન, માયા, લોભ વિગેરે શબ્દોના સ્વરૂપ માણસ પોતાની ઓછી વધતી જ્ઞાનશક્તિના પ્રમાણમાં સમજે છે અને તે ઉપરથી જે આદરવાનાં કાર્ય હોય, તેમાં પોતાનું આચરણ કરે છે અને બીજા છોડી દે છે. ખૂન, ચોરી, મારામારી વિગેરે ગુન્હાનાં કૃત્યો ઘણું કરી અજ્ઞાન માણસો જ કરનારા નીકળશે; કારણ કે જ્ઞાનવાન તો તેથી રાજાનો આ ભવમાં અને પાપનો દંડ પરભવમાં ભોગવવો પડશે એમ જાણી શકે છે. પશુયોનિમાં જન્મ પામનાર પણ જ્ઞાનના યોગથી ઉચ્ચ ગતિમાં જવા પામે છે;

તો માણસ જાતને જ્ઞાનપ્રાપ્તિથી વધારે ઉત્તમતા પ્રાપ્ત થાય એમાં શી નવાઈ! પોપટાદિ પક્ષીઓને કોઇ શ્રમ લઇ ભણાવે છે તો તેઓ મીઠાશભરેલું બોલતાં શીખે છે અને તે સાંભળી સર્વે ખુશી થાય છે. તેના ઉપર એક વિદ્વાન માણસે કહ્યું છે કે—

सद्विद्या यदि का चिंता, वराकोदरपूरणे ।
शुकोऽप्यशनमाप्नोति, भगवन्निति ब्रुवन् ॥ १ ॥

**અર્થ**—જો કોઈ સદ્‌વિદ્યા હોય તો નાનું સરખું પેટ ભરવાની શી ચિંતા છે? પોપટ પણ 'ભગવંત' એટલો શબ્દ બોલે છે તો ખાવાનું સુખેથી પ્રાપ્ત કરે છે; માટે કેળવણી લેવાથી સર્વને લાભ જ છે એમ જાણી સ્ત્રીઓને અવશ્ય કેળવણી આપવી જોઇએ.

**સાર**—જડ જેવી વસ્તુને પણ યથાવિધિ કેળવવાથી તે ઉત્તમતા પામે છે, તો પછી સચેતન આત્માને યથાર્થ કેળવણી મળવાથી તેનામાં ઉત્તમ ગુણનો વિકાસ થવા પામે એમાં આશ્ચર્ય જેવું શું છે?

---

## પાઠ ૩ જો.

વળી સ્ત્રીજાતિને કેળવણી આપવાનું ઘણું અગત્યનું કારણ એ છે કે જે ઘરની તે ગૃહિણી હોય છે તે ઘરના તમામ અંગભૂતોને રાત્રિદિવસ તે સ્ત્રીની છાયા તળે રહેવાનો પ્રસંગ આવે છે અને તેથી તે સર્વ કુટુંબીઓને આખી ઉમરભર જે લક્ષણોના સંસ્કાર જડીભૂત થાય છે, તે તેઓના મૃત્યુની સાથે જ બંધ પડે છે. તે લક્ષણોનો જન્મ જે ઘરમાં તેઓ

ઉછરે છે ત્યાં જ થાય છે. એવી એક સાધારણ કહેવત ચાલે છે કે 'વિદ્યાથી વધતો વિવેક છે.' 'વિવેક દશમો નિધિ છે.' અને 'મન ઉપરથી માણસ થાય છે.' પણ એ ત્રણ નીતિ-વચનો કરતાં એક વધારે મજબૂત નીતિવચન એ છે કે 'ઘર નરને બનાવે છે.' તેનું કારણ એ છે કે ઘરની કેળવણીથી માણસની રીતભાત અને મન બંને ઘડાય છે, એટલું જ નહિ પણ તેના લક્ષણ પણ ત્યાં જ બને છે, હૃદયકમલ પ્રફુલ્લિત થાય છે, ટેવોનું બંધારણ થાય છે, બુદ્ધિના અંકુરો ફૂટે છે, અને ભલા કે ભૂંડાને વાસ્તે આચરણ રચાય છે. મુખ્યત્વે કરીને બાળક જ્યાં જન્મે છે તે ઘરમાં જ જનમંડળને કાબૂમાં રાખનારાં ધોરણો અને નીતિવચનો ગૃહગિરિના મૂળમાંથી નીકળે છે. પછી તે મૂળ નિર્મળ હો વા મલિન હો. સરકારના કાયદા–કાનૂનો પણ ગૃહસૂર્યના પ્રતિબિંબ છે. બચપણમાં આપણે હોઈએ, તે વેળાએ આપણા ખાનગી સંસારમાં આપણા મન ઉપર જે જે વિચારોના સૂક્ષ્મ અંકુરો માત્ર ઊગ્યા હોય, તે પછીથી દુનિયામાં દેખા દે છે. તે પછી જગતનો જાહેર મત કેળવાય છે, કારણ કે બાળગૃહમાંથી પ્રજાનો પાક ઉતરે છે અને જેમના હાથમાં બાળકોને ચાલતાં શીખવવાની દોરી હોય છે તેઓ તો રાજ્યની ખાલી લગામ ઝાલનારા કરતાં પણ વધારે સત્તા ચલાવી શકે છે.

અહાહા !!! જનેતાઓને ઉમદા કેળવણી આપવાનાં કેવાં ફળ છે ? મનુષ્યોની રહેણીકહેણી ઉપર તેઓ કેવી મજબૂત છાપ પાડી શકે છે ? માટે વાચકો, સ્ત્રીકેળવણીની અવશ્ય બહુ જરૂર છે.

સાર—આ રીતે સ્ત્રીકેળવણી કેટલી બધી મહત્ત્વની છે તેનો ખ્યાલ વાંચનારા ભાઇબહેનોને સારી રીતે આવી શકે તો તેઓ સ્ત્રીકેળવણીના હીમાયતી બની સ્ત્રીકેળવણીને પુષ્ટિ આપવા પાછી પાની કરે જ કે ?

---

## પાઠ ૪ થો.

આ જગતમાં દરેક પુરુષને તેમ જ સ્ત્રીને કેળવણી લેવાનો હક્ક છે અને તે પ્રમાણે તેઓ લે છે, પણ વિશેષે કરીને પુરુષ-કેળવણીથી જે જે લાભો થાય છે તેના કરતાં સ્ત્રીકેળવણીથી ઘણે દરજ્જે બીજા મોટા લાભ થાય છે અને પુરુષને મોટા ઐશ્વર્યપદને પ્રાપ્ત કરાવનાર મૂળ કારણ સ્ત્રી જ છે, કારણ કે પુરુષ જે ઘરમાં જન્મ લે છે તે ઘરમાં તે નાનપણથી પોતાની માતાના હાથતળે ઉછરે છે અને તેની જોરાવર અસર તેની કેળવણી ઉપર થયા વિના રહેતી નથી. તે દુનિયામાં નિરાધાર હાલતમાં દાખલ થાય છે અને કેળવણી તથા પોષણને માટે તેનો તમામ આધાર તેની આસપાસ જે મનુષ્યો હોય તેના ઉપર રહેલો હોય છે, અને આસપાસના માણસોમાં પોતાની જનનીની હાજરી પ્રથમ હોય છે. તેથી ખરેખરી પ્રથમ અસર તેની માતાની તેને થાય છે અને તેની માતામાં જે જે ગુણો હોય છે તેનો ખરેખરો ચિતાર તેના બાલવયના પુત્રમાં પડે છે એમાં જરાએ આશ્ચર્ય નથી; કારણ કે આ સૃષ્ટિમાં દરેક વસ્તુનું બંધારણ અને સ્વભાવ ઘણું કરીને જે વસ્તુ તેની પાસે અને હમેશાં સહવાસમાં આવતી હોય તેનાં જેવાં જ થાય છે, અને એથી ઊલટા થતા હોય તો તે અપવાદરૂપ છે. વળી બાળક જ્યારે અણસમજુ સ્થિતિમાં હોય છે ત્યારે તેને બોલવાની કે

સમજવાની શક્તિ નથી હોતી. તે વખતે તો તે ફક્ત પોતાની નજીક જે પદાર્થ આવે છે તેના જ ગુણ કે અવગુણને ગ્રહણ કરે છે; અને 'કીટભ્રમર'ના ન્યાયે તે પદાર્થ જેવો જ બની રહે છે તેમાં કાંઇ આશ્ચર્ય નથી. જ્યારે આવું છે ત્યારે નાના બાળક અને બાળકીઓને વિદ્વાન અને દેશના શૃંગારરૂપ બનાવવાને માટે પ્રથમ તેઓની માતાને સંગીન કેળવણી આપવાની ખાસ જરૂર છે; અને જ્યારે સંખ્યાબંધ માતાઓ કેળવણી પામેલી અને વિદ્વાન થશે ત્યારે તેઓના હાથ તળે ઉછરનાર છોકરાં પણ વિદ્વાન અને ડાહ્યા થશે તેમાં જરાએ શંકા જેવું નથી, એટલા માટે ગમે તે ઉપાયો યોજી સ્ત્રીઓને કેળવણી આપો.

સાર—સહૃદય ભાઇબહેનોને હવે દીવા જેવું સ્પષ્ટ સમજાવું જોઇએ કે યથાર્થ રીતે સ્ત્રીઓને કેળવવાનો પ્રયત્ન કર્યા વગર સમાજનો ઉદ્ધાર થવો સંભવિત નથી. કહ્યું છે કે 'શાણી માતા સો શિક્ષકોની ગરજ સારે છે.' એ વાત હવે હૃદયમાં ઠસાવો.

---

## પાઠ ૫ મો.

શાસ્ત્રમાં જ્ઞાનની અધિકતા સ્થળે સ્થળે વર્ણવી છે, અને જ્ઞાન વિનાના મનુષ્યને પશુ સમાન ગણેલા છે. નીતિશાસ્ત્રમાં કહ્યું છે કે—

येषां न विद्या न तपो न दानं, ज्ञानं न शीलं न गुणो न धर्मः ॥
ते मर्त्यलोके भूमिभारभूता, मनुष्यरूपेण मृगाश्चरंति ॥

અર્થ—"જેઓનામાં વિદ્યા, તપ, દાન, જ્ઞાન, શીલ, ગુણ

અને ધર્મ નથી, તેઓ આ મૃત્યુલોકમાં પૃથ્વીને વિષે ભારભૂત થઈ મનુષ્યરૂપે મૃગો ચરે છે.” અને તે ઉપરથી એમ સમજાય છે કે વિદ્યા વિનાના મનુષ્યને નીતિશાસ્ત્રકાર પશુ સમાન કહે છે. વળી—

आहारनिद्राभयमैथुनं च, सामान्यमेतत् पशुभिर्नराणां ।
ज्ञानं नराणामधिको विशेषो, ज्ञानेन हीनाः पशुभिः समानाः ॥

**અર્થ**—“આહાર, નિદ્રા, ભય, મૈથુન એ માણસો અને પશુમાં સરખા છે, પરંતુ માણસમાં જ્ઞાન અધિક છે તેથી તેઓ ઉત્તમ ગણાય છે; માટે જ્ઞાન વિનાના મનુષ્યો પશુ સમાન છે.” એવો આ શ્લોકનો ભાવાર્થ છે.

બીજા જે જે ગુણો છે તે સર્વ ગુણોમાં જ્ઞાન ગુણની આદ્યતા છે. “જ્ઞાન સકળ ગુણ મૂળ રે” એ **વિજયલક્ષ્મીસૂરિનું** વચન પ્રસિદ્ધ છે. વિદ્યા ભણવાથી માણસને જ્ઞાનની કિંમત સમજાય છે, અને તે કયું જ્ઞાન ઉત્તમ છે તે સમજી શકે છે. પોતાની એવી સમજણશક્તિ થયે તેઓ ધર્મ-જ્ઞાન મેળવવાને વધારે લાયક થાય છે. માણસ પોતાનો જન્મ ગમે તેવી મોટાઇ અને ગમે તેવી શ્રીમંતાઈમાં ગાળે પણ જો ધર્મજ્ઞાન હોય નહિ તો એ સર્વ જન્મ વૃથા છે. તે મનુષ્યભવને લાયક કૃત્ય કરી શકે નહિ, અને મનુષ્યભવ હારી જાય. સિંદુર પ્રકરમાં કહ્યું છે કે—

मानुष्यं विफलं वदंति हृदयं व्यर्थं वृथा श्रोतयो-
र्निर्माणं गुणदोषभेदकलनां तेषामसंभाविनी ॥
दुर्वारं नरकांधकूपपतनं मुक्तिं बुधा दुर्लभा,
सर्वज्ञः समयो दयारसमयो येषां न कर्णातिथिः ॥ १ ॥

**અર્થ**—"જે માણસને સર્વજ્ઞના દયારસમય સિદ્ધાંત કર્ણના અતિથિરૂપ થયા નથી, અર્થાત્ જેણે વીતરાગભાષિત સિદ્ધાંત શ્રવણ નથી કર્યા તેનો મનુષ્યજન્મ ડાહ્યા માણસો નિષ્ફળ કહે છે, તેનું હૃદય વ્યર્થ કહે છે, તેના કાનનું નિર્માણ વૃથા કહે છે, તેઓનામાં ગુણ અને દોષનો ભેદ સમજવાની શક્તિનો અસંભવ ગણે છે, તેઓને નરકના અંધકૂપમાં પડવાનું દુઃખે વારી શકાય તેવું કરે છે અને તેઓને મોક્ષની પ્રાપ્તિ પણ દુર્લભ કહે છે."

માટે એવા નીતિશાસ્ત્રના વચનોથી સિદ્ધ થાય છે કે જ્ઞાન વિના બધું ખોટું છે અને જ્ઞાનથી સર્વ વસ્તુ સિદ્ધ થાય છે.

**સાર**—શાસ્ત્રકાર કહે છે કે 'પહેલું જ્ઞાન અને પછી દયા' કેમકે દયા અથવા અહિંસાનું સ્વરૂપ જ્ઞાનથી જ યથાર્થ જણાય (સમજાય) છે. તે વગર આડુંઅવળું વેતરાઇ જાય છે. યથાર્થ જ્ઞાન–સમજથી જ શ્રદ્ધા થવા પામે છે, અને આચરણ પણ શુદ્ધ–નિર્મળ થવા પામે છે. ઉક્ત રત્નત્રયીના સુયોગથી જ સકળ કર્મના ક્ષયરૂપ મોક્ષની પ્રાપ્તિ થાય છે, માટે તેમાં જ અતિ આદર કરવો ઘટે છે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૯, પૃ. ૩૩૩ ]

---

## શત્રુંજય તીર્થની યાત્રાની ઇચ્છા ને ઝંખના રાખનારા ભાઇબહેનો પ્રત્યે સમયોચિત બે બોલ.

કંઇક ઉત્તમ ભાઇબહેનો આત્માના કલ્યાણ માટે પ્રતિવર્ષ શત્રુંજયાદિક કોઇ ને કોઇ તીર્થની યાત્રાર્થે નિયમિત જવાને

ટેવાયેલા જ હોય છે. ત્યારે કેટલાએક ભાઇબહેનો સંયોગોની પ્રતિકૂળતાથી કે આળસ ને કૃપણુતાદિક કાઠીયાની પરવશતાથી ભાગ્યે જ પવિત્ર તીર્થયાત્રાનો લાભ લઇ શકે છે. જો આળસ ને કૃપણુતાદિક દોષોને દૂર કરી શકાય તો પછી શત્રુંજય જેવા પવિત્ર તીર્થરાજની યાત્રા–સેવા–ભક્તિનો લાભ સહેજે લઇ શકાય. કેટલાએક મુગ્ધ ભાઇબહેનો તીર્થયાત્રા કરવા જવાની કે તેવાં બીજાં ધર્મ આચરણની ભાવના જ ભાવતા બેસી રહે છે; પરંતુ ખરી તકે પુરુષાતન ફોરવીને ધાર્યું કામ કરતા નથી, તેથી તેઓ આત્માની કશી ઉન્નતિ સાધી શકતા નથી. જેમણે નવાણું યાત્રા વિધિસર કરવી જ હોય, અથવા કંઇક અધિક સ્થિરતાથી આવા પવિત્ર તીર્થની યાત્રાનો લાભ લેવો જ હોય તેમને માટે અત્યારે સારી અનુકૂળતા લેખી શકાય. પાલીતાણાના રાજ્ય સાથે યાત્રિકો માટે ચાલીશ વર્ષ માટે થયેલ કરાર પૂરો થઇ જાય તે પહેલાં ભારતવાસી દરેક શ્રાવક–શ્રાવિકા પેટ ભરી ભરીને આ પવિત્ર તીર્થરાજની યાત્રાનો લાભ જરૂર લઇ લે એ ખાસ ઇચ્છવા યોગ્ય છે. જો કે કરાર પૂરો થયા બાદ રાજ્યાધિકારીઓને સદ્બુદ્ધિ સૂઝે અને જૈનો સાથે સારો એખલાસ સાચવી રાખવા સુલેહશાન્તિથી વર્તે, સંતોષકારક સમાધાન કરી લે, તો તીર્થરાજની યાત્રા કરવા ઇચ્છનારાઓને અંતરાય ઊભો ન જ થાય; તો પણ સુજ્ઞ જનોએ અગમચેતી વાપરી મનમાં તે બાબત કશી અબળખા ન રહે તેવો અને તેટલો બધો લાભ લેવા મળેલી સ્વાધીન તક તો ગુમાવવી નહીં જ. તે માટે જ આ હાર્દિક પ્રેરણા કરી છે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૯, પૃ. ૩૭૨ ]

# પવિત્ર તીર્થયાત્રાએ જતા દરેક જૈનયાત્રાળુને અગત્યની સૂચના.

अन्यस्थाने कृतं पापं, तीर्थस्थाने विमुच्यते ।
तीर्थस्थाने कृतं पापं, वज्रलेपं भविष्यति ॥

**અર્થ**—અન્ય સ્થળે કરેલું પાપ તીર્થસ્થાને સદ્વિવેકયોગે છૂટે છે, પરંતુ અવિવેકતાથી તીર્થસ્થાનમાં કરેલું પાપ વજ્રલેપ જેવું થાય છે, એમ સમજી દરેક યાત્રાળુએ નીચેની હકીકત જરૂર લક્ષ્યમાં રાખવી ઘટે છે.

૧. શત્રુંજય, ગિરનાર, આબૂજી, સંમેતશિખર, પાવાપૂરી ને ચંપાપૂરી વિગેરે ગમે તે પવિત્ર તીર્થસ્થળની યાત્રા કરવાના અર્થી ભાઈબહેનોએ પોતાના પરિણામ કોમળ રાખીને, યાત્રાનો લાભ લેવાને આવતા અન્ય યાત્રાળુઓની પણ યોગ્ય સગવડ સાચવવા ભૂલવું નહીં.

૨. આપણે જાતે થોડુંઘણું કષ્ટ વેઠીને પણ સામાની સગવડ સાચવવી–સાચવવા પૂરતી કાળજી રાખવી. એ નિઃસ્વાર્થ સેવાનો લાભ ચૂકવો નહીં. સ્વાર્થની ખાતર તો સહુ કોઇ થોડુંઘણું કષ્ટ સહન કરે છે જ, પરંતુ પરમાર્થની ખાતર જાણીબૂઝીને કષ્ટ સહન કરવામાં જ વડાઈ રહેલી છે.

૩ મુસાફરી દરમિયાન રેલ્વે ટ્રેઇનમાં, બેલગાડી કે ઘોડાગાડી વિગેરેમાં, તેમ જ ધર્મશાળામાં એ રીતે નિઃસ્વાર્થપણે વર્તતાં ઘણો લાભ ઉઠાવી શકાય, એક બીજાને મદદગાર થઈ શકાય અને અન્યને આદર્શરૂપ બની અનેક જનોને સમાજસેવા ને શાસનસેવામાં માર્ગદર્શક બની શકાય.

૪ ઘર આગળ આવતા મેમાન–પરોણાની સેવા–ચાકરી કરીએ તેથી અધિક પ્રેમથી પવિત્ર તીર્થયાત્રા પ્રસંગે મળતા યાત્રિકોની સેવા–ચાકરી કરવી ઘટે.

૫ પોતાના મુકામેથી યાત્રાર્થે નીકળ્યા ત્યારથી કોઈ પશુ કે પ્રાણીને ત્રાસ આપવો ન ઘટે. ખુલ્લા–અણવાણે પગે ચાલતાં જાત્રા કરવાનું ફળ વર્ણવી ન શકાય એટલું બધું કહ્યું છે, તે મોજશોખની ધૂનમાં સુખશીલતાથી ગમાવી દેવું ન ઘટે; કારણ કે સમજીને દેહદમન કરવાનું ભારે ફળ કહ્યું છે.

૬ શરીરની ક્ષીણતાદિક ખાસ માંદગીના કારણ સિવાય ગર્ભશ્રીમંતોને પણ છતી શક્તિએ જયણાપૂર્વક અણવાણે પગે ચાલીને જ તીર્થયાત્રા કરવી ઘટે; કેમકે આપણે કર્મથી હળવા થવા માટે જ તીર્થયાત્રા કરવા જઈએ છીએ, ભારે થવાને તો નહીં જ, એ મુદ્દાની વાત ભૂલવી નહીં જોઈએ.

૭ જીવિતવ્ય સહુને વહાલું છે, તો પછી છતી શક્તિ ગોપવી, જાનવરોને મહા ત્રાસ આપી, જયણા રહિત જાત્રા કરવા જવા–આવવાનો અર્થ શો ? પ્રભુની આજ્ઞા સાચવીને જ યાત્રા કરી લેખે સમજવી.

૮ સહુ સાથે મૈત્રી, દુઃખી પ્રત્યે દયા–અનુકંપા, અને સદ્-ગુણી પ્રત્યે પ્રમોદ તેમ જ પાપી પ્રત્યે અદ્વેષ ( ઉપેક્ષા ) ભાવના રાખવાથી જ કરવામાં આવતી ધર્મકરણી સફળ થઈ શકે છે.

૯ પવિત્ર તીર્થની યાત્રા કરવા જતાં અને યાત્રા કરી નિવર્ત્યા પછી તો અવશ્ય અનીતિનો સર્વથા ત્યાગ જ કરવો જોઈએ. પવિત્ર તીર્થની યાત્રા કર્યાની સફળતા ત્યારે જ લેખી શકાય.

૧૦ અનીતિવંતનું મન જ ધર્મકરણીમાં ચોંટી શકતું નથી અને મન વગરની બહાર દેખાવ પૂરતી કરેલી કરણી કે યાત્રા સારું ફળ આપી શકતી નથી, તેથી જ યાત્રિકોએ દયા, સત્ય, પ્રમાણિકતા અને સુશીલતા સાચવવા પૂરતી કાળજી રાખવી જોઈએ. એકડા વગરનાં ગમે તેટલાં મીંડાં કર્યાં શા કામના ?

૧૧ પ્રભુનાં હિતવચનોને યથાશક્તિ અનુસરીને ચાલવાથી જ સ્વશ્રેય થઇ શકે છે.

૧૨ નિર્મળ તત્ત્વશ્રદ્ધા અને બોધ સહિત સદ્વર્તનવડે જ સ્વકલ્યાણ સાધી શકાય છે. પોતે હિતમાર્ગને દૃઢતાથી સેવનાર અન્યનું પણ હિત કરી શકે છે.

૧૩ યોગ્યતા મેળવ્યા વગર વસ્તુધર્મની પ્રાપ્તિ થઇ શકતી નથી, તેથી ઉત્તમ પ્રકારની ક્ષમા, નમ્રતા, સરલતા, સંતોષ અને ઉદારતાદિવડે સુયોગ્યતા મેળવવા ચૂકવું નહિ. રૂડી યોગ્યતા પામેલો જીવ ચિંતામણિ રત્ન જેવો ધર્મ સહેજે પામી શકે છે.

૧૪ કોઇ જાતનું કુવ્યસન પડી ગયેલું હોય તો તે પવિત્ર તીર્થને ભેટીને જરૂર દૂર કરી દેવું જોઇએ, અને પવિત્ર તીર્થને ભેટી તપ–જપ–જ્ઞાન–ધ્યાન–વ્રત–પચ્ચખ્ખાણ કરવાનું વ્યસન જરૂર વધારવું જોઇએ.

૧૫ જંગમ તીર્થ સમાન સદ્ગુણી સંતજનોનો સમાગમ કરી દોષમાત્ર દૂર કરવા માટે તેમની સ્વાર્થ વગરની હિતશિક્ષાને સહુએ જરૂર અનુસરવું જોઇએ.

૧૬ મન–વચન–કાયાથી સઘળી શુદ્ધિ સાચવી, સહુનું

શ્રેય થાય એવું આપણી આસપાસ શુદ્ધ વાતાવરણ જમાવવું જોઈએ કે જેથી સ્વપરકલ્યાણની સિદ્ધિ જરૂર થવા પામે.

૧૭ શત્રુંજયતીર્થરાજ જેવા સર્વોત્તમ સ્થાનમાં બીજી ખટપટ તજી શાન્તિથી રહેનાર સુખે સ્વહિત સાધી શકે છે. અંતરલક્ષ્યથી જયણા સહિત પગે ચાલીને કરેલી એક પણ યાત્રા જેવી લાભદાયક છે તેવી જયણા રહિત ઉપયોગશૂન્યપણે કરાતી અનેક યાત્રાઓ પણ લાભદાયક થઈ શકતી નથી; તેથી તીર્થયાત્રા કરવા ઇચ્છતા સહુ ભાઈબહેનોએ જયણા સાચવવા માટે જરૂર પૂરતું લક્ષ્ય રાખવું જોઈએ.

[ શ્રી. જૈ. ધ. પ્ર. પુ. ૩૯, પૃ. ૩૭૩ ]

---

## પ્રભુ મહાવીરની જયંતિ ઉજવવા સહુ ભાઈબહેનોને ભારે હોંશ હોય છે, તેથી તેની સાર્થકતા–સફળતા કરવા સારુ સમયોચિત બે બોલ કહેવામાં આવે છે, તે લક્ષ્યમાં રાખી પ્રમાદ રહિત તેનું પરિ-પાલન કરવાની જરૂર છે.

અંગ વસન મન ભૂમિકા, પૂજોપગરણ સાર;
ન્યાયદ્રવ્ય વિધિ શુદ્ધતા, શુદ્ધિ સાત પ્રકાર.
સાતે શુદ્ધિ સમાચરી, ધરી પ્રભુનું ધ્યાન;
અંતરના ઉલ્લાસથી, કરીએ નિત્ય પ્રણામ.

શુદ્ધ દેવ, ગુરુ ને ધર્મનું આરાધન કરવા ઈચ્છનારા એટલે કે આત્મામાં દેવ, ગુરુ ને ધર્મને જાગ્રત કરવાના ખપી દરેક ભવ્યાત્માએ ઉપર સૂચવેલી સાતે પ્રકારની શુદ્ધિને યથાર્થ

સમજી લઈ તેનો ચીવટથી આદર કરવો ઘટે છે. સમજ્યાનો સાર જ એ છે કે જાતે ખરી વાતને આદરી બીજા અણસમજુ કે ઓછી સમજવાળા મુગ્ધ ભાઈબહેનોને શુદ્ધ પ્રેમભાવથી તે વાત ગળે ઉતારવા બનતો પ્રયત્ન કરવો, જેથી તેમનું તથા તેમની ભાવી પ્રજાનું પણ શ્રેય-કલ્યાણ સહેજે થવા પામે.

દ્રવ્ય ભાવ ભેદે બે પ્રકારની પ્રભુની પૂજા કહી છે. તેમાં મલિનારંભી ગૃહસ્થ શ્રાવક શ્રાવિકાને દ્રવ્યપૂજાપૂર્વક ભાવપૂજા અને નિરારંભી સાધુ સાધ્વીઓને કેવળ પ્રભુની આજ્ઞા આરાધન-રૂપ ભાવપૂજા કરવાની કહી છે. પંચપ્રકારી, અષ્ટપ્રકારી વિગેરે અનેક રીતે પ્રભુની અંગપૂજા અને અગ્રપૂજા થઇ શકે છે. ઉક્ત પ્રસંગે એ સાતે શુદ્ધિનો યથાયોગ્ય ખપ સહુ સજ્જન ભાઇબહેનોએ અવશ્ય કરવો ઘટે છે, તેમ કરવાથી જ દ્રવ્ય-પૂજાની સફળતારૂપ સદ્ભાવ જાગ્રત થાય અને શાસ્ત્રોક્ત અનેક સદ્ભાગી સજ્જનોની પેઠે એથી ભારે કર્મનિર્જરા અથવા સુકૃત-પુન્ય ઉપાર્જનરૂપ અમાપ લાભ થઇ શકે. તેથી જ આળસ ને કૃપણતાદિક દોષ તજી સાતે શુદ્ધિનો જરૂર સહુએ ખપ કરવો અને અન્ય ખપી જનોને તે સારી રીતે સમજાવવો. શત્રુંજયયાત્રાવિચારાદિક બુકમાં ઉકત હકીકત અધિક સ્ફુટ કરીને સમજાવી છે, છતાં ખાસ ઉપયોગી જાણીને પ્રસંગોપાત અહીં પણ જણાવાય છે.

૧. શુદ્ધ ગાળેલા તીર્થજળાદિકવડે જયણાયુકત સર્વાંગ સ્નાન કરવું.

૨. શુદ્ધ નિર્દોષ રીતે બનેલાં અખંડ વસ્ત્ર અંગ ઉપર ધારણ કરવાં.

૩. ચપળતાદિક દોષને ટાળી નકામા સંકલ્પવિકલ્પ રહિત મનને કરવું.

૪. સેવા–ભક્તિ કરવાનું સ્થળ પ્રથમથી જ જયણા સહિત સાફ કરી લેવું.

૫. પૂજાનાં ઉપગરણ જોઇએ એવા સાફ જયણાયુક્ત રાખવાં.

૬. પ્રભુભક્તિપ્રસંગે વાપરવાની સર્વે વસ્તુઓ ન્યાયદ્રવ્યથી વસાવવી.

૭. દરેક પ્રસંગે વિધિનો યથાર્થ આદર કરવાનું ન ભૂલવું.

ઉપર પ્રમાણે દ્રવ્યપૂજા કરીને પછી અર્થગંભીર ચૈત્યવંદન સ્તવનાદિક સ્તુતિ પ્રભુના ગુણગર્ભિત ઉપયોગ સ્થિર રાખીને અખંડ પ્રેમ ઉલ્લાસથી સ્થિરતા મુજબ કરવાનું ભૂલવું નહિ. તેમ કરતાં બીજાનું મન પણ સાંભળવા લલચાય ને ઉપયોગ જાગ્રત થાય તેવી શાન્તિ જાળવીને બધું કરવું. "તીર્થપતિ ને તીર્થસેવા; એ તો સાચા મોક્ષના મેવા" ઇ૦ "એક વાર પ્રભુવંદના રે, આગમ રીતે થાય; કારણ છતે કાર્યની રે, સિદ્ધિ પ્રતીત કરાય." ઇ૦ વચનોની સાર્થકતા થાય તેવું લક્ષ્ય રાખવું. "પ્રીત અનંતી પરથકી, જે તોડે હો તે જોડે એહ; પરમપુરુષથી રાગતા, એકત્વતા હો દાખી ગુણ ગેહ. ઋષભ-જિણંદશું પ્રીતડી." જીવને અનાદિકાળથી પરપુદ્ગલ સાથે અનંતી અપાર પ્રીતિ લાગેલી છે, તેની અસારતા વિચારી તેને તોડ્યા વગર પ્રભુ સાથે ખરી પ્રીતિ લાગી શકે તેમ નથી. ક્ષણિક ને કલ્પિત લેશમાત્ર સુખાભાસ મધુબિંદુની જેવો જોઈ મુગ્ધ જીવ તેથી લલચાઇ જન્મમરણનાં અનંત દુઃખ વ્હોરી

લે છે; પરંતુ સાચા સદ્ગુરુના ઉપદેશામૃતથી વૈરાગ્ય જાગતાં વિષયાસક્તિ મોળી પડી જાય છે, અથવા સૂર્યના તાપથી ઝાકળની જેમ તે વિસરાળ થઇ જાય છે; એટલે શુદ્ધ દેવ, ગુરુ ને ધર્મપ્રત્યે સાચી પ્રીતિ જાગે છે, અને સમ્યગ્ જ્ઞાનવૈરાગ્યના સિંચનથી તે દિન દિન પ્રત્યે પુષ્ટ થતી જાય છે.

દ્રવ્યપૂજા ગૃહસ્થોને સાધનરૂપ છે અને ભાવપૂજા સાધ્ય છે. પ્રભુની ખરા દિલથી સ્તુતિ–સ્તવના–પ્રાર્થના કરી મનને પ્રભુના ગુણવડે રંગી દેવાથી અને એવા ઉત્તમ ગુણોનું પરિશીલન કરવાથી જ તેની સાર્થકતા થાય છે. હિંસાદિક દોષથી વિરમવું અને અહિંસાદિકનો અત્યંત આદર કરવો. પાંચે ઇંદ્રિયોના વિષયોમાં લાગી રહેલી આસક્તિ તજવી અને ખરા વૈરાગ્યથી આત્માને વાસિત કરવો. ક્રોધાદિક ચારે કષાયોનો નિગ્રહ કરવો અને ક્ષમાદિક ઉત્તમ ગુણોનો આશ્રય કરવો. મન, વચન, કાયાના દુષ્ટ વ્યાપારને વર્જવા અને વિચાર, વાણી તથા આચારની શુદ્ધિ કરવી. એ ભાવપૂજાનું ખરું રહસ્ય છે. ભવિક આત્માઓ પોતાના આત્માને એથી જ તરબોળ કરી ખરું સુખ અનુભવે છે. ભવ્યાત્માઓને એવી સદ્બુદ્ધિ જાગે એવી પ્રાર્થના છે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૯, પૃ. ૩૭૫ ]



# ભવ્ય આત્મહિતશિક્ષા.

આત્મહિતૈષી ભવ્ય પ્રાણીઓએ મૈત્ર્યાદિક ચાર ભાવનાઓ સમાસથી પણ આ પ્રમાણે ભાવવી યોગ્ય છે.

૧. સર્વ જગતના જીવો સુખી થાઓ. કોઇ દુઃખી મ થાઓ. સર્વ કોઇ સુખને રસ્તે ચાલો. દુઃખના રસ્તાથી દૂર રહો. એ પ્રમાણે **પ્રથમ મૈત્રીભાવના.**

૨. શ્રી વીતરાગ વચનાનુસારી ત્રિકાળવર્તી સર્વ જગતના જીવોનાં સર્વ સુકૃતોનું હું ત્રિવિધે (મન, વચન અને કાયાવડે) અનુમોદન કરું છું. એ પ્રમાણે **બીજી પ્રમોદ યા મુદિતા ભાવના.**

૩. સર્વદા સ્વશક્ત્યાનુસારે પોતાનો યથાયોગ્ય નિર્વાહ કરવા અસમર્થ એવા દ્રવ્યથી દુઃખી જીવોનું દુઃખ અપહરવા યત્ન કરું તથા ધર્મહીન જીવોને ધર્મ પમાડવા સદા યત્ન સેવ્યા કરું. એ પ્રમાણે **ત્રીજી કરુણા ભાવના.**

૪. સદા ધર્મથી વિમુખ તથા પાપકર્મને સન્મુખ એવા અયોગ્ય અનધિકારી પ્રતિકાર્ય જીવોનું પણ અહિત અણ-ઇચ્છતો હું તેઓ પ્રતિ રાગદ્વેષ રહિત મૌન અવલંબી રહું. એ પ્રમાણે **ચોથી મધ્યસ્થ ભાવના.**

હવે ભવ્ય પ્રાણીઓ સદા નિર્વિઘ્નપણે પ્રમાદ રહિત આત્મહિત સાધી સદા સુખી થાય એવી બુદ્ધિથી પ્રેરાઇ કંઇક પ્રસંગોપાત લખવા યત્ન કરું છું.

જીવમાત્રને સુખ વહાલું અને દુઃખ દવલું લાગે છે ખરું પણ સાચું સુખ તો ધર્મસેવન કર્યા વિના પ્રાપ્ત થતું નથી. એમ

છતાં જીવો ધર્મ-આત્મહિત સાધવામાં વિલંબ-વાયદા કર્યા કરે છે; તેમ જ દુઃખ માત્ર અધર્મ-અનીતિ-અન્યાય આચરણથી થાય છે. એમ છતાં તેથી પાછા ઓસરતા નથી, તો પછી દુઃખનો છેડો આવી સુખનો દહાડો શી રીતે આવે ? તે સુખના અભિલાષી પ્રાણીઓએ પ્રથમ વિચારવાનું છે. પરમ પવિત્ર જ્ઞાનીઓનાં વચનોને વિષે કોઇ અંશે પ્રતીતિ-ખાત્રીવાળા જીવોને કદાચ તે તે સાંસારિક કાર્યો કરતાં ઝુરણા રહેતી હશે ખરી પણ સાહસિક થઇને જ્યાંસુધી અકાર્ય-અનીતિ-અન્યાયનો ત્યાગ પોતે કરતા નથી ત્યાંસુધી ખરા સુખનો સ્વાદ તેને મળતો પણ નથી; કેમકે સુખ મચકોડીને પણ ઝેર ખાનારો જીવી શકે છે શું ? તે જગતપ્રસિદ્ધ ઝેરો કરતાં પણ અકાર્ય-અનીતિ-અન્યાયાચરણનું ઝેર બહુ આકરું છે, કેમકે તે તો એક જ વખત જીવિત હરે છે અને આ તો અનેક ભવો સુધી સંતાપે છે; તો પણ મૂઢ અજ્ઞાની જીવો તેનો ત્યાગ નહિ કરતાં બેધડક તેને જ સેવ્યા કરે છે એટલે અનીતિ-અન્યાય જ આચર્યા કરે છે અને પોતાનું ખરું હિત તકાસતા નથી. આ કેવી અજ્ઞાનતા ! આ કેવી મોહાંધતા ! અનેક પાપાચરણથી મેળવેલી વસ્તુ ખાવાપીવા કે ભોગવવામાં તો સંબંધ ધરાવનારા સર્વ આવી મળે છે પણ તેના પાપનો બોજો તો ભાઈસાહેબને શિરે જ રહે છે, જેથી તેને ભવાંતર-( બીજા ભવો )માં ઇચ્છા નહિ છતાં નરકાદિક દુઃખો બળાત્કારે ભોગવવાં જ પડે છે. તે દુઃખોથી છોડાવવા-મુક્ત કરવા કે તેમાં ભાગ લેવા કોઇ કામે ( વગે ) આવતું નથી. અર્થાત્ શરણ રહિત તે બાપડાને તે સર્વ દુઃખો અવશ્ય ભોગવવાં પડે છે જે દુઃખો પોતાની જ મેળે પોતે જ પેદા કર્યાં છે તે દુઃખોનો

ઘણો લાંબો વખત ભોગવટો કર્યા છતાં પણ કેમે અંત આવતો નથી. અથવા તો તે દુઃખો વડના બીજની પેઠે વધતાં જ જાય છે, જેથી તે બીચારાનો કોઇ કાળે આરો–છેડો આવતો નથી અને બધો કાળ એમ જ દુઃખમય નિર્ગમવો પડે છે.

હવે જો કોઇ હળુકર્મી ભવ્ય પ્રાણી આ મનુષ્યભવના ફક્ત અલ્પ સમયમાં કોઇ ભાગ્યયોગે સમજ પામી ચેતી લે એટલે આ થોડો વખત પણ સ્વાધીનપણે, સ્વશક્તિ ગોપવ્યા વગર શ્રી વીતરાગભાષિત ધર્મસેવન કરી સાર્થક કરી લે તો તે સર્વ દુઃખોથી મુકત થઇ અનુક્રમે સર્વ સુખોને કાયમને માટે સ્વાધીન કરી શકે એ વાત નિઃસંશય છે, એમ સમજી આત્મ-ઘાતક પ્રમાદ સર્વથા પરિહરીને જે કોઈ ભાગ્યશાળી સ્વ-આત્મહિત સાધવા સદા ઉજમાલ રહે તેની બલિહારી છે.

એક કવિ કહે છે કે—

ચેત તો ચેતાવું તુંને રે, પામર પ્રાણી! ચેત તો ચેતાવું તુંને રે૦
તારે હાથે વપરાશે, તેટલું જ તારું થાશે;
બીજું તો બીજાને જાશે રે. પામર૦
સજી ઘરબાર સારું, મિથ્યા કહે મારું મારું;
તેમાંથી ન કશું તારું રે. પામર૦
માખીએ મધપોડું કીધું, ન ખાધું ન દાન દીધું;
લૂંટનારે લૂંટી લીધું રે પામર૦
ખંખેરીને હાથ ખાલી, ઓચિંતાનું જાવું ચાલી;
કરે માથાફોડ ખાલી રે. પામર૦
શાહુકારમાં તું સવાયો, લખપતિ તું લખાયો;
કહે સાચું શું કમાયો રે ? પામર૦

કમાયો તું માલ કેવો, આવે તારી સાથે એવો;
અવેજ તપાસ એવો રે, પામર૦
હાથમાંથી બાજી જાશે, પછીથી પસ્તાવો થાશે;
કાંઇ ન કરી શકાશે રે, પામર૦
હજી હાથમાં છે બાજી, કર તું પ્રભુને રાજી;
સૂડી તારી થાશે તાજી રે. પામર૦
હાથમાંથી ધન ખોયું, ધૂળથી કપાળ ધોયું;
જાણપણું તારું જોયું રે. પામર૦
દૈવે તો રતનું દીધી, તેની ન કિંમત કીધી;
મણિ માટે મેસ લીધી રે. પામર૦
મનનો વિચાર તારો, મનમાં રહી જનારો;
વળતી નહી આવે વારો રે. પામર૦
નીકળ્યો જ્યાં શરીરમાંથી, પછી તું માલેક નથી;
કહે દલપત કવિ રે, પામર પ્રાણી! ચેત તો ચેતાવું તું ને રે.

એક મહાશય આચાર્ય મહારાજે પરમ પવિત્ર ધર્મસેવનનું સંક્ષેપથી સ્વરૂપ કહ્યું છે કે—

भक्तिस्तीर्थंकरे गुरौ जिनमते संघे च हिंसानृतं ।
स्तेयाब्रह्मपरिग्रहाद्युपरमं क्रोधाद्यरीणां जयम् ॥
सौजन्यं गुणिसङ्गमिन्द्रियदमं दानं तपो भावनाम् ।
वैराग्यं च कुरुष्व निर्वृत्तिपदे यद्यस्ति गन्तुं मनः ॥

હે ભવ્ય ! જો તને શાશ્વત ( કાયમના માટેનું ) અનંત ( નિરવધિ ) અને અનુપમ એવું મોક્ષસુખ સ્વાધીન કરવાનું મન ( ઇચ્છા ) હોય તો તું આ પ્રમાણે પરીક્ષાપૂર્વક ( સરલપણે–નિર્મળ ચિત્તે ઉત્સાહપૂર્વક પૂર્ણ શ્રદ્ધા રાખી) પ્રવૃત્તિ કર.

પ્રથમ તો અનંત વિજ્ઞાનશાળી, સર્વ દોષ–કલંક રહિત, જેનાં વચનોને કોઈપણ પ્રકારે હેતુ યુક્તિથી બાધા પહોંચી ન શકે એવા સિદ્ધાંતના પ્રણેતા–પ્રરૂપક, સર્વ દેવોને પૂજવા યોગ્ય, અનંત ગુણયુક્ત રાગદ્વેષાદિકના વિજેતા (સર્વથા જય કરનાર) આપ્ત શિરોમણિ, સ્વયંભૂ ( ગુર્વાદિકના ઉપદેશ વિના જ–સ્વયંબુદ્ધ ) એવા શ્રી દેવાધિદેવ–વીતરાગ પરમાત્માની શુદ્ધ સમજ કરી શુદ્ધ અંતઃકરણથી ઉપાસના કર.

પૂર્વોક્ત શ્રી તીર્થંકર મહારાજના ફરમાન ( આજ્ઞા ) મુજબ વર્તનારા–રહેણીકહેણીમાં એક સરખા–મહાપવિત્ર દુષ્કર મહાવ્રતોને સેવનારા અને આત્માર્થી ભવ્ય સમૂહને વીતરાગ ઉપદિષ્ટ માર્ગ જ નિર્દંભપણે કહેનારા સદ્દગુરુ મહારાજનું તું હે ભવ્ય! પવિત્ર ચિત્તે સેવન કર, તથા પૂર્વનિર્દિષ્ટ શ્રી મહાદેવ શ્રી વીતરાગદેવે તથા તદ્દવચનાનુસારી શ્રી ગુરુમહારાજે રાગદ્વેષાદિક અંતરંગ વૈરીઓનો વિજય કરવા ઉપદેશેલા અત્યંત હિતકારી માર્ગ–આગમશાસ્ત્રનું તું હે ઉત્તમ! બહુમાનથી સેવન કર, તથા પૂર્વ નિરૂપિત શ્રી તીર્થંકર મહારાજ તથા તદ્દવચનાનુસારી શ્રી ગુરુમહારાજ તથા તદુપદિષ્ટ સિદ્ધાંતને અતિ કાળજીથી ( પ્રમાદરહિત ) અનુસરી રહેનારા મહામર્યાદાશીલ શ્રી સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપ ચતુર્વિધ શ્રી સંઘની હે ઉત્તમ! તું સદ્દભાવથી ભક્તિ–બહુમાન કર. તથા હિંસા ( પરના પ્રાણનો વિનાશ કરવો ), અનૃત ( અસત્ય ), સ્તેય ( ચોરી ), અબ્રહ્મ (મૈથુન–કામ–વિષયસેવન) અને પરિગ્રહ–( ધન–ધાન્યાદિક નવવિધ બાહ્ય અને મિથ્યાત્વાદિક ચતુર્દશવિધ અભ્યંતર )નો હે ભાઇ! તું ત્યાગ કર. અને અહિંસા, સત્ય,

અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહાદિક સુવ્રતોનું સેવન કર. તથા ક્રોધ, માન, માયા, લોભરૂપ ચાર ગતિરૂપ સંસારને આપનારા અને વધારનારા ચારે કષાયોનો હે ભવ્ય ! તું જય કર. તથા સૌજન્ય કહેતાં સજ્જનતા, ઉત્તમ કુલીનતા તું આદર, તથા ગુણીજનોનો સંસર્ગ-મિત્રતા-ગોષ્ઠી કરી તન્નિષ્ટ ગુણોનો અત્યંત આદર કરી તદ્‌વર્તી ગુણોને હે ઉત્તમ ! તું પોતે મેળવ.

તથા ઇંદ્રિયદમન માટે સ્પર્શ, રસના, ઘ્રાણ, ચક્ષુ અને શ્રોત્રેંદ્રિયોનું નિયંત્રણ-નિગ્રહ કર, તથા શ્રી જિનાજ્ઞારૂપ અંકુશવડે મનરૂપ મતંગજ-હાથીનો પણ નિગ્રહ કર-વશ કર.

યત :—

**વિષય ગ્રામકી સીમમેં, ઇચ્છા ચોરી કરંત;**
**જિન આણ અંકુશ કરી, મનગજ વશ કરે સંત.**

તથા કહ્યું છે કે—

**मनमरणेंद्रियमरणं, इंद्रियमरणेण मरंति कम्माइं ।**
**कम्ममरणेण मुक्खो, तम्हा मनमारणं पवरं ॥ १ ॥**

અર્થાત્—મનને મારવાથી ઇંદ્રિયો મરે છે-સ્વાધીન થઇ જાય છે, તથા ઇંદ્રિયોના નાશથી કર્મો-જ્ઞાનાવરણાદિક સર્વેનો નાશ થાય છે, કર્મોના નાશ થવાથી એકાંતિક અને આત્યંતિક સુખરૂપ મોક્ષની પ્રાપ્તિ થાય છે, માટે મનનું મારવું-મનને વશ કરવું જ શ્રેષ્ઠ છે; કારણ કે તે વિના અવ્યાબાધ સુખની પ્રાપ્તિ થતી નથી. વળી દાન ( અભયદાન, સુપાત્રદાન, અનુ-

કંપાદિક દાન ) તથા જ્ઞાનાદિત્રયીનું તું હે ઉત્તમ ! સેવન કર. દાન એ કલ્પવૃક્ષ પેઠે સુખદાયી છે, તથા બાર પ્રકારનો તપ–**અનશન**–છઠ્ઠ, અઠ્ઠમાદિ, **ઊણોદરી**–બે ચાર કોળીયા ઊણા રહેવું તે, **વૃત્તિસંક્ષેપ**–સચિત્તત્યાગાદિક નિયમોનું પાળવું અથવા અમુક આટલી જ વસ્તુઓ વાપરવી તે ઉપરાંત ન વાપરવી તેનો નિયમ, **રસત્યાગ**–વિગયત્યાગ, **કાયક્લેશ**–લોચાદિક કષ્ટોનું સમ્યક્ પ્રકારે સહન કરવું તે અને **સંલીનતા**–શરીરના અંગોપાંગ સંકોચી એકત્ર સ્થાને સ્થિર રહેવું તે. એ પ્રમાણે છ પ્રકારે **બાહ્ય તપ.** તથા **પ્રાયશ્ચિત્ત**–જાણતાં કે અજાણતાં થયેલા અપરાધની શુદ્ધિ માટે શ્રી તીર્થંકર ગણધર કે ભવભીરુ ગીતાર્થે દર્શાવેલા ઉપાયોનું વિશેષ પ્રકારે સેવન, **વિનય**–અરિહંતાદિક દશ પદોની ભક્તિ, બહુમાન, ગુણસ્તુતિ, અવગુણ ઢાંકવા અને આશાતના ત્યાગરૂપ પાંચ પ્રકારે વિનય સાચવવો, **વૈયાવચ્ચ**–બાળ, ગ્લાન, વૃદ્ધ, આચાર્ય, તપસ્વી તથા શ્રી તીર્થંકરદેવની આજ્ઞારૂપ મુકુટને ધારણ કરનાર શ્રી સંઘાદિકની યથાવસરે આત્મવીર્ય ફોરવી સેવા બજાવવી, **સજ્ઝાય**–અભિનવશાસ્ત્રઅધ્યયન–પઠન, શંકાસમાધાન માટે પૃચ્છા, ભણેલું ન વિસરી જવાય માટે તેને ગણવું–ફરીથી સંભારવું, અર્થચિંતવન અને ભવ્ય પ્રાણીઓને ધર્મોપદેશ કથનરૂપ પાંચ પ્રકારે સ્વાધ્યાય. **ધ્યાન**–આર્ત્ત, રૌદ્રરૂપ બે અપધ્યાનના ત્યાગપૂર્વક ધર્મ અને શુક્લ એ બે ઉત્તમ ધ્યાનમાં મનને જોડી દેવું તે. **કાયોત્સર્ગ**–દેહાદિક સર્વ બહિર્ભાવો પરથી સર્વથા મમતા તજી કેવળ પરમાત્માના ધ્યાનમાં નિશ્ચલ રહેવું તે. એમ ષડ્વિધ અભ્યંતર તપની જેમ જેમ શુદ્ધિ ને વૃદ્ધિ થતી દેખાય તેમ તેમ આત્માર્થી પ્રાણીઓ! સદા પ્રમાદ રહિત અભ્યંતર તપમાં પણ

પ્રયત્ન કરો. યતઃ बाह्यं तदुपबृंहकम्, માટે હે ભવ્ય! તું પણ સ્વશક્તિ સંભાળી ઉભય પ્રકારનો તપ કર–તપનું સેવન કર.

**ભાવના**—પ્રથમ કહેલી મૈત્ર્યાદિક ચાર ભાવના, તથા અનિત્ય, અશરણ, સંસાર, એકત્વ, અન્યત્વ, અશુચિ, આશ્રવ, સંવર અને નિર્જરાદિક બાર પ્રકારની ભાવના, તથા પાંચ મહાવ્રતોની પચીશ પ્રકારની ભાવના–એમ અનેક પ્રકારની ભવનાશક ભાવનાઓને તું હે ભવ્ય! ભાવ. અને વૈરાગ્ય–વિરક્ત-ભાવ, સાંસારિક યા પૈદ્‌ગલિક ભાવોમાં અનાસક્તિ, ઉદાસીનતાને હે ભવ્ય! તું ભજ.

હે ભવ્ય! આ સંસારને નારક અથવા ચારક ( કેદખાના )-રૂપ જ ગણી તેથી છૂટવા ઉત્કંઠા સહિત શ્રીવીતરાગ ઉપદિષ્ટ પરમ પવિત્ર ધર્મ કલ્પવૃક્ષનું અમૂઢપણે દૃઢ આદરથી પ્રમાદ રહિત હે ભવ્ય! તું ચોખે ચિત્તે સેવન કર, જેથી આ મહાભયંકર ભવોદધિનો તું સુખે પાર પામી શકે. ખરેખર આ વીતરાગભાષિત ધર્મ જ સંસારસમુદ્ર તરવા માટે મહાનૌકા સમાન છે અને શ્રીતીર્થંકરદેવ તેમ જ અક્ષરશઃ તદ્‌વચનાનુસારી શ્રીસદ્‌ગુરુ જ મહાનિર્યામક સમાન છે, જેની નિઃસ્વાર્થ સહાયથી ભવ્ય પ્રાણીઓ મહાસંકટમય એવા ભવસમુદ્રને સુખે ઉલ્લંઘી શિવપુરી–મોક્ષમાં જઇ વસે છે. જ્યાં કોઇપણ રોગ–શોક નથી, ઇતિ–ઉપદ્રવ નથી, આધિ–વ્યાધિ નથી, જ્યાં સિદ્ધાત્મા સદા નિરામય, નિર્દ્વંદ્વ, અચલ, અનંત અને અનુપમ સમાધિસુખમાં જ મગ્ન રહે છે તે સુખસમુદ્રના એક બિંદુમાત્રની તુલના કરે એવું જગતમાત્રમાં–જગત્ત્રયમાં કંઇ નથી.

આમ છતાં અનિર્વાચ્ય, અનંત અને અનુપમ એવા તે શાશ્વત સુખથી પરાઙ્મુખ અને મધુબિંદુ તુલ્ય ક્ષણિક સુખ-સ્વાદમાં જ મગ્ન રહેવું તે શું ઓછું હાંસીકારક છે ? આમ જ દુઃખને વિષે સુખની ભ્રાંતિથી અનંત કાળ હે મુગ્ધ આત્મન્! તેં ગુમાવ્યો–તું રઝળ્યો, તો હવે ભવ્યાત્મન્! મહામોહનિદ્રા-માંથી જાગૃત થા ! જાગૃત થા ! તારી અનાદિની ભૂલ તપાસ ! તપાસ ! તપાસીને તે સુધાર ! સુધાર ! અને શુદ્ધ નીતિનું સેવન કરી સમાધિસુખનો સ્વાદ લે ! આવો અવસર ફરી ફરી નહિ આવે, માટે જાગ ! જાગ ! મોહની પથારીમાંથી ઊઠ ! ઊઠ ! પ્રમાદી થઇ પડી ન રહે ! નહિ તો ઓચિંતો કાળના–યમના સપાટામાં આવી જઇશ તે વખતે તારું કંઇ પણ જોર ચાલશે નહિં. તારા સંબંધીઓ પણ ટગમગ જોઇ રહેશે. જેમ નહાર બકરાને ખેંચી જાય છે તેમ તારું પણ થશે, માટે ચેત ! ચેત ! તારું કર્તવ્ય સંભાળ. તારું સ્વરૂપ નિહાળ. તું જાતે–સ્વરૂપે સિંહ જેવો છતાં શું શિયાળ જેવો પોચો થઇ બેઠો છે. બકરીના ટોળામાં બચપણથી અજ્ઞાનતાથી ભળી ગયેલ વાઘનું બાળક પણ સ્વજાતીય વાઘને દેખી, પોતાનું સ્વરૂપ સંભારી પોતાની પૂર્વ અવસ્થાને શોચી બકરીના ટોળામાંથી નીકળી પાછો પોતાનું સ્વરૂપ જ ધારણ કરે છે તેમ અહીં પણ ભવ્ય પ્રાણીને કરવું ઘટે છે. પોતે સત્તાથી સિદ્ધ પરમાત્મા તુલ્ય જ છે. પોતે પણ અસંખ્ય પ્રદેશોનો ધણી છે. અજ્ઞાનતાથી, કાયરતાથી કે વિપરીત આચર-ણથી જ સ્વસ્થાનભ્રષ્ટ થયો છે, તો હવે જો પોતાનું સ્વરૂપ જાણ-વાનો ખપી થઇ તેને સમ્યગ્ રીતે જાણી લે, કાયરતા તજી દઇ સાવધાન થઇ કર્મ આવરણોને હઠાવવા યત્ન કર. કર્મોને હઠાવવા જે જે ઉત્તમ ઉપાયો શ્રી પરમાત્માએ સિદ્ધાન્તમાં દર્શાવ્યા છે તે

સદ્‌ગુરુદ્વારા નિર્ધારી તેને યથાયોગ્ય યોજવા ઉદ્યમવંત થા. આત્મશુદ્ધિને અનુકૂળ ઉદ્યમને સેવે તો નિશ્ચયે અલ્પ સમયમાં પોતાનો આત્મા શુદ્ધ-સ્ફટિક જેવો નિર્મળ થઇ રહે તે વાત નિ:સંદેહ છે, કેમકે આત્માનો મૂળ સ્વભાવ સ્ફટિક રત્ન જેવો નિર્મળ છે પણ પુણ્યપાપજન્ય રાગદ્વેષરૂપ ઉપાધિથી જ જેમ રાતા, પીળા, લીલા, કાળા વર્ણોથી સ્ફટિક જુદું જ ભાસે છે તેમ આ આત્મા સ્ફટિક સદૃશ છતાં વિપરીત ભાસે છે. જેમ તે સ્ફટિક પરના આવરણો યત્નથી દૂર કર્યે છતે શુદ્ધ-નિર્મળ સ્ફટિક ભાસે છે તેમ અહીં પણ કર્મજન્ય ઉપાધિ દૂર કર્યે છતે આત્મા પણ સિદ્ધાત્મા જેવો જ નિર્મળ થઇ રહે છે.

શુદ્ધ આત્માના ખપી ભવ્યોએ ફક્ત તદનુકૂળ ઉદ્યમ જ કરવો જોઇએ. કહ્યું છે કે **उद्यमेन हि सिध्यन्ति कार्याणि न मनोरथैः ।** ઉદ્યમવડે કરીને જ કાર્યો ( ગમે તેવાં કઠીન હોય તો પણ ) સિદ્ધ થાય છે, પણ મનોરથ માત્રથી નહિં. તે ઉદ્યમ અહીં શ્રી જિનશાસનને વિષે જ્ઞાનક્રિયા ઉભયાત્મક જ દર્શાવ્યો છે, તેમાં પણ જ્ઞાનની જ પ્રધાનતા છે. કહ્યું છે કે-' **पढमं नाणं तओ दया** ' ' પહેલું જ્ઞાન અને પછી દયા ' ' પહેલું જ્ઞાન ને પછી અહિંસા, શ્રી સિદ્ધાન્તે દાખ્યું. ' અર્થાત્ જ્ઞાન વિના દયાનું સ્વરૂપ જાણે શી રીતે ? દયાનું સ્વરૂપ યથાર્થ જાણીને તેને આદરે તે સ્વલ્પ કાળમાં જ સ્વઇષ્ટ સાધી શકે છે. સ્વદયાને અવિરોધે પરદયા કરવી પણ કદાગ્રહી ઢુંઢકા-દિકોની પેઠે કેવળ આપમતે કરવી નહિ.

ઇત્યાદિ સ્વરૂપ શ્રી સદ્‌ગુરુદ્વારા જ પ્રાય: આપ્ત આગમોથી જાણી શકાય છે, માટે સ્વહિતાભિલાષી દરેક ભવ્ય પ્રાણીએ શ્રી

સદ્ગુરુદ્વારા અતિનમ્રતાપૂર્વક શ્રી આપ્ત આગમોનું રહસ્ય જાણી–ધારી તેનો પ્રમાદ રહિત સ્વહિતાર્થે જરૂર આદર–ખપ કરવો, જેથી સ્વલ્પ કાળમાં મુક્તિ સહજ પ્રાપ્ત થાય.

[ જૈ. ધ. પ્ર. પુ. ૧૯, પૃ. ૧૨૭ ]

---

## આત્મહિતશિક્ષા.

અહો ! સ્વભાવ–સ્વરૂપ( આત્મ )રમણ જેવો લાભ–રસ–સુખભર બીજે કયાંય નથી, એમ અનેક સહજ સમાધિસંપન્ન સુગુણરત્નાકર મુનિસિંહોએ સારી રીતે અનુભવી પ્રકાશ્યું છે–પ્રરૂપ્યું છે તે તે સુખના કામી–અર્થી જીવોએ અવશ્ય સાંભળી, વાંચી, વિચારી અમલમાં મૂકવા–ખાસ અનુભવવા યોગ્ય છે.

બહિરાત્મભાવ ( સર્વ સંયોગિક વસ્તુઓને વિષે મમત્વભાવ ) તજી અંતરાત્મભાવ–સ્વપર ( ગુણ–દોષ, હિત–અહિતના સમ્યગ્ વિચારરૂપ ) વિવેક ધારી, વિભાવ ( આત્મવ્યતિરિક્ત વસ્તુમાં મનાતું પોતાપણું ) વારી, સ્વભાવ ( આત્મ દ્રવ્ય ગુણ–વસ્તુ તત્ત્વ ) પામવા–ધારવા, પરમાત્મા( સર્વગુણસંપન્ન અનંત જ્ઞાનાદિ ગુણશાળી )ના સ્વરૂપમાં લીન થવા અનંત શક્તિ સહિત શ્રી પરમાત્મા–આપ્તમુખ્યની આજ્ઞા મુજબ ચાલવા ખપ કરવો આવા અર્થી જીવોને ખાસ જરૂરનો છે. આ મહાભારત કામ [illegible]શીલ જીવોથી બની શકે તેવું નહિ હોવાથી તે સાધવા [illegible]ી તે ખાસ જરૂરની છે.

૨ શ્રી વીતરાગવચનાનુસારીપણું–પરમ આપ્ત-[illegible]ચેાારાધન, પ્રાણત્યાગે પણ તેનું અખંડપણે

પાલન કરવારૂપ અપ્રમત્તતા સમજવી. આત્મતત્ત્વના પ્રકાશથી બીજા કોઇની પ્રેરણા વિના પોતાની ભૂલ પોતે જ સુધારી શુદ્ધ થાય તેવો ચકોર પુરુષ આત્મગુરુ હોઇને અપ્રમત્ત ગણી શકાય. આવા અધિકારી પુરુષો સ્થિરતાદિક અનેક ગુણગણાલંકૃત હોઇ સ્વપર અનેક જીવોને ઉપકારક હોઇ શકે છે. એવા પુરુષરત્નોને ધન્ય છે. તેવા પુરુષરત્નોવડે જ बहुरत्ना वसुन्धरा। આ અમૂલ્ય કહાણી પ્રચલિત થઇ છે. તેવા મહાપુરુષોની માતાઓ પણ રત્નકુક્ષિઓ ગણાય છે. તેવા અપૂર્વ ચિંતામણિ કલ્પવૃક્ષાદિક જેવા મહાપુરુષોને વારંવાર ત્રિકાળ ત્રિધા નમસ્કાર હો !

કલ્પવૃક્ષની જેમ જેઓની શીતળ છાયા આશ્રિત જનોને પરમાનંદજનક હોઇ અવશ્ય આશ્રય કરવા યોગ્ય છે. આવા આત્માઓની નિર્દંભ ભક્તિ કરનારા પણ અંતે આત્મકલ્યાણ કરે છે, અનાદિ કાળના વિભાવ ઉપયોગથી થતો આત્માનો અશુભ યા અસ્થિર પરિણામ શુભ નિમિત્ત(સામગ્રી)યોગે દૃઢ અભ્યાસ-વડે વારી-રોકી, આત્મઅવલોકન-નિરીક્ષણ કરવા સ્વભાવકામી-મોક્ષાર્થી થઇ ખપ કરે તો ઉક્ત લાભ જરૂર જીવ હાંસલ કરી શકે, છતાં તે ધ્રુવ લાભ લેવા જોઇએ તેવો પ્રયત્ન કરતો નથી.

જીવ કંઇક વાંચે છે, ભણે છે, ગણે છે ખરો પણ તે વાંચેલું કે ભણેલું પાછું અમલમાં મૂકવા અર્થાત્ તે પ્રમાણે વર્તવા જોઇએ તેવો ખપ-અભ્યાસ કરતો નથી, જેથી જીવ ગુણ-કોટિમાં આગળ વધી શકતો નથી. બુદ્ધિથી વર્તતા જીવને વિશેષ દુઃખ ન થાય, પણ ઘણી વખત આથી ઊલટું જ જોવામાં આવે છે. અર્થાત્ વારંવાર હું અને મારાપણાની બુદ્ધિથી જ પરભાવમાં પેસતો જાય છે, જેને પરિણામે ઘણી વાર આત્માના

ગુણની હાનિ સાથે તેને મિથ્યા કલેશમાં ઉતરવું પડે છે. ઘણી વખત પોતાનો અધિકાર અમુક વિષયક નહિ છતાં ગાડાં નીચે ચાલતા કૂતરાની જેમ તેને પોતાનો માની લેવામાં આવે છે. આ કેવડી મોટી ભૂલ ? આવી ભારે ભૂલથી આવા જીવોની મુક્તિ શી રીતે થઈ શકે-થશે ?

જીવ માત્ર સુખ ભણી રાગ અને દુ:ખ ભણી દ્વેષ-અભાવ બતાવે છે છતાં એકાંત સુખપ્રાપ્તિનો સીધો સરલ માર્ગ કેમ ગ્રહણ કરતા નહિ હોય ? અને પરિણામે દુ:ખદાયી વક્રમાર્ગ શા માટે ગ્રહણ કરતો હશે ? '**महाजनो येन गतः स पन्थाः**' આ નાનકડી પણ અમૂલ્ય કહેવત શામાટે પોતાના મનમંદિરમાં કોરી રાખતા નહિ હોય ? શિષ્ટ ઉત્તમ પુરુષોએ આચરેલો સદાચાર સર્વ ભવ્ય સત્ત્વોને સર્વ પ્રકારના ઉત્તમ સુખો માટે સદા સેવ્ય છે, માટે તેનું જ કાયમ શરણ હો !

[ જૈ. ધ. પ્ર. પુ. ૧૯, પૃ. ૧૬૭. ]

---

## હીરપ્રશ્ન તથા સેનપ્રશ્ન ઉદ્ધરિત સાર.

૧. શ્રી જિનપ્રતિમાઓના ચક્ષુ આદિકનું સંયોજન ઉષ્ણ કરેલા રાળના રસવડે ન કરવું, કારણ કે તેથી આશાતનાનો સંભવ છે કિંતુ નિપુણ શ્રાવકોએ રાળને ઊંચી જાતના તેલમાં કે ઘીમાં મેળવી, ટીપીને તેનાવડે ચક્ષુ, ટીલા, ચાંદલા વિગેરે ચોડવા.

૨. લીંબુના રસના પુટવાળો **અજમો** દુવિહાર પચ્ચખ્ખાણમાં અને આયંબિલમાં ખાવો કલ્પે નહિ.

૩. તીર્થંકર જે દેવલોકાદિકથી ચ્યવીને મનુષ્યગતિમાં આવે

તે દેવલોકાદિકમાં તે જીવને જેટલું અવધિજ્ઞાન હોય તેટલું તે તીર્થંકરને ગૃહસ્થપણામાં હોય અર્થાત્ **ગૃહસ્થ તીર્થંકરોમાં અવધિજ્ઞાન વધતું ઓછું હોય,** સર્વ તીર્થંકરને સરખું ન હોય.

૪. વર્ષાકાળમાં સાધુ જ્યાં ચાતુર્માસ રહ્યા હોય ત્યાંથી પાંચ ગાઉ સુધીના સંવિગ્ન ક્ષેત્રમાંથી કારણ સિવાય ચાતુર્માસ પૂર્ણ થયા પછી બે માસ સુધી વસ્ત્રાદિક લેવું કલ્પે નહિં, એ અધિકાર **નિશીથચૂર્ણિમાં** છે.

૫. **કૃમિહર** એવા નામથી પ્રસિદ્ધ થયેલ **અજમો** વૃદ્ધ-જ્ઞાની પુરુષોએ અચિત્ત માન્યો છે.

૬. કાળવેળાએ ( મધ્યાહ્નને, ઉભય સંધ્યા સમયે ) નિર્યુક્તિ, ભાષ્યાદિક સર્વનું પઠનપાઠન કરવું **આચારપ્રદીપાદિ** ગ્રંથમાં નિષેધ્યું છે.

૭. ઉપધાનમાં પહેરાતી માળા સંબંધી સોનું, રુપું, રેશમ કે સૂત્ર વિગેરે સર્વ દેવદ્રવ્ય થાય એવો સંપ્રદાય છે.

૮. **શય્યાતર** તો જેની નિશ્રાના ઘરમાં રહીએ તે જ કહેવાય એમ શ્રી **બૃહત્કલ્પાદિકમાં** કહ્યું છે, ગંભીર કારણે તો તેના ઘરનું લેવું ( વહોરવું ) પણ કલ્પે છે.

૯. એક અને બેથી અંતરિત **પરંપરસંઘટ્ટ** તજવા યોગ્ય છે, ત્રણવડે અંતરિત હોય તો સંઘટ્ટ ન લાગે.

૧૦. સાંજની પડિલેહણ વખતે તિવિહારનું પચ્ચખ્ખાણ કર્યું હોય તો પડિક્કમણા વખતે **પાણહારનું** પચ્ચખ્ખાણ

કરી શકાય, પણ જેણે તિવિહારનું પચ્ચખ્ખાણ કર્યું નથી તેણે ચૌવિહારનું પચ્ચખ્ખાણ કરવું.

૧૧. વિકલેંદ્રિય મરણ પામી મનુષ્યપણું પામે, તે ભવમાં સર્વવિરતિપણું પામે પણ મોક્ષે ન જાય, એમ **સંગ્રહણિ-વૃત્તિમાં** કહ્યું છે.

૧૨. સાધુની જેમ સાધ્વી **ચારણશ્રમણ** લબ્ધિવાળી હોતી નથી.

૧૩. શરીર અને ઉજેહીની વચ્ચે ચંદ્રમાનો ઉદ્યોત હોય તો પણ **ઉજેહી** લાગે, પણ જો શરીર ઉપર ચંદ્રનો ઉદ્યોત પડતો હોય તો ઉજેહી ન લાગે.

૧૪. પ્રભાતે મેળવેલું દહીં સોળ પહોર પછી અભક્ષ્ય થાય પણ તે સોળ પહોરનો નિયમ નથી કારણ કે સંધ્યા સમયે મેળવેલું દહીં બાર પહોર પછી અભક્ષ્ય થાય છે.

૧૫. શ્રીમંત તથા ગરીબની અપેક્ષાએ ઊંચ–નીચ કુળમાં ( સમવૃત્તિ ) ગોચરીએ ફરવાથી **સામુદાની ભિક્ષા** કહેવાય.

૧૬. મંડળીના આયંબિલો ઉપસ્થાપના પછી ( વડીદીક્ષા આપ્યા પછી ) જ કરવા સૂજે.

૧૭. દ્રવ્યલિંગીઓનું દ્રવ્ય જિનમંદિર તથા જિનપડિમાના ઉપયોગમાં ન આવે, જીવદયા ને જ્ઞાનભંડારમાં ઉપયોગી થાય.

૧૮. રાત્રે ચૌવિહાર પચ્ચખ્ખાણવાળાને સ્ત્રીસેવનમાં **ઓષ્ઠ-ચુંબન** કરવાથી પચ્ચખ્ખાણ ભંગ થાય, અન્યથા ન થાય

એમ **શ્રાદ્ધવિધિમાં** કહ્યું છે.

૧૯. **દેસાવગાસિકને** વિષે પોતાની ધારણા મુજબ પૂજા, સ્નાત્રાદિક અને સામાયિક કરાય, કોઈ એકાંત નથી.

૨૦ શ્રી **આર્યરક્ષિતસૂરિએ** પોતાના પિતા( મુનિ )ને કંદોરો બંધાવ્યાનું શ્રી આવશ્યકવૃત્તિમાં કહ્યું છે તે આચરણથી આજે પણ બંધાય છે.

૨૧. જિનમંદિરની અંદર ગર્ભગૃહ( ગભારા )ના દ્વારની શાખા આઠ ભાગ કલ્પી, એક ભાગ પડતો મૂકી, બાકીના સાત ભાગના આઠ ભાગ કલ્પી તેના સાતમા ભાગે મૂળનાયક-( પ્રતિમા )જીની દૃષ્ટિ મેળવવી.

૨૨. પોસહાદિ ન કરેલ હોય તેવો શ્રાવક જિનમંદિર કે ઉપાશ્રયમાં પેસતાં નિસીહિ કહે, પણ નીકળતાં આવસ્સહિ ન કહે.

૨૩. બીજ સહિત **શ્રીફળને** વિષે એક જ જીવ હોય છે.

૨૪. લીલાં કે સુકાં સિંગોડામાં બે જીવ કહ્યા છે.

૨૫. પાછલી રાત્રે બે ઘડી બાકી રાત્રિ હોય ત્યારે **પોસહ** લેવો એ મૂળ વિધિ છે. ત્યારપછી પોસહ લેવો તે **અપવાદ** સ્થાનકે છે.

૨૬. પ્રતિષ્ઠા(અંજનશલાકા)માં અંજનને વિષે **મધુ** શબ્દે હાલમાં **સાકર** કહેવાય છે, તેથી સાકર નાંખવામાં આવે છે.

૨૭. જેને પીલવાથી તેલ ન નીકળે અને જેની દાળ કરતાં

સરખા બે વિભાગ થાય તેવા ધાન્યાદિકને આચાર્યો **દ્વિદળ** કહે છે.

૨૮. જે નાસ્તિક ( શ્રદ્ધાહીન ) હોઇને ઉપધાન વહેવાથી નિરપેક્ષ હોય તેને અનંતસંસારી જાણવો એમ **શ્રી મહાનિશીથ સૂત્ર**માં કહ્યું છે.

૨૯. ચાતુર્માસમાં સાધુને રોગી સાધુના ઔષધાદિકના કારણે ચાર–પાંચ યોજન સુધી જવું કલ્પે, પરંતુ કાર્ય પૂર્ણ થયે એક ક્ષણ પણ ત્યાં રહેવું કલ્પે નહિં.

૩૦. પ્રથમ અન્યપક્ષીઓએ પ્રણામ કર્યે છતે શ્રાવકે યથાવસર વર્ત્તવું.

૩૧. મિથ્યાદૃષ્ટિને **મિથ્યાદૃષ્ટિ** એમ સમયને અનુસરીને કહેવું, અથવા ન કહેવું.

૩૨. **ચઉસરણ પયન્નો** સાધુઓને તેમ જ શ્રાવકોને કાળ-વેળાએ પણ ગણવો કલ્પે તેમ જ અસ્વાધ્યાયવાળા દિવસે પણ ગણવો કલ્પે.

૩૩. **ચઉસરણાદિક** ચાર પયન્નાઓ **આવશ્યક**ની જેમ બહુ ઉપયોગી હોવાથી ઉપધાન--યોગવહન વિના પણ પરંપરાએ ભણાવાય છે, તેથી તે પરંપરા જ તેમાં પ્રમાણ છે.

૩૪. ઉઘાડે મોઢે બોલવાથી ઇરિયાવહીનો દંડ આવે.

૩૫. વાંદણા દેવાને અવસરે વિધિ સાચવવા માટે ઉઘાડે મોઢે બોલતાં છતાં પણ પ્રમાદ ન હોવાથી ઇરિયાવહી ન આવે.

*૩૬. જે સાધુ વસ્ત્રને **થીગડું** દે અથવા થીગડું દેવાને અનુમોદે તેને ઘણા દોષની પ્રાપ્તિ થાય, કારણ કે ત્રણ થીગડાં ઉપરાંત ચોથું થીગડું દેનાર મુનિને માટે શ્રી નિશીથ સૂત્રના પહેલા ઉદ્દેશામાં પ્રાયશ્ચિત કહેલું છે.

૩૭. નિરંતર બહુ જીવો મુક્તિએ જાય તેથી મુક્તિ સાંકડી થઇ જતી નથી અને સંસાર ખાલી થઇ જતો નથી, જેમ વર્ષાદના જળથી ઘસડાઈ ગયેલી પૃથ્વીની માટી પુષ્કળ સમુદ્રમાં જાય છે પણ તેથી સમુદ્ર પૂરાઈ જતો નથી અને પૃથ્વી પર ખાડા પડી જતા નથી.

૩૮. છ માસથી અધિક કેવળજ્ઞાનીપણે રહે તે અંતે **કેવળી-સમુદ્‌ઘાત** કરે, તેથી ઓછી સ્થિતિવાળા કરે અથવા ન કરે.

૩૯. રાઈ પ્રમુખ ઉત્કટ દ્રવ્યમિશ્રિત હોવાથી કાંજિક–વટકાદિક વસ્તુઓનું કાળમાન વૃદ્ધપરંપરાથી બે રાત્રિ અથવા બાર પ્રહરાદિનું કહેવાય છે.

૪૦. જે **શ્રાવક** મરણ સમય પર્યંત નિરતિચાર સમ્યક્ત્વ પાળે તે તો વૈમાનિક દેવ જ થાય. તે સિવાય યથાસંભવ અન્ય ગતિમાં પણ ઉપજે તેમ જ **મહાવિદેહ ક્ષેત્રાદિકમાં** મનુષ્યપણું પણ પામે.

૪૧. આસો માસના અસ્વાધ્યાય દિન ત્રણ ( પ્રાયઃ ૮–૯–૧૦ ) તથા ત્રણ ચોમાસીના અસ્વાધ્યાય દહાડાને વિષે **ઉપદેશમાળાદિક** ગણાય છે.

---

* આ કલમમાં વિરોધાભાસ લાગે છે. પ્રથમ થીગડું દેવાની બીલકુલ ના પાડે છે અને પછી નિશીથ સૂત્રમાં ત્રણ થીગડાં ઉપરાંત ચોથાને માટે પાયશ્ચિત્ત કહ્યું છે તે વિચારવા જેવું છે. **સંગ્રાહક.**

૪૨. સ્થાપનાચાર્ય સમિપે પ્રતિક્રમણ કરતાં પહેલા સ્થાપનાચાર્યને અને પછી વૃદ્ધને અનુક્રમે બે, ચાર કે છ મુનિઓને **ક્ષામણા** કરાય. બીજા મુનિ ન હોય તો માત્ર સ્થાપનાચાર્યને જ ખમાવાય.

૪૩. **મેથી** આયંબિલમાં કલ્પે. મેથી દ્વિદળ છે, ને દ્વિદળ આયંબિલમાં કલ્પે છે.

૪૪. સામાયિક લઈ સ્વાધ્યાયના આદેશ માગ્યા પછી ખમાસમણ થઈ "**ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! મુહપત્તિ પડિલેહું** ? એમ કહી આદેશ માગી મુહપત્તિ પડિલેહીને પચ્ચખ્ખાણ કરવું.

૪૫. સાધ્વીઓ ઊભી ઊભી વાંચના લે.

૪૬. કુળ–કોટિ ૧૦૮ પુરુષોવડે જાણવી.

૪૭. આ અવસર્પિણી કાળમાં સાત અભવ્યો પ્રસિદ્ધિમાં આવ્યા છે.

૪૮. મ્લેચ્છ અને માચ્છીમારાદિક શ્રાવક થયા હોય તો તેમને જિનપ્રતિમા પૂજવામાં લાભ જ છે. જો શરીર અને વસ્ત્રાદિકની શુદ્ધિ હોય તો પ્રતિમા પૂજવામાં નિષેધ જાણવો નહિ.

૪૯. શિષ્ય સારી રીતે ચારિત્ર ન પાળે અને ગુરુ મોહવશે કરીને તેને ન વારે તો ગુરુને પાપ લાગે, અન્યથા ન લાગે.

૫૦. સાધ્વીને વંદન કરતાં શ્રાવકો "**અણુજાણહ ભગવતી પસાઉ કરી**' એમ કહે.

૫૧. જો આગળ પાછળ એકાસણા સહિત ઉપવાસ કરે તો **'सूरे उग्गए चउत्थभत्तं अभत्तट्ठं पच्चक्खाइ,'** એકાસણા વિના ઉપવાસ કરે તો **'सूरे उग्गए अभत्तट्ठं पच्चक्खाइ,'** એમ કહેવાની અવિચ્છિન્ન પરંપરા દેખાય છે, અને છઠ્ઠ પ્રમુખ પચ્ચખ્ખાણમાં તો પારણે એકાસણું કરે કે ન કરે તો પણ **'सूरे उग्गए छट्ठं भत्तंअट्ठमभत्तं"** એમ કહેવાય છે. એવા અક્ષરો **શ્રી કલ્પસૂત્ર સામાચારી**માં છે.

૫૨. શ્રાવક દિવસ સંબંધી પોસહ કર્યા બાદ ભાવવૃદ્ધિ થતાં રાત્રિપોસહ ગ્રહણ કરે ત્યારે પોસહ સામાયિક ઉચ્ચર્યા બાદ **'સજ્ઝાય કરું'** એ આદેશ માગવાથી સરે છે. **'બહુવેળ સંદિસાહું?'** એ આદેશ માગવાનો નિયમ નથી, કારણ કે પ્રભાતે તે માગેલ છે.

૫૩. સો જોજન ઉપરાંતથી આવેલ સિંધાલુણ વિગેરે અચિત્ત થાય, બીજું નહિં.

૫૪. શ્રદ્ધા સહિત યોગવહન કર્યા વિના સાધુ કે શ્રાવકોને નવકારાદિ ગણવામાં પણ અનંતસંસારીપણું કહેવાય છે.

૫૫. કેવળ શ્રાવક પ્રતિષ્ઠિત, દ્રવ્યલિંગીના દ્રવ્યથી બનાવેલ તથા દિગંબર ચૈત્યને મૂકીને બાકીના સર્વ ચૈત્યો વાંદવા તથા પૂજવા યોગ્ય છે. અને ઉપર કહેલા ચૈત્યો પણ સુવિહિત મુનિનો વાસક્ષેપવડે વંદન–પૂજન યોગ્ય થાય છે.

૫૬. જળમાર્ગે સો જોજન અને સ્થળમાર્ગે સાઠ જોજન ઉપરાંતથી આવેલી **સચિત્ત** વસ્તુ અચિત્ત થાય છે.

૫૭. શ્રાવક પોસહમાં ઘરનાં મનુષ્યોને પૂછીને સાધુ પ્રત્યે અન્નાદિક વહોરાવે.

૫૮. આલોયણ સંબંધી સ્વાધ્યાય ઇરિયાવહીપૂર્વક સૂઝે-કરાય. કદી વિસરી ગયા હોય તો ફરી ઉપયોગ કરવો.

૫૯ છટ્ઠ કરવાની ઇચ્છાવાળો જો પહેલે દિવસે ઉપવાસનું પચ્ચખ્ખાણ કરે તો બીજે દિવસે ઉપવાસનું પચ્ચખ્ખાણ કરવાને બદલે છટ્ઠનું પચ્ચખ્ખાણ કરે એવી સામાચારી છે.

૬૦ કેવળીસમુદ્ઘાત કર્યા પછી અંતર્મુહૂર્ત્ત સુધી સંસારમાં રહે છે. પીઠફલકાદિ ગૃહસ્થને પાછા સોંપી દીધા પછી **શૈલેશીકરણ** કરે છે, કેમકે અંતર્મુહૂર્ત્ત આયુ શેષ હોય ત્યારે જ સમુદ્ઘાત કરવા માંડે છે.

૬૧ યોગમાં રાત્રિએ અણાહારી વસ્તુ લેવી ન કલ્પે, સંઘટ્ટાનો અભાવ હોવાથી.

૬૨ યોગ, ઉપધાન તેમ જ વ્રત ઉચ્ચરવા હોય ત્યારે દિનશુદ્ધિ જોવી. માસ વર્ષાદિ જોવાની જરૂર નથી.

આ સાર ઉક્ત ગ્રંથો વાંચતી વખતે કરી લીધેલી નોંધ અનુસારે લખેલો છે. તેમાં સંદેહ પડે તો ઉક્ત ગ્રંથોથી તેનો નિર્ણય કરી લેવો.

(**સં૦ સ૦ ક૦ વિ૦**)

[ જૈ. ધ. પ્ર. પુ. ૧૯, પૃ. ૧૮૬–૨૩૧ ]

# જૈન યુવક પરિષદ્દને સૂચના×

આપણા જૈન યુવકોનું સંમેલન બહુ જ ઉદાર ભાવનાથી કોઈ એક સુશિક્ષિત અને ઉત્તમ સંસ્કારવાળા મહાશયના અધ્યક્ષપણા નીચે થવું જોઈએ, એવી મારી ઘણા વખતની ભાવના હતી તથા હું પોતે તેવા પ્રસંગે હાજર રહી યથા-શક્તિ તેમાં ફાળો આપી શકું એવી અંતરની ઇચ્છા હતી, છતાં અત્યારે તેમ બનવું મુશ્કેલ લાગે છે. ફક્ત તેમાં સક્રિય ભાગ લેવા સારુ ભેગા થયેલા સભ્યોને કંઈક સંદેશરૂપ બે વચન પાઠવીને મારે સંતોષ પકડવો પડશે એમ મને લાગે છે.

૧. વર્ષમાં એક વાર અથવા બે વાર સુયોગ્ય સ્થળે જૈન યુવકોનું સંમેલન નિયમિત રીતે બંધારણસર મળી શકે એવી ગોઠવણ કરવી અને ફરી મળવાના સમય સુધીમાં કરવા યોગ્ય કાર્યની રૂપરેખા નક્કી કરી તેનો અમલ કરવા સૌએ પૂરતી ખંત રાખવી.

૨. આરંભે શૂરાપણાનું આપણા પરનું કલંક ભૂંસી નાખવું.

૩. આપણામાં જે જે પ્રકારની ખામીઓ હોય તે તે શોધી કાઢવી અને તે દૂર કરવા તન-મન-ધનથી સતત ઉદ્યમ કરવો.

---

× ભાવનગરમાં સંવત ૧૯૮૦ ની સાલમાં જૈન યુવક પરિષદ્દ મળવાની હતી અને તે કારણવશાત્ મુલતવી રહી હતી. તે પ્રસંગે પરિષદના કાર્યવાહકો તરફથી કંઈક હિત-સૂચના લખી મોકલવા સ્વ. સ૦ ક૦ વિ૦ મહારાજને પ્રેરણા થવાથી તેમણે જે સમયોચિત સ્ફુરણા થઈ તે સૂચનારૂપ સંદેશો મોકલ્યો હતો તે અહીં આપવામાં આવેલ છે. **સંગ્રાહક.**

૪. બીજામાં જે જે સદ્ગુણો જણાય તે સંકોચ વગર આદરવા ખપ કરવો અને તેવા સદ્ગુણોની ઘટતી પ્રશંસા કરવાનું ભૂલવું નહીં.

૫. તથાવિધ વ્યવહારિક, નૈતિક ને ધાર્મિક જરૂરી કેળવણીની રહેલી ખામીથી આપણામાં જ્યાં ત્યાં કલેશ–કુસંપ પ્રસરેલો જોવાય છે તે દૂર કરવા અને સુસંપ સ્થાપવા ભગીરથ પ્રયત્ન કરવો.

૬. 'કહેવા કરતાં કરી દેખાડવું ભલું' એ ન્યાયે હવે નકામી મોટી મોટી વાતો કરીને છૂટા પડવાની પડેલી કુટેવને તિલાંજલી આપીને જે કામથી આપણું ચોક્કસ હિત થાય તે કરવા મંડી જવું.

૭. શકય ને હિતકારી કાર્ય પ્રમાદ તજી જાતે કરવું, કરનારને બનતી મદદ કરવી અને તેની ઘટતી પ્રશંસા કરવી; પરંતુ નિંદા–ટીકા તો કદાપિ કરવી નહીં.

૮. જૈન–શ્રાવક યોગ્ય આચારવિચારથી સારી રીતે વાકેફગાર થવું અને સૌએ સુશ્રદ્ધા રાખી તેનું સેવન સાવધાનપણે કરવું.

૯. ખરા જૈનને છાજે એવા આચારવિચારની ગંભીર ખામીથી આપણી નિંદા ( ટીકા ) થવા પામતી હોય તે તત્કાળ સુધારી દૂર કરી દેવી.

૧૦. આપણા દરેકનું જીવન સાદું ને સંયમી બને તેવા ઉપાય શોધવા, અને જાતે તેનો આદર કરી, બીજાને માટે ખરો દાખલો બેસાડવો.

૧૧. દરેક યુવકે સ્વજીવનનિર્વાહ નીતિવાળા પ્રમાણિક વ્યવસાયવડે કરી લેવા દૃઢ નિશ્ચય કરવો અને તેમાંથી પ્રાણાન્તે પણ ચળવું નહીં.

૧૨. સત્ય ને હિત, મિત વચન જ બોલવાની સૌએ આદત પાડવી.

૧૩. કુટુંબમાં ને નાત-જાતમાં કલેશ-કુસંપ વધે નહીં પણ ઘટે તેમ ડહાપણથી જાતે વર્તવું અને બીજાઓને તેવી જ પ્રેરણા કરવી.

૧૪. ખોટો ઠઠારો-આડંબર કરવાની લાંબા વખતની ટેવ સૌએ તજી દેવી.

૧૫. ખાનપાનમાં ને પોશાકમાં જે જે દોષો જાણ્યા છતાં સેવાતા હોય તે સઘળા હવે ચીવટ રાખીને તરત જ દૂર કરવા.

૧૬. શુદ્ધ સ્વદેશી વસ્તુઓના ચૂસ્ત હિમાયતી થવું, મુગ્ધ જનોની જેમ નકામા બ્હાના કાઢી ઢીલા થવું નહીં. સાચા વસ્તુને પકડવી અને તે પ્રાણાન્તે પણ તજવી નહીં.

૧૭. અહિંસા, સત્ય, અસ્તેય ને બ્રહ્મચર્યાદિક સદ્વ્રતોનું સ્વરૂપ યથાર્થ જાણવા જરૂર ખપ કરવો અને સૌએ શક્તિ મુજબ તેનું પાલન પણ કરવું. જેમ જયકારી જૈનધર્મનો ખરો ફેલાવો થાય તેમ તન-મન-ધનથી પ્રવર્તવું.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૦, પૃ. ૩૬. ]

---

# ભેદભાવ મીટાવી સૌએ અભેદભાવ–સુસંપથી રહેતા શીખવું જોઇએ.

જિન–અરિહંત–વીતરાગદેશિત ધર્મ–માર્ગ એટલો બધો વિશાળ–ઉદાર છે કે તેનો ગંભીર આશય સમજતાં સૌ કોઇ તેને અનુસરી શકે, અને તેને યથાર્થ ભાવે અનુસરનાર સહુ કોઇનો તેમાં સમાવેશ થઇ શકે. એટલે તે સહુ સાધર્મી–સમાન-ધર્મી જ લેખાય. તેમ છતાં અત્યારે કહેવાતા જૈનોમાં જ્યાં ત્યાં ભેદભાવ–કુસંપ કેમ દેખાય છે ? અભેદભાવ–સુસંપ કેમ જણાતો નથી ? તેનું ખરું કારણ અજ્ઞાન–ધર્મમાર્ગનું યથાર્થ અજાણપણું એ જ સંભવે છે.

આમ હોવાથી જીવોને ઉન્માદ–સ્વચ્છંદ યા આપખુદ વર્તન કરવાનું ગમે છે. રાગ, દ્વેષ ને મોહાદિક દોષમાત્રને તજી, ખાસ સમભાવ આદરવા જિનેશ્વર પ્રભુએ ભવ્યજનોને દરેક પ્રસંગે બોધ આપેલ છે, તે તરફ કોઇક વિરલા જ્ઞાની જનો જ લક્ષ રાખતા હોય છે. બાકીના બીજા તો નિજ નિજ છંદે, બહુધા રાગ, દ્વેષ ને મોહની પ્રબળતાથી ચાલતા રહે છે. આથી જ જ્ઞાતિ, ધર્મ વિગેરેમાં અનેક તડાં પડે છે અને તે પ્રતિદિન વધતાં જ જાય છે.

એમાંથી જ કલેશ–કુસંપનો હાનિકારક પ્રસંગ પ્રવર્તે છે. ખરા જ્ઞાની શ્રદ્ધાળુ જૈન તેવા કલેશ–કુસંપને મીટાવવા અને સંપ–શાન્તિ સ્થાપવા ઇચ્છે છે, તેમજ તેવી સુંદર ભાવના સાથે સુંદર પરિણામ લાવવા કોશીશ પણ કરે છે, પરંતુ જ્યાં સુધી સામામાં રાગ, દ્વેષ ને મોહાદિકનું જોર અતિ ઘણું હોય

છે ત્યાં સુધી તેનું ધારીએ તેવું સુંદર પરિણામ આવી શકતું નથી, પણ તેથી નિરાશ થઇ બેસવાનું નથી. સહુએ વીતરાગ પ્રભુના ઉપદેશનો મર્મ સમજી લઇ, ઉન્માર્ગ તજી, સન્માર્ગ જાતે આદરવા, બીજા ખપી ભવ્યજનોને તે સમજાવવા અને જે કોઇ સજ્જનો સન્માર્ગે ચાલતા હોય તેનું અનુમોદન કરવા ચૂકવું નહીં. એવા સતત લક્ષ્ય સાથે ખંતભર્યા પ્રયત્નથી અવશ્ય આપણામાં અત્યારે વ્યાપી રહેલા હાનિકારક ક્લેશ-કુસંપ ને દુ:ખનો પણ અંત આવશે તથા સુખશાન્તિ પ્રસરશે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૦, પૃ. ૩૮ ]

---

## મનુષ્ય જાતને માટે માંસભોજન અસ્વાભાવિક હોઇ સુજ્ઞજનોએ તે અવશ્ય તજવા યોગ્ય છે.

વાઘ, વરુ જેવા વિકરાળ જાનવરો માંસભોજી જોવા-જાણવામાં આવે છે. તેમનું શરીરબંધારણ જ વિલક્ષણ લાગે છે. શ્વાનાદિક હિંસક પ્રાણીની પેઠે એ વિકરાળ જાનવરોની જીભ બહાર પડતી લટકતી જ રહે છે અને એમાંથી બહુધા લાળ પડતી-ટપકતી રહે છે. તેવું કશું ચિહ્ન મનુષ્યજાતિમાં જોવા-જાણવામાં આવતું નથી. એ વિગેરે અનેક જાતની વિલક્ષણતાને લીધે મનુષ્યજાતિને માટે માંસભોજન એ ખરો સ્વાભાવિક ખોરાક નથી, પરંતુ મુખાકૃતિ પ્રમુખ અનેક રીતે મળતા આવતા **વાનર** પ્રમુખની જેમ **વનસ્પતિખોરાક** જ તેને માટે ખાસ બંધબેસતો હોવાથી યોગ્ય અને ફાયદાકારક છે. વિકરાળ જાનવરોની જેમ જંગલમાં વસનારા કઇક જંગલી માણસો માંસ ઉપર રહેતા હોય છે, પરંતુ તેવા હિંસક ખોરાકથી તેમનામાં

અન્ય માંસાહારી જાનવરોની જેમ ક્રૂરતાદિક કંઇક દોષ–વિકાર પેદા થતા હોવાથી માંસભોજન સામાન્ય રીતે મનુષ્યજાતને માટે હિતરૂપ કે ફાયદાકારક લેખી શકાય જ નહિ; પણ અયોગ્ય, પ્રકૃતિવિરુદ્ધ ને હાનિકારક જ લેખી શકાય. એટલે સુજ્ઞજનોએ તો માંસભોજન અવશ્ય તજવા યોગ્ય જ છે.

આરોગ્ય, બળ–શક્તિ અને બુદ્ધિ પ્રમુખ ગુણની રક્ષા ને વૃદ્ધિ કરવામાં પણ માણસ જાતિને વનસ્પતિનો ખોરાક જ માંસના ખોરાક કરતાં અનેકગણો ચઢીઆતો છે, એમ જુદે જુદે સ્થળે માંસાહારી પ્રજામાં જ એક બીજાના ગુણદોષની ખાત્રી કરવા માટે થયેલા અખતરાઓ ઉપરથી સિદ્ધ થયેલ છે. છ માસ સુધી વનસ્પતિ ખોરાક ઉપર જ રાખેલાં માણસો એટલો જ વખત માંસભોજન ઉપર રહેલાં મનુષ્યો કરતાં બળ–બુદ્ધિ વિગેરે ગુણમાં ઘણાં જ વધી ગયાં અનુભવાયા–જાહેર થયા છતાં જે કોઈ રસલોલુપતાથી માંસાહાર તજી શકતા નથી તેઓ કોઇક વખત ઓચિંતા જ જીવલેણ વ્યાધિઓથી સપડાઈ જાય છે અને શરીરે ખુવાર થઇ મૃત્યુ પામતાં સંભળાય છે.

આ તો આ ભવમાં જ પ્રગટ થતી ખુવારીની વાત થઈ; પરંતુ પુનર્જન્મને માનનારા ગમે તે આસ્તિક ભાઇબહેનોએ તો માંસભોજનથી અહીં જ પ્રગટ થનારા અનેક પ્રકારના અસહ્ય નુક-શાન ઉપરાંત પરભવમાં થતી દુર્ગતિ પ્રમુખની ભારે યાતનાઓથી ખાસ ડરીને તેનાથી બચવાનું છે. જીવિત સહુને વ્હાલું લાગે છે અને મૃત્યુથી સહુ કોઇ કંપે છે એ સત્ય છે, તેમ જીવતા પ્રાણીનો વધ કર્યા વગર કંઈ માંસ પ્રાપ્ત થતું નથી, તો ક્ષણિક–કલ્પિત સુખને અર્થે એવા માંસનું ભોજન કરવું–કરાવવું તે પ્રત્યક્ષ

વિરુદ્ધ છે. જીવહિંસા કરાવવી તે બહુ ભારે ઘાતકી કર્મ છે. જેમનું માંસ નિર્દયતાથી કાપવામાં આવે છે તેનો પ્રાણઘાત કરતાં તેને પારાવાર અસાતાનો ઉદય થાય છે. તેમાં પ્રત્યક્ષ કે પરોક્ષ જેનો જેનો હાથ હોય છે તે સહુને તેનું દુરંત કટુક ફળ ભોગવવું જ પડે છે, એમ સમજી જે સજ્જનો એવા અકાર્યથી વિરમશે તેઓ બેશક સુખી થશે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૦, પૃ. ૪૧ ]

---

## ચાતુર્માસ રહેલા મુનિ માટે.

**ચાતુર્માસ કરવા સ્થિત રહેલા સાધુ-સાધ્વીઓએ જૈન શાસનની રક્ષા અને ઉન્નતિ અર્થે સ્થાનિક જૈન ભાઈબહેનોને નીચેની બાબતોનો તાકીદથી ને દઢતાપૂર્વક અમલ કરવા આપવો જોઇતો જરૂરી ઉપદેશ.**

૧. ચોમાસાના ચારે માસ અને બાકીના વખતે પણ બને તેટલા પ્રયત્નપૂર્વક મૈથુન સેવવા( વિષયવિલાસ )નો ત્યાગ, સ્વવીર્ય સુરક્ષિત રાખી ક્ષમા, નમ્રતા, સરલતા અને સંતોષાદિક સદ્‌ગુણોને ધારી ( આદરી ) સ્વપરહિત–સાધનામાં સહુએ સાવધાન રહેવું જોઇએ; કારણ કે તે વગર પશુની પેઠે વિવેક રહિત વિષયવિલાસમાં સ્વશક્તિનો બેહદ વિનાશ કરી નાખવાથી દિન-પરદિન સત્ત્વહીનતાવડે નિર્માલ્યતા વધતી જાય છે, અનેક પ્રકારના રોગ–ઉપદ્રવોનો ત્રાસ સહન કરવો પડે છે અને લગભગ પશુની જેમ અવતાર પૂરો કરી, મરણને શરણ થતાં સંતતિનું હિત પણ બગાડતા જાય છે.

૨. આજકાલ અંધ અનુકરણ કરવાની રીત વધી પડવાથી

જ્યાં ત્યાં નાના મોટા સહુમાં ચા, બીડી વગેરે કુવ્યસનો સેવવાની કુટેવ બહુ વધતી જાય છે, તેથી નાહક દ્રવ્યનો તથા શરીરના આરોગ્યનો ક્ષય થાય છે, ધર્મસાધન થઈ શકતું નથી અને આળસ–પ્રમાદ વધવાથી બીજાં અનેક અપલક્ષણો દાખલ થાય છે. આથી ઉપર જણાવ્યા ઉપરાંત જે જે કુટેવોથી બગાડો વધતો જતો જણાય તે તે સઘળી કુટેવો તજી દેતાં જેટલા પૈસા ને સમયાદિકનો બચાવ થાય તેનો સદુપયોગ યોગ્યતા મુજબ તેઓ વિવેકથી કરતાં શિખે એ જ ઇષ્ટ છે.

૩. જ્યાં ત્યાં ગમે તેવા વ્યાપાર–વ્યવસાયમાં અનીતિ–અન્યાય ને અપ્રમાણિકતાભર્યું આચરણ બહુધા થતું હોવાથી, એવાં દોષિત અન્નપાણી આરોગવાવડે બુદ્ધિ મલિન થાય છે, તેથી વિચાર–વાણી હલકાં બને છે, શાખ–પ્રતિષ્ઠા ઘટે છે, ડોળ–ડીમાક–મિથ્યાડંબર વધે છે, તથા ઉચાટ–અસ્થિરતાનો પાર રહેતો નથી. તેથી જ મૈત્રી, કરુણા ને પ્રમોદાદિક ભાવના અંતરમાં પરિણામ પામતી નથી અને તથાવિધ પાત્રતા વગર ચિન્તામણિ રત્ન જેવો અમૂલ્ય ધર્મ પ્રાપ્ત થઇ શકતો નથી. શુદ્ધ ધર્મરત્નના અર્થી જનોએ તો અનીતિ–અન્યાય અને અપ્રમાણિકતાનો સર્વથા ત્યાગ કરી, ખરી પાત્રતા મેળવી લેવા પૂરતો પ્રયત્ન કરવાની ભારે જરૂર છે.

૪. શુદ્ધ દેવ, ગુરુ ને ધર્મતત્ત્વને યથાર્થ ઓળખી લઇ, તેમાં દૃઢ પ્રતીત ( શ્રદ્ધા–આસ્થા ) રાખી, એકનિષ્ઠાથી તેની સેવા–ઉપાસના કરનારા ભવ્યજનો ભવસાગરનો પાર પામી શકે છે; પરંતુ સત્ત્વહીન જનો તથાવિધ શુદ્ધ સમજ, શ્રદ્ધા અને નિશ્ચયબળની ખામીથી તેમાં વારંવાર સ્ખલના પામે છે. તેમને

ભૂલનું-ઢીલાપણાનું ભાન થાય અને પોતાની શિથિલતાનાં ખરાં કારણ સમજીને તે મીટાવવા પ્રયત્નશીલ થાય તે ખરેખરા ઇચ્છવાજોગ છે. આ બાબતમાં ઉત્તમ સાધુ-સાધ્વીઓ ખરેખર માર્ગદર્શક બની શકે તેમ છે.

૫. અજ્ઞાન, મિથ્યાત્વ અને સ્વચ્છંદ આચરણના જોરથી જ્યાં ત્યાં મોહ-મમતા, કલેશ-કુસંપનો વધારો અને સદાચારનો લોપ થતો જાય છે, તેથી શાસનની લઘુતા દેખાય છે, એમ સમજી સુજ્ઞ જનોએ પ્રતિદિન બગડતી સ્થિતિ સુધારવા ભગીરથ પ્રયત્ન કરવો ઘટે છે.

૬. એક બીજા સાધર્મીજનોએ શુદ્ધ પ્રેમભાવથી સહુ સાથે ખમતખામણાં કરવાં અને અઢારે પાપસ્થાનકોને બરાબર સમજી લઇ તજવા તત્પર થવું જોઇએ. શુદ્ધ અંતઃકરણથી નિઃશલ્યપણે પાપની આલોચના કરી આત્મશુદ્ધિ કરવી ઘટે.

૭. જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્ય ને ઉપયોગ લક્ષણવાળા આપણા આત્માને યથાર્થ ઓળખી લઇ દેહાદિક જડ વસ્તુઓમાં લાગેલી મમતા ટાળવી જોઇએ.

૮. જ્યારે સંત-સાધુજનો જ્ઞાનધ્યાન-યોગવડે નિજ સ્વભાવમાં મસ્ત રહે છે ત્યારે વધારે વખત નહીં તો વિવેકી ગૃહસ્થ શ્રાવક શ્રાવિકાઓ હમેશાં બે ઘડી સુધી પણ સંવરભાવ ( સામાયિક ) આદરી અવશ્ય આત્મનિરીક્ષણ કરતાં શિખે એ ઇષ્ટ છે.

૯. માર્ગાનુસારીપણાના પાંત્રીશ ગુણોનું તથા ધર્મપ્રાપ્તિ યોગ્ય અક્ષુદ્રતાદિક એકવીશ ગુણોનું દરેક આત્માર્થી જન સદા ય અનુશીલન કરતા શિખે એ જરૂરનું છે.

૧૦. ભક્ષ્યાભક્ષ્ય, પેયાપેય, ગમ્યાગમ્ય, હિતાહિત તથા કર્તવ્યાકર્તવ્યને યથાર્થ સમજી, પોતાને ત્યાજ્યાત્યાજ્યનું ભાન જાગ્રત રહે એ સ્થિતિ ખાસ ઇચ્છવાજોગ છે.

૧૧. પોતે મન, વચન, કાયા (વિચાર, વાણી ને આચાર)ની પવિત્રતા જાળવી રાખી પોતાના સમસ્ત કુટુંબને પવિત્ર કરવા જરૂર લક્ષ્ય રાખતા રહેવું જોઇએ.

૧૨. દૃઢ ગુણાનુરાગવડે અન્યમાં રહેલા ઉત્તમ ગુણોને જોઇ પ્રમુદિત થવું અને તેવા જ ઉત્તમ ગુણો પ્રાપ્ત કરવા આપણી જાતને તૈયાર કરવી જોઇએ.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૦, પૃ. ૧૫૪ ]

---

## ખરી–અવિહડ પ્રીતિ કેવી હોવી જોઇએ ?

" પ્રીતિ–રીતિ કચ્છુ ઔર હૈ, જાણે જાણનહાર;
ગુંગે ગુડ ખાયાતણો, સ્વાદ કહે શું બ્હાર ? "

**ભાવાર્થ**—ખરી અંતરંગ પ્રીતિ( પ્રેમ–ભક્તિ )ની ખૂબી કંઇ વિલક્ષણ જ છે. એ તો જે જાણતા હોય તે જ જાણે. એટલે એવી અદ્‌ભુત પ્રીતિ–ભક્તિ જેના હૃદયમાં જાગૃત થયેલી છે, જેને તેનું અપૂર્વ રસાસ્વાદન મળ્યું છે અને તેથી એકતા થવા સાથે જેનામાં નવું ચૈતન્ય રેડાયું છે તે જ તેને યથાર્થ પિછાની શકે છે, પણ તે વર્ણવી શકતો નથી. કોઇ મૂંગા માણસે ગોળ ખાધો હોય, તેનો રસાસ્વાદ લીધો હોય, તે તેનું સ્વરૂપ બીજાને ( પોતાની શક્તિ ઉપરાંત હોવાથી ) શી રીતે સમજાવી શકે ? એ તો જે ખાય તેને જ સમજાય. અનુભવની વાત પણ એવી જ અટપટી છે.

"પ્રીત મેહ અરુ મોરડી, આવત દે અતિ માન;
પુકારીકે જગમેં કહત, આવત મેહ મહાન."

ભાવાર્થ—મેઘ અને મયૂરને જેવી પ્રીતિ લાગેલી છે તેવી અકૃત્રિમ પ્રીતિ હોવી જોઇએ. જ્યારે મેઘ આવે છે—આવવાની તૈયારીમાં હોય છે ત્યારે મોર કેકારવ કરી મૂકીને જણાવે છે કે અમારા પ્રાણાધાર અતિ વ્હાલા અને ઉપકારી મહાન્ મિત્ર મેઘરાજ પધારે છે.

"મેહ પિછાનત મોર નહિ, મોર કરી તસ પ્રીત;
પૂર્વ જન્મકે કર્મસે, હોત પ્રીત ઇસ રીત."

ભાવાર્થ—જો કે મેઘરાજ મોરને કંઇ ઓળખતો નથી, તેમ તેને મોરની તમા ( દરકાર ) પણ નથી, છતાં જેમ મોર મેઘના મંગળકારી ગુણોની પિછાન કરી, તેનું આવાગમન હૃદયના ઉમળકાથી વધાવી લે છે—અને મુક્તકંઠથી તેના નામોત્કીર્તનપૂર્વક ગુણો ગાય છે, યાવત્ મેઘને દેખી જેમ તે નાચે-રાચે છે તેમ પૂર્વોપાર્જિત શુભ કર્મના સંબંધથી ઉત્તમ મનુષ્ય સાથે એવા પ્રકારની શુદ્ધ ગાઢી પ્રીતિ બંધાય છે કે જે અંતરની હોવાથી અનુકૂળ-પ્રતિકૂળ સંયોગોમાં પણ કાયમ બની રહે છે અને પરિણામે સ્વપર-ઉભયને અનેક જાતના ઉત્તમ લાભ અર્પે છે.

"પ્રીત પ્રીત સબ જન કહે, જુદી પ્રીતકી રીતિ;
લોહ ચમક જડ દોઉપેં, દેખત ચલત સુજાતિ."

ભાવાર્થ—પ્રીત પ્રીત સહુ કોઇ મુખથી પોકારે છે, પણ પ્રીતની રીતિ કંઇ વિલક્ષણ જ છે. જુઓ ! લોહ અને ચમક ઉપલ ( લોહચુંબક પાષાણ ) એ બંને જડ પદાર્થ છતાં એક

બીજા તરફ કેટલું બધું આકર્ષણ કરે છે? ખરી પ્રીતિ–ભક્તિ એવી આકર્ષણવાળી ને દંભ વગરની જ હોવી જોઈએ અને એવી અકૃત્રિમ ઉલ્લસતી પ્રીતિ–ભક્તિ જ ભક્તજનોને બહુ લાભકારી થાય છે.

આજકાલ આપણું જીવન કેટલું બધું શુષ્ક–નીરસ બની ગયું છે? વ્યવહારમાં કે પરમાર્થમાં ડોળડીમાક કેટલો બધો વધી ગયો છે? એથી આપણી અધોગતિ વધતી જાય છે. તે ન થવા માટે અને ઉન્નતિ થવા માટે એવો પ્રેમરસ–શુદ્ધ પ્રેમરસ આપણામાં રેડાય તે માટે અગત્યની વાત ઉપલા અનેક દૃષ્ટાન્તોથી બરાબર સમજી દરેક ભાઈબહેને હૃદયમાં ઊતારવા યોગ્ય છે. તે વગર બધું એકડા વગરના મીંડા જેવું–શૂન્ય સમાન છે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૧, પૃ. ૩૪ ]

## ‘ આત્મધર્મ ’

### અથવા

## ‘ ખરો પોતાનો ધર્મ ’

જગતની સકળ પ્રવૃત્તિઓમાં ઉચ્ચમાં ઉચ્ચ ધર્મ છે, કારણ કે તે પ્રત્યેકને વહાલામાં વહાલો છે. દરેક ધર્મગુરુએ ધર્મને અપનાવવાને ( પોતાનો કરવાને ) ભાર મૂક્યો છે. પ્રત્યેક ઉપદેશક શ્રોતામંડળને ધર્મના માર્ગે ચાલવાનું સમજાવે છે. આ પ્રકારે ધર્મ એ મનુષ્યજીવનમાં તો ઘણી અગત્યની વસ્તુ છે, તેથી ધર્મ એ શી વસ્તુ છે એ જાણવું ગાઢું ઇચ્છવા યોગ્ય છે.

ધર્મ સંબંધી સામાન્ય રીતિએ વાત કરતાં આપણને એવો ભાસ થાય છે કે, અમુક માન્યતા અથવા અમુક અનુષ્ઠાન ( ક્રિયા અથવા અમુક દાન પુણ્ય ) અથવા કર્તવ્ય ( ફરજ ) આ સર્વે અર્થો ધર્મને લાગુ પડે છે; પરંતુ ધર્મનો શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ અને સર્વમાન્ય અર્થ એ છે કે:—**वत्थुसहावो धम्मो**—વસ્તુનો સ્વભાવ એ ધર્મ છે; કારણ કે તે નિરંતર વસ્તુની સાથે જ રહે છે.

કોઇ પણ વસ્તુનો કે જીવનો જે મૂળ સ્વભાવ છે તે તેનો ધર્મ છે. જ્યારે જીવ સ્વભાવમાં રહીને ક્રિયા કરે છે ત્યારે તે ધર્મ પ્રમાણે પ્રવર્ત્યો એમ કહેવાય છે. એથી ઊલટું જ્યારે તેની પ્રવૃત્તિ સ્વભાવથી વિરુદ્ધ હોય છે અથવા તેનો સ્વભાવ જો વિકારયુક્ત કે ક્ષીણબળ થયો હોય છે ત્યારે તે તેના ધર્મથી વિરુદ્ધ પ્રવર્તતો હોય એમ કહેવાય છે.

હવે આપણે જોઈએ કે આત્માનો શો સ્વભાવ છે ?

આત્માનો સ્વભાવ જૈન શાસ્ત્રમાં **જ્ઞાન** વર્ણવ્યો છે.

સર્વ દેશની અને સર્વ કાળની સર્વ વસ્તુઓને સર્વ પ્રકારે જાણવી એટલે કે સર્વજ્ઞપણું હોવું એ એનો ખરો અને વિશુદ્ધ જીવસ્વભાવ છે.

પરંતુ સંસારી આત્માને પરિમિત જ્ઞાન હોય છે, અને તે પણ ઇંદ્રિયોને આધીન હોય છે. આ પ્રકારે આત્માનો ધર્મ પરમાત્મસ્વરૂપ છે, પરંતુ સંસારી આત્મા પોતાના ધર્મથી ભ્રષ્ટ થયેલો હોય છે અને તેનું સાધ્યબિંદુ શુદ્ધ ધર્મને પ્રાપ્ત કરવાનું હોતું નથી.

કેટલાક નિયમો અને સિદ્ધાંતો એવા હોવા જોઇએ કે જેને યથાર્થ અનુસરવાથી આત્મા પોતાના ખરા ધર્મને પામી શકે.

ઘણીક વાર કારણનો ઉપયોગ કાર્યમાં થાય છે; તેથી ધર્મનાં નિયમો અને સિદ્ધાંતોને પણ ધર્મ કહેવામાં આવે છે; કારણ કે એ નિયમો અને સિદ્ધાંતોનું અનુસરણ આત્માને પોતાના સ્વધર્મમાં લઇ જઇ ત્યાં સ્થાપે છે. આ પ્રકારે આત્માનો ખરો ધર્મ આત્માનો આંતરિક સત્ય સ્વભાવ છે; પરંતુ જે સાધનવડે પોતાના સત્ય સ્વભાવને પમાય છે તે સાધનો પણ વ્યવહારમાં ધર્મ ગણાય છે. એટલા માટે ધર્મની વ્યાખ્યા વ્યવહારે આવી થઈ શકે:—

**'જે વિચારો, જે વચનો અને જે આચરણો આત્માને પોતાના સ્વભાવ ભણી આકર્ષે અથવા સ્વભાવમાં જોડે તે ધર્મ છે.'**

અથવા ધર્મ આત્માના પોતાના સ્વભાવ કે ખરી પ્રકૃતિ તરફ આકર્ષે છે તે, તેથી ઊલટું જ્યારે વિચારો, વચનો અને વર્તનો પોતાના સ્વભાવથી આત્માને દૂર લઈ જાય છે ત્યારે તે વિચારો, વચનો અને આચરણો અધર્મ છે. બીજા શબ્દોમાં અધર્મ એવો છે કે આત્માને પોતાના ખરા અને આવશ્યક સારભૂત સ્વભાવથી દૂર લઈ જાય છે. આત્મા એવું સ્વયંપ્રકાશ દ્રવ્ય છે કે વિશ્વના તમામ પદાર્થો પોતપોતાના ગુણો અને પર્યાયો સહિત તેમાં પ્રત્યક્ષ દેખાય છે; પરંતુ આ આત્મા સંસારમાં દ્રવ્યકર્મથી દૂષિત થયેલો અને ભાવકર્મના પ્રચંડ વાયુથી ક્ષુભિત થયેલો હોવાથી પોતામાં સ્પષ્ટ રીતે કંઇ દેખી શકતો નથી. જ્યારે જળ મલિન હોય છે ત્યારે મુખ કે બીજી કોઈ વસ્તુ તેમાં યથાર્થ દેખાતી નથી. જ્યારે સમુદ્ર

વાયુક્ષુભિત તરંગોથી ઉછળતો હોય છે ત્યારે પણ તેમાં કાંઈ દેખાતું નથી.

આત્માના સંબંધમાં પણ એવું જ છે. દ્રવ્યકર્મનું પરિણામ અને ભાવકર્મનું પરિણામ ( વાસનાઓ અને કષાયો ) આત્માને જાણે અપારદર્શક કરી મૂકે છે.

વસ્તુત: સંસારી આત્મા રાગ, દ્વેષ અને મોહનો શિકાર થઈ પડે છે અને તેથી પોતાના નિજ સ્વભાવને તેમ જ અન્ય પદાર્થોના સ્વભાવને યથાર્થ જાણતો નથી; વળી રાગ અને દ્વેષ આત્માને અશાન્ત અને દુ:ખી કરે છે.

જ્યારે રાગ અને દ્વેષ નિર્બળ થાય છે ત્યારે શાન્તિ અને સ્થિરતા પોતાની મેળે આત્મામાં પ્રગટે છે અને તેનું જ્ઞાન વૃદ્ધિ પામવા લાગે છે. જ્યારે રાગ-દ્વેષનો શનૈ: શનૈ: ક્ષય કરવામાં આવે છે ત્યારે સર્વ કર્મનો નાશ થાય છે એટલે આત્મા સર્વજ્ઞ થાય છે અને પરમાત્માની સ્થિતિએ પહોંચે છે. પરમાત્માની સ્થિતિએ પહોંચવું એ આત્માનું અંતિમ લક્ષ્ય છે. જ્યાં સુધી રાગ, દ્વેષ અને મોહનો ઉચ્છેદ કરવામાં નથી આવતો ત્યાં સુધી આ અંતિમ લક્ષ્યને પહોંચાતું નથી અને શાન્તિ તેમજ સ્થિરતા પ્રગટ થતાં નથી, માટે વિચાર, વચન અને સ્થિરતા ઉદ્દભવે અને તેથી પરમાત્મસ્વરૂપ ભણી આપણને આકર્ષે તેને માટે રાગ-દ્વેષ-મોહાદિકનો ઉચ્છેદ કરતા જવું; કારણ કે પરમાત્મસ્વરૂપ એ જ આત્માનો ખરેખરો સ્વભાવ છે.

મન, વચન અને કાયાનું આ પ્રકારનું વર્તન એ પુણ્ય છે અને એથી વિરુદ્ધ વર્તન તે પાપ છે. આ ઉપરથી પુણ્ય

અને પાપની વ્યાખ્યા નિશ્ચયરૂપે આવી રીતે થઇ શકે. 'જે રાગ, દ્વેષ, મોહ, ક્રોધ, માન, માયા અને લોભને ન્યૂન કરે છે, તેમ જ શાંતિ અને સ્થિરતાની પોતામાં વૃદ્ધિ કરે છે તે ખરેખરું પુણ્ય છે, અને જે રાગાદિને વધારે છે, અને પ્રશમાદિને ( શાન્તિ આદિને ) જે ઘટાડે છે તે નિશ્ચયથી પાપ છે.'

સંસારમાં આત્મા જાણે પ્રવાસી હોય અને જાણે પરમાત્મસ્વરૂપ પામવું એ એનું અંતિમ લક્ષ્ય હોય એવો જ જણાય છે. જે પ્રમાણમાં રાગ, દ્વેષ અને મોહ આત્મામાં ન્યૂન થતાં જાય છે તે પ્રમાણમાં તેનું જ્ઞાન વૃદ્ધિ પામે છે અને તે પરમાત્માની સ્થિતિની નજીક પહોંચે છે. એથી ઊલટું જ્યારે તે રાગ, દ્વેષ અને અજ્ઞાનમાં ગુંચાય છે ત્યારે તેનું જ્ઞાન ઘટતું જાય છે અને પરમાત્મભાવથી તે વિશેષ દૂર થતો જાય છે.

એ ઉપરથી વિચાર, વચન અને આચાર જે આત્માને પોતાના પ્રવાસમાં સહાયક હોય અને જે પરમાત્માની સ્થિતિની નજીકમાં તેને લઇ જાય તે જ ધર્મને નામે કે ખરા પુણ્યને નામે ઓળખાય છે. એથી ઊલટું વિચારો, ઉચ્ચારો અને આચારો જે આત્માને તેના પ્રવાસમાં ઉચ્ચ ગતિ કરતા અટકાવે છે અને પરમાત્મસ્વરૂપ તરફથી તેને દૂર કરતા રહે છે તે અધર્મ છે અર્થાત્ ખરેખરાં પાપ છે.

ધર્મ અને અધર્મની પરીક્ષાનો આ સામાન્ય નિયમ છે, પણ આ પ્રવાસ પૂર્ણ કરવો એ ( મનુષ્યેતરોને ) બહુ કઠિન છે; કારણ કે મનુષ્ય સિવાય બીજા કોઇનો આત્મા એક સપાટે-તે જ ભવમાં આ પ્રવાસને સિદ્ધ કરી શકતો નથી.

આત્મા જે લાંબા કાળથી રાગ, દ્વેષને સેવી રહ્યો છે તે રાગાદિને એકદમ છોડી શકતો નથી, પણ ધીમે ધીમે તેનો સદંતર ત્યાગ કરી શકે છે.

આ સંસારમાં ભિન્ન ભિન્ન આત્માઓ ભિન્ન ભિન્ન ઉચ્ચ સ્થિતિઓ સુધી પહોંચેલા હોય છે તેઓએ પોતાની પ્રગતિની માત્રા સાથે ધર્મને માર્ગે ચાલવું જોઇએ. જેઓ માત્ર નીચી ભૂમિકા સુધી આગળ વધ્યા છે અને તેથી જેઓનો આત્મા ઉચ્ચ સ્થિતિએ પહોંચી શકયો નથી, તેઓને તેનું પરિણામ એ આવે છે કે તેઓ તે પ્રમાણે વર્તવાને શક્તિમાન થશે નહિ, પણ તેમને શ્રમ અને કઠિનતામાં પસાર થઈને વિશેષ નીચી સ્થિતિમાં ઊતરી જવું પડશે. એટલા માટે આવાં પુરુષોને નીચ પાયરીનો ધર્મ શીખવવામાં આવે છે કે જે પાયરી તેઓમાં ધીમે ધીમે સામર્થ્ય પેદા કરીને વિશેષ ઉચ્ચ ધર્મમાં પ્રવેશ કરવાને તેઓને તૈયાર કરે છે. આ પ્રકારે ધર્મનું સામાન્ય ધોરણ જો કે એ જ છે, તથાપિ જેઓ તે માર્ગે ચાલવાને ઇચ્છે છે તેઓની શક્તિ અને સ્થિતિનો વિચાર કરતાં ધર્મની ઘણી જાતિઓ થઇ શકે છે; અને તેથી દરેક વ્યક્તિએ પોતાની પ્રગતિ અને પરિણામ પ્રમાણે ધર્મની માત્રા નક્કી કરવી જોઇએ.

ધર્મ પરમાત્મસ્વરૂપ સુધી પહોંચવાને નિસરણી સરખો છે. સંસારી આત્મા એકદમ ઉચ્ચ પગથિયે પહોંચી શકતો નથી. તેને પગથિયે પગથિયે ચઢવું પડે છે કારણ કે જે આત્મા ઉચ્ચ ભૂમિકાએ પહોંચેલો હોય તેને નીચી ભૂમિકા પર

ઊતરી પડવું એ યોગ્ય નથી; પરંતુ નીચી ભૂમિકાવાળાને ઉચ્ચ પગથિયે ચડવું એ તેને લાભદાયક છે. આ ઉપરથી સર્વાત્માઓ-ને માટે ધર્મ એક સરખો હોઇ શકે નહિ. તેઓની શક્તિ અને તેઓની સ્થિતિના પ્રમાણમાં–તેમના વિકાસ પ્રમાણે ભિન્ન ભિન્ન હોઇ શકે. સંસારી આત્મા ભિન્ન ભિન્ન ભૂમિ ઉપર પ્રગતિ કરતો હોય છે માટે સર્વને એક ધર્મ હોઇ શકે નહિ. આત્માનો ખરો સ્વભાવ–શુદ્ધ સ્વભાવ બહાર લાવવો અથવા આત્માને પરમાત્મા પ્રત્યે નિકટ આણવો એ જ એની ખરી પરીક્ષા છે અને તેથી ધર્મ જો કે અંતરથી સઘળે એક સરખો છે; તથાપિ સ્થિતિને અંગે પ્રગતિની ભિન્ન ભિન્ન ભૂમિકા હોઇ શકે. આ સિદ્ધાંત ઉપરથી શ્રી જિનેશ્વરે ધર્મને બે ભાગમાં વહેંચેલો છે: એટલે કે–સાધુધર્મ અને ગૃહસ્થધર્મ. અને તેમાં પણ તેઓના નાના પ્રકારના વિભાગો ( ગુણસ્થાનકો ) કરેલા છે કે પ્રત્યેક પોતાની શક્તિ અને સ્થિતિ અનુસાર ધર્મમાર્ગે પ્રવર્તવાને શક્તિમાન થાય.

મહોપાધ્યાય શ્રીમાન્ યશોવિજયજી મહારાજ આત્મ-ધર્મનું જ સમર્થન કરતા ૩૫૦ ગાથાવાળા શ્રી સીમંધર સ્વામીના સ્તવનમાં કહે છે કે:—

"જેમ નિર્મળતા રે રત્ન સ્ફટિકતણી, તેમ એ જીવ સ્વભાવ;
તે જિન વીરે રે ધર્મ પ્રકાશીયો, પ્રબળ કષાય અભાવ.
જેમ તે રાતે ફૂલે રાતડું, શ્યામ ફૂલથી રે શ્યામ;
પુન્ય પાપથી રે તેમ જગ જીવને, રાગ દ્વેષ પરિણામ.
ધર્મ ન કહિયે રે નિશ્ચય તેહને, જે વિભાવ વડવ્યાધિ;
પહેલે અંગે રે એણી પેરે ભાખિયું, કર્મે હોય ઉપાધિ.

જે જે અંશે રે નિરુપાધિકપણું, તે તે જાણો રે ધર્મ;
સમકિતદૃષ્ટિ ગુણઠાણાથકી, જાવ લહે શિવશર્મ.

એમ જાણીને રે જ્ઞાનદશા ભજી, રહીએ આપ સ્વરૂપ;
પરપરિણતિથી રે ધર્મ ન હારીએ, નવી પડિયે ભવકૂપ.”

વળી શ્રીમાન્ દેવચંદજી પણ પ્રથમ પ્રભુની સ્તુતિ કરતા હૃદય ખોલી કહે છે કે--

“પ્રીત અનાદિની વિષ ભરી, તે રીતે હો કરવા મુજ ભાવ;
કરવી નિર્વિષ પ્રીતડી, કિણ ભાતે હો કહો બને બનાવ? ઋષભ૦

પ્રીત અનંતી પરથકી, જે તોડે હો તે જોડે એહ;
પરમ પુરુષથી રાગતા, એકત્વતા હો દાખી ગુણ ગેહ. ઋષભ૦

પ્રભુજીને અવલંબતાં, નિજ પ્રભુતા હો પ્રગટે ગુણરાશ;
દેવચંદ્રની સેવના, આપે મુજ હો અવિચલ સુખ વાસ.
ઋષભ જિણંદશું પ્રીતડી.”

[ જૈ. ધ. પ્ર. પુ ૪૧, પૃ. ૬૯]

---

## શુદ્ધ દેવગુરુની સેવા–ઉપાસનાનો લાભ લેવા ઇચ્છતા ભક્તિવંત ભાઇબહેનોને (અમલ કરવા યોગ્ય) થોડીએક ઉપયોગી સૂચના.

૧. વીતરાગ પરમાત્માના અને નિર્ગ્રંથ ગુરુમહારાજનાં ત્રિકાળ દર્શન, વંદન, પૂજનાદિક નિત્ય ઉલ્લસિતભાવે તેમના જેવા પવિત્ર થવાની ભાવનાથી કરવાં. તેમ કરતાં **દેવવંદનાદિક ભાષ્યમાં** કહ્યા મુજબ **દશ ત્રિક** ને **પાંચ અભિગમ** સમજવા ને સાચવવા પૂરતું લક્ષ્ય રાખવું ને વિધિ તેમજ બહુમાનપૂર્વક ધર્મકરણી કરવી.

૨. દર્શન-વંદન કરી પાછા વળતાં, દેવગુરુને પૂંઠ દઈ નહીં ચાલવાનો વિવેક રાખવો. પાછે પગે ચાલવું કે પડખેના દ્વારથી નીકળી જવાનું રાખવું.

૩. દેવગુરુને ભેટવા જતાં ભાઇઓએ પોતાના આચાર તરીકે જરૂર ઉત્તરાસંગ રાખવું અને બહેનોએ સુંવાળો રૂમાલ રાખવો. તેવડે વંદન માટે ભૂમિનું પ્રમાર્જન કરવું અને સ્તુતિ પ્રમુખ કરતી વખતે મુખ આગળ રાખવા ચૂકવું નહીં. આ બાબત ઘણી ઉપેક્ષા થતી જાય છે તે ડહાપણથી અટકાવવી.

૪. દેવ જેવું જ બહુમાન ગુરુજનનું કરવું. તેમનું અબહુમાન-અનાદાર થાય એમ ન વર્તવું. તેમની અદબ રાખવી. તેમની પાસે જેમ તેમ બેસવું કે લાંબા થઈ સૂવું નહીં. ચૈત્યવંદન કરતી વખતે મુદ્રા કરાય છે તેવી મુદ્રાથી ગુરુ સન્મુખ બેસી હિતવચન શ્રવણ કરવું.

૫. તેમની હિતકારી આજ્ઞા મુજબ ચાલવામાં આપણું શ્રેય રહેલું જાણવું.

૬. હિતકારી આજ્ઞાનું ઉલ્લંઘન કરીને કરવામાં આવે તે ધર્મકરણી એકડા વિનાના મીંડાની જેમ લેખે થઇ શકતી નથી.

૭. સામાયિક, પ્રતિક્રમણ, દેવવંદનાદિક દરેક પ્રસંગે ગુરુનો વિનય સાચવવો.

૮. પ્રભુઆજ્ઞાધારક સાધુ-સાધ્વી-શ્રાવક-શ્રાવિકાનો જ્યાં જ્યાં ભેટો થાય ત્યાં ત્યાં તેમનો ઉચિત વિનય સાચવવો-પરસ્પર પ્રણામ કરવા.

૯. ' સાધર્મીના સગપણ સમું બીજું શ્રેષ્ઠ સગપણ કોઈ નથી ' એમ મુખથી બોલાય અને આચરણમાં મૂકાય નહીં તો ભારે શરમાવા જેવું લેખાય.

૧૦. વિદ્યા કે મંત્રની સાધના કરનારની જેમ પ્રમાદ રહિત વિધિ તથા બહુમાનયુક્ત શુદ્ધ દેવ-ગુરુની કરેલી ઉપાસના ચિન્તામણિ કે કલ્પવેલીની જેમ ફળે છે.

૧૧. જેમ તત્ત્વબોધ વધે, શ્રદ્ધા નિર્મળ થાય અને વર્તન સુધરે તેવો ખપ સહુ આત્માર્થી ભાઇબહેનોએ કાળજીથી કરવો, તેમાં નડતાં કારણોને શોધી કાઢી દૂર કરવાં અને સહાયકારી સાધનોને ટેકથી આદરવાં.

૧૨. હંસ જેવી ઉજ્જવળ ગુણદૃષ્ટિ આદરવી અને કાગડા જેવી કાળી દોષદૃષ્ટિ તજી દેવી.

[ જૈ. ધ. પ્ર પુ. ૪૦, પૃ. ૩૯૮ ]

---

## ગચ્છાચાર પયન્ના-પ્રકીર્ણકની સરળ વ્યાખ્યા.

મોક્ષદાતા, તીર્થના નાયક **શ્રી પાર્શ્વપ્રભુને** પ્રણામ કરીને **ગચ્છાચાર પ્રકીર્ણક** ઉપર ગુરુમહારાજ પાસેથી અવધારેલી વ્યાખ્યા-અર્થ આગમ અનુસારે કરીશ.

૧. દેવતાઓના ઇંદ્રોવડે સેવાયેલા, મહાપ્રભાવશાળી શ્રી **મહાવીરસ્વામીને** પ્રણામ કરીને દ્વાદશાંગીરૂપ શ્રુતસાગરમાંથી ભાવસાધુના સમૂહરૂપ ગચ્છનો જ્ઞાનાચારાદિ અથવા ગણમર્યાદા-રૂપ આચાર અમે સ્વલ્પ માત્ર ઉદ્ધરશું-કહીશું.

તેમાં પ્રથમ ઉન્માર્ગગામી—રૂઢી—શાસ્ત્રમર્યાદા વગરનાં ગચ્છમાં વસનારનાં ફળ દર્શાવે છે—બતાવે છે. **શ્રી મહાવીર પ્રભુ શ્રી ગૌતમગણધરને** સંબોધીને પ્રસ્તુત હકીકત જણાવે છે.

૨. “હે **ગૌતમ !** એવા કેટલાએક વૈરાગ્યવંત જીવો હોય છે કે જેઓ અજ્ઞાનપણાવડે અને જાણપણાના મિથ્યાભિમાનવડે, સન્માર્ગને દૂષવા—દૂષણ આપવા—પૂર્વક જેમાં ઉત્સૂત્ર-પ્રરૂપણા કરવામાં આવે છે અથવા હિંસાદિક પાંચે આશ્રવો જેમાં પ્રવર્તી રહ્યા છે તેવા અતિ ઉન્માર્ગગામી ગચ્છમાં વસીને, ચાર ગતિરૂપ સંસારમાં પરિભ્રમણ કરે છે.”

હવે કંઈક પ્રમાદવંત છતાં સન્માર્ગસ્થિત ગચ્છમાં વસનાર સાધુજનોને પાંચ ગાથાવડે ફળ દર્શાવે છે:—

૩–૭. “હે **ગૌતમ !** અર્ધો પહોર, એક પહોર, દિવસ, પક્ષ, માસ, વર્ષ કે બે વર્ષ પર્યંત સન્માર્ગપ્રતિષ્ઠિત સત્સાધુ સમુદાયમાં વસતા સુખશીલ, આળસુ, નિરુદ્યમી અને શૂન્ય-ચિત્તવાળા સાધુને, બીજા પ્રૌઢ પ્રભાવી સાધુઓની સર્વ ક્રિયાને વિષે ઉદ્યમ, ઘોર—વીરોચિત તપ, દુષ્કર વૈયાવચ્ચ પ્રમુખ કરણી જોઇને, લોકલજ્જા અને શંકા સર્વથા તજી વીર્યોત્સાહ એવો વધે છે કે ‘હું પણ જિનોક્ત ક્રિયા કરું, જેથી દુષ્ટ દુઃખ-સાગરથી મુકાઉં—સંસારનો પાર પામું.”

“હે **ગૌતમ !** જીવનો વીર્યોત્સાહ વધતાં, અનેક ભવમાં ઉપાર્જન કરેલાં જ્ઞાનાવરણી પ્રમુખ દુષ્કર્મો નિકટભવી જીવ જોતજોતામાં બાળીને ભસ્મ કરે છે. આળસુ સાધુને પણ સુગુણ સાધુસમુદાયમાં વસતાં આવા ગુણો થાય છે; માટે હે **ગૌતમ !**

આત્મકલ્યાણ જેમ થાય તેમ જ્ઞાનચક્ષુવડે સન્માર્ગપ્રતિષ્ઠિત ગચ્છની તપાસ કરી, સંયમમાર્ગમાં પ્રયત્નવાન મુનિએ જીવિત પર્યંત તેવા સુગુણ ગચ્છમાં ગુરુઆજ્ઞાપૂર્વક નિવાસ કરવો."

સુગુણ ગચ્છ, સુગુણ આચાર્યવડે જ હોય છે, તેથી શાસ્ત્રકાર ઉત્તમ આચાર્યના લક્ષણ કહે છે:—

૮. " સુગુપ્તિમાન–સુયુક્તિમાન–સુઉત્તમ આચાર્ય મહારાજ જ ગચ્છના મેઢીભૂત આલંબનરૂપ, સ્તંભ જેવા આધારભૂત, નેત્રની જેવા ઉપયોગી અને છિદ્ર વગરના નાવની પેઠે ભવસાગરનો પાર પમાડવા લાયક હોવાથી એવા સુગુણ **આચાર્ય**-ની પરીક્ષા કરવી."

સન્માર્ગસ્થિત આચાર્યનું સ્વરૂપ કંઈક બતાવ્યું. હવે એથી વિપરીત સ્વરૂપવાળા આચાર્ય સંબંધી પ્રશ્ન કરતો શિષ્ય કહે છે:—

૯. " હે **પૂજ્ય** ! જ્ઞાન–દર્શન રહિત છદ્મસ્થ જીવ કયા કયા લક્ષણવડે સૂરિ–આચાર્યને ઉન્માર્ગે ચઢેલા જાણે ?"

ગુરુ કહે છે: " હે **મુને** ! ઉન્માર્ગપ્રસ્થિત આચાર્યના લક્ષણ તને કહું છું તે તું સાંભળ:—

૧૦–૧૧. સ્વચ્છંદાચારી, દુઃશીલ, આરંભ–ત્રસ, સ્થાવર જીવોપઘાત, સંરંભ–વધસંકલ્પ અને સમારંભ–પરિતાપનો પ્રવર્તક; બાજોઠ, પાટ, પાટલા પ્રમુખ વગર કારણે વાપરનાર, અપ્કાય જીવોનો અનેક રીતે ઘાત કરનાર, અહિંસાદિક મૂળ ગુણો અને પિંડવિશુદ્ધિ પ્રમુખ ઉત્તરગુણોથી ભ્રષ્ટ–સર્વથા દૂર,

રહેનાર, દશ પ્રકારની સામાચારીની વિરાધના કરનાર, કદાપિ પોતે કરેલા પાપની આલોચના નહિં કરનાર અને રાજકથા, દેશકથા, સ્ત્રીકથા અને ભક્તકથાદિક વિકથા કરવામાં તત્પર રહેનાર. ”

૧૨. “ પોતે આચાર્યયોગ્ય છત્રીશ ગુણોવડે યુક્ત હોય અને જ્ઞાનક્રિયા વ્યવહારમાં ગમે તેવો કુશળ-સુવિહિત હોય તેમ છતાં તેમણે પણ અન્ય આચાર્યોની સાક્ષીએ સ્વદોષની આલોચના નિઃશલ્યપણે અવશ્ય કરવી જોઇએ તો પછી બીજા સામાન્ય સાધુપ્રમુખનું તો કહેવું જ શું ? ”

અન્યની સાક્ષીએ આલોચના લેવાના સંબંધમાં દૃષ્ટાંત કહે છે:—

૧૩. “ પોતે ગમે તેવો કુશળ વૈદ્ય હોય તેમ છતાં તે પોતાનો વ્યાધિ અન્ય વૈદ્યને જણાવે છે અને તેને જણાવ્યા બાદ તે વૈદ્યે તે રોગનો કહેલો ઉપાય સાંભળી, પછી પોતે તેનો ઇલાજ કરે છે, તેમ આલોચનાસ્વરૂપનો જાણકાર આલોચક પણ અન્ય સદ્‌ગુરુના કહેવા મુજબ તેમણે આપેલો તપ લેખે પહોંચાડે છે-તે પ્રમાણે તપ કરે છે. ”

હવે આચાર્યનું કંઇક કર્તવ્ય જણાવે છે:—

૧૪. “ દેશ ( માળવાદિક ), ક્ષેત્ર, ( રૂક્ષ-અરૂક્ષ-ભાવિત-અભાવિતાદિ ) ઉપલક્ષણથી ગુરુ, ગ્લાન, બાળ, વૃદ્ધ, અતિથિ પ્રમુખ યોગ્ય દ્રવ્ય અને દુર્ભિક્ષાદિક કાળને જાણીને આચારાંગાદિક સૂત્રોક્ત વિધિવડે વસ્ત્ર, પાત્ર અને સ્ત્રી, પશુ, પંડક-નપુંસક વગરનો ઉપાશ્રય ઠીક સંગ્રહી રાખે (તેવા ઉપાશ્રયમાં જ રહે), સુસાધુ

અને સાધ્વીઓનું સારી રીતે સંરક્ષણ કરે, તેમ જ સૂત્ર-અર્થ-તદુભયનું યથાર્થ ચિંતવન કરે અને સુવિનીત શિષ્યવર્ગને ભણાવે, પરંતુ અવિનીત-દુર્વિનીત શિષ્યને દોષાપત્તિના કારણથી ભણાવે નહિ એવા દીર્ઘદર્શી સુગુણ આચાર્યને મોક્ષમાર્ગવાહી કહ્યા છે."

હવે મોક્ષમાર્ગભંજક આચાર્યના લક્ષણ બતાવે છે--

૧૫-૧૬. "જે આચાર્યાભાસ યથાવિધિ જ્ઞાનાદિકના ઉપગરણોનો તેમ જ સુશિષ્યોનો તેમના સંરક્ષણવડે સંગ્રહ ન કરે, તેમને આહારપાણી પ્રમુખ તેમ જ જ્ઞાનપ્રમુખની પ્રાપ્તિ થાય તેવો ટેકો ન આપે, વળી સાધુ-સાધ્વીને દીક્ષા આપી, તેમને આઠ પ્રવચનમાતાનું પાલન કરવાનું સહેજે સૂઝે તેવી સમાચારી નિઃસ્વાર્થપણે ન શિખવે, તેમજ સુવિનીત, અર્થી સાધુસમુદાયને પણ સૂત્રાર્થ ન ભણાવે તેમને અયોગ્ય જાણવા. પોતે બાળ-અજાણ શિષ્યોને, તથા વૃદ્ધ-મોટી સાધ્વી હોય તે બાળ-અજાણ શિષ્યાઓને, વાછરડાને ગાય જેમ જીભવડે ચાટે છે તેમ ચાટે, ચુંબનાદિક મોહવર્ધક ચેષ્ટા કરે; પરંતુ યથાર્થ મોક્ષમાર્ગ ન બતાવે-ન શિખવે અને શિખવતા હોય તો તેને નિવારે તેવા આચાર્યને તથા તેવી વૃદ્ધ-મોટી સાધ્વીને જિન-શાસનના વૈરી જાણવા."

હવે અસદ્દગુરુ અને સદ્દગુરુનું સ્પષ્ટ સમજાય એવું કંઇક સ્વરૂપ બતાવે છે.

૧૭. "જીભવડે ચાટતા અર્થાત્ માત્ર બાહ્યહિત કરતા આચાર્ય કલ્યાણકારી નથી. જે ગુરુ પાસે રહેતાં હિતમાર્ગમાં પ્રવર્તનરૂપ અથવા સ્વકર્તવ્યનું સ્મરણ કરાવવારૂપ **સારણા**

ન હોય, અહિતથી નિવારવારૂપ **વારણા** ન હોય, સંયમ યોગમાં સ્ખલિત થયેલ શિષ્યને 'તમારી જેવાને આમ કરવું અયુક્ત છે' ઈત્યાદિ વચનવડે પ્રેરણારૂપ **ચોયણા** ન હોય, તેમ જ તથારૂપ પ્રસંગે પુનઃ પુનઃ પ્રેરણારૂપ **પડિચોયણા** કરાતી ન હોય તેમની પાસે ગમે તેટલું રહેતા છતાં કલ્યાણ ક્યાંથી થાય ? અર્થાત્ ન જ થાય.

પરંતુ જે સુગુરુ સમીપે સંયમયોગ સાધતાં સારણા–વારણાદિક કાયમ સદૈવ થતાં હોય, તે કદાચ દંડ કે દોરાથી તાડન કરતા હોય તો પણ તેને ભલા–કલ્યાણકારી જાણવા."

હવે શિષ્યનું નિર્ગુણપણું દર્શાવે છે.

૧૮. "નિદ્રા–વિકથાદિક પ્રમાદરૂપ મદિરાવડે જેનું તત્ત્વજ્ઞાન ઢંકાઇ–દબાઈ ગયું છે તેવો અને **શેલક આચાર્ય**ની પેઠે સામાચારીનો ભંગ કરનાર પોતાના ધર્મોપદેશક ગુરુને જે હિતોપદેશ આપી સન્માર્ગમાં ન સ્થાપે તેવો સ્વહસ્તદીક્ષિત શિષ્ય પણ શત્રુરૂપ સમજવો. **પંથક–પથિક–મુનિની** જેમ સતત વિનયોપચારવડે પતિત ગુરુને પુનઃ માર્ગમાં સ્થાપનાર સુશિષ્યની બલિહારી છે."

સુશિષ્ય હોય તે પ્રમાદગ્રસ્ત ગુરુને શી રીતે બોધ કરી માર્ગને વિષે આણે ? તે કહે છે:—

૧૯. "હે **સ્વામિન્ !** આપના જેવા પુરુષ પણ જો પ્રમાદવશ થઇ જાય તો પછી અપાર સંસારસાગરમાં પડતા મંદભાગી એવા અમને આપ પૂજ્ય સિવાય બીજા કોનો આધાર ? ઘરબાર તજી આપના શરણે આવેલા અમારે આપ

વગર બીજા કોનો આશરો લેવો ? અમને ભવદુઃખમાંથી કોણ છોડાવે ? ”

૨૦. “ વળી જિનશાસનમાં સાર–પ્રધાન ત્રણે જ્ઞાનાચાર, દર્શનાચાર અને ચારિત્રાચાર તેમજ વળી તપાચાર અને વીર્યાચારને વિષે સાધુગણને, શ્રોતાગણને અને પોતાને સ્થાપવા–સ્થિર કરવા જે ખંતભરી પ્રેરણા કરે તેમને જ તીર્થંકર ગણધર પ્રમુખ આપ્તજનોએ **ગણિ** કે **આચાર્ય** તરીકે વખાણ્યા છે તે પદને આપે સાર્થક કરવું જોઈએ ”.

૨૧. “ પિંડ (ચાર પ્રકારનો આહાર), ઉપધિ (સંયમ–ચારિત્ર પાળવામાં ઉપયોગી ઉપગરણો ) અને વસતિ ( રહેવાનું નિવાસ-સ્થાનાદિ ) એ ત્રણે વસ્તુ ઉદ્‌ગમ, ઉત્પાદના અને એષણા દોષ રહિત સંયમની રક્ષા અર્થે શુદ્ધમાન ગવેષી લેવાનો ખપી ચારિત્રવાન હોય. આધાકર્માદિ સોળ દોષ પ્રાયઃ ગૃહસ્થથી જ ઉત્પન્ન થાય છે તેનો અને ગૃહસ્થ તેમ જ સાધુ બન્નેથકી ઉપજે છે તે શંકિતાદિક દશ એષણા દોષો સુચારિત્રવાન સાધુજનો જરૂર તજવાનો ખપ કરે, તો જ તેમનું ચારિત્ર સુરક્ષિત રહે. ”

સન્માર્ગદર્શક આચાર્યનું સ્વરૂપ કહે છે.—

૨૨. “ જેના હૃદયરૂપ દ્રહમાં પડેલી ગુહ્ય વાત સ્રવી ન શકે–જાહેર થઈ ન શકે, એવા ગંભીર અને આગમવ્યાખ્યા-નાદિક સઘળાં કાર્યોમાં સર્વ પ્રકારે સમદષ્ટિ રાખનાર આચાર્ય મહારાજ, બાળવૃદ્ધ સાધુઓથી ભરેલા ગચ્છને ચક્ષુની પેઠે બચાવી શકે છે. જેમ ચક્ષુ ખાડાદિકમાં પડતા જંતુઓને–જીવોને બચાવી શકે છે તેમ સર્વ પ્રકારે સમદષ્ટિ આચાર્ય મહારાજ દુર્ગતિના ખાડામાં પડતા ગચ્છનું ભલી રીતે રક્ષણ કરી શકે છે.”

હવે તેથી ઊલટા માર્ગે વહેતા આચાર્યનું સ્વરૂપ કહે છે:—

૨૩-૨૪. "જે તત્ત્વજ્ઞાન રહિત છતાં સુખશીલતાદિક ઢીલાપણાના લક્ષણોવડે સ્વઆશ્રિત મુનિઓના વિહારને ઢીલો કરે છે તે સંયમયોગવડે નિઃસાર અને કેવળ દ્રવ્યલિંગધારી છે એમ જાણવું. વળી જે ઘર, ગામ, નગર અને રાજ્યસાહેબી તજીને પાછો તેના જ વિષે મમતા કરે અને નિશ્ચયે-નક્કી 'તે બધાં મારાં છે' એમ માને તે સંયમયોગવડે નિઃસાર-શૂન્ય અને કેવળ લિંગધારી ( દ્રવ્યસાધુ વેષને જ ધરનાર ) છે, એમ સમજવું".

હવે ત્રણ ગાથાઓવડે સન્માર્ગગામી ઉત્તમ આચાર્યનું સ્વરૂપ કહે છે:—

૨૫-૨૭. "આગમોક્ત ન્યાયે જે આચાર્ય, ઉપાધ્યાય, સ્થવિર, પ્રવર્તકાદિક શિષ્યોને સારણા-વારણાદિક કરે છે, તેમ જ સૂત્ર અને તેના અર્થ પણ શિખવે છે અને નય-નિક્ષેપાદિકનું જ્ઞાન કરાવે છે, તે ધન્ય, કૃતપુન્ય, જિનાજ્ઞાપ્રતિપાલક અને કુમતિ વિગેરે દોષોને દૂર કરી સન્માર્ગમાં સ્થાપવાવડે ખરા બંધુ તથા તત્ત્વજ્ઞાન દેવાવડે સંયમમાં દૃઢ કરવાથી અનુક્રમે સકળ કર્મ આવરણના અભાવરૂપ વાસ્તવિક મોક્ષના દાતા બને છે."

"જે મહાનુભાવ આચાર્યપ્રમુખ સર્વજ્ઞકથિત રત્નત્રયી અનુષ્ઠાન યથાસ્થિત બતાવે છે તેમને કુમતિપડલ દૂર કરવાવડે ભવ્યજનોના નેત્રરૂપ વખાણ્યા છે. જે આચાર્ય મહારાજ ભવ્યજનોને જિનેશ્વર પ્રભુનું અનેકાંત દર્શન ભાવોલ્લાસથી પ્રકાશે છે તે તીર્થંકર સમાન ઉપગારી છે; પરંતુ **જમાલિની** પેઠે

પ્રભુની પવિત્ર આજ્ઞાને ઉલ્લંઘન કરતા હોય તો તે અધમ પુરુષની ગણનામાં આવે છે, ઉત્તમ પુરુષોની ગણનામાં આવી શકતા નથી ”.

હવે કેવા આચાર્યો આજ્ઞાનું ઉલ્લંઘન કરનારા હોય છે તે જણાવે છે:—

૨૮. “ જ્ઞાનાચારાદિક બધા આચાર જેના ઢીલા-લૂલા થઈ ગયા છે તે ભ્રષ્ટાચાર **અધમાચાર્ય**, આચારભ્રષ્ટ થયેલા, સંયમમાં શિથિલ બની ગયેલા સાધુ-સાધ્વીઓની ઉપેક્ષા કરનાર-તેમને નહીં નિવારનાર **મંદ ધર્માચાર્ય**, તેમ જ ઉત્સૂત્રાદિક પ્રરૂપવામાં પ્રવૃત્ત **અધમાધમ આચાર્ય**. એ ત્રણે પ્રકારના આચાર્યો રત્નત્રયીરૂપ મોક્ષમાર્ગનો વિનાશ કરનારા છે”.

એવા આચાર્યોના કહ્યા મુજબ જેઓ ચાલે છે તેનું ફળ દર્શાવતા શાસ્ત્રકાર કહે છે:—

૨૯. “ આગમ વિરુદ્ધ પ્રરૂપણા કરનારા અને જિનોક્ત માર્ગને દૂષિત કરનારા આચાર્યોએ કહેલાં અનુષ્ઠાનને જે જાતે કરે, કરાવે ને અનુમોદે છે તે હે **ગૌતમ** ! પોતાને સંસારમાં રઝળાવે છે ”.

૩૦. “ કુમતિ કદાગ્રહથી ભરેલા એક પણ આચાર્ય કે સાધુ, જેમ નબળો તારો-તરવાવાળો પોતાની પૂંઠે લાગેલા ઘણાએક માણસોને અને પોતાને, નદી વગેરે જળાશયમાં બોળે છે-ડુબાડે છે તેમ તેની પાછળ અનુસરનારા અનેક ભવ્યજનોને અને પોતાને પણ ભવસાગરમાં ડુબાડે છે ”.

ઉન્માર્ગસ્થિત આચાર્યો અને સાધુઓને શું પરિણામ આવે છે તે કહે છે:—

૩૧. “ હે **ગૌતમ!** ઉન્માર્ગગામીના માર્ગમાં અથવા ઉત્સૂત્રપ્રરૂપણાદિક ઉન્માર્ગમાં લાગેલા અને સન્માર્ગનો લોપ કરનારા સાધુઓ તેમ જ આચાર્યોને અનંત સંસારપરિભ્રમણ કરવું પડે છે ”.

કોઈ કદાચ પ્રમાદવશ જિનોક્ત ક્રિયા કરી ન શકે પણ ભવ્યજનોને જિનમાર્ગ યથાર્થ બતાવે તે પોતાને કયા માર્ગમાં સ્થાપે? અને તેથી વિપરીતની શી સ્થિતિ થાય? તે જણાવે છે:-

૩૨. “ આજ્ઞાશુદ્ધિવાળા સુવિહિત–સુસાધુ પંથને સરલભાવે પ્રકાશનાર પોતાના આત્માને **સંવિજ્ઞપાક્ષિક** નામના સાધુ અને શ્રાવકપક્ષની અપેક્ષાએ ત્રીજા પક્ષમાં સ્થાપે છે અને બીજા ઉત્સૂત્રભાષક તેમજ સાધુદ્વેષી તો ગૃહસ્થધર્મથી તેમ જ સાધુધર્મથી ચૂકે છે–ઉભયભ્રષ્ટ થાય છે ”.

**સંવિજ્ઞપાક્ષિક**નાં લક્ષણ નીચે મુજબ કહ્યાં છે:—

“ ભવ્યજનો આગળ શુદ્ધ સાધુધર્મ વખાણે, પોતાના હીનાચારને કવખોડે, સુતપસ્વી જનોની આગળ પોતે સહુથી લઘુ થઇને રહે, સુસાધુ જનોને પોતે વંદન કરે પણ વંદાવે નહિં, દ્વાદશાવર્ત વંદનથી પોતે વાંદે પણ તેમની પાસે વંદન કરાવે નહીં, અન્યને ધર્મબોધ આપી પોતાને માટે દીક્ષિત ન કરે, પરંતુ સુસાધુ જનોની સેવામાં અર્પણ કરે, તેમની પાસે દીક્ષા અપાવે તેમને **સંવિજ્ઞપાક્ષિક** કહેવા. ”.

જો ઉત્સૂત્રભાષક તથા સાધુદ્વેષી ઉભયભ્રષ્ટ બને છે, તો પછી શું કરવું ઘટે ? તેનો ખુલાસો શાસ્ત્રકાર પોતે જ કરે છે:—

૩૩. "જો કે જિનોક્ત–સર્વજ્ઞભાષિત ક્રિયાકલાપને યથાર્થ રીતે મન, વચન, કાયાની પવિત્રતાપૂર્વક આચરવાનું તારાથી બની શકતું ન હોય તો પણ જેવું વીતરાગ દેવોએ સત્ય કથન કર્યું છે તેવું સર્વ શક્તિથી નિર્ભયપણે નિરૂપણ કરવું, તેમાં સંકોચ કરવો નહીં."

પ્રમાદશીલ એવા આચાર્યાદિક સાધુજનોને શુદ્ધ પ્રરૂપણા-વડે શો લાભ થાય ? તે જણાવે છે:—

૩૪. "સાધુયોગ્ય ક્રિયાકલાપ કરવામાં પોતે શિથિલ હોય તેમ છતાં નિર્દોષ ચરણકરણની નિષ્કપટપણે પ્રશંસા કરનાર અને કશી વાંચ્છા વગર ભવ્યજનો આગળ શુદ્ધ પ્રરૂપણા કરનાર, જ્ઞાનાવરણીયાદિક કર્મને પાતળા પાડે છે અને જન્માંતરમાં જિન-ધર્મની પ્રાપ્તિ સુખે કરી શકે છે, એટલે **સુલભબોધિ** થઇ શકે છે."

હવે **સંવિજ્ઞપક્ષી**—સંવેગ પાખીનું સંવેગી સાધુ પરત્વે કંઇક કર્તવ્ય દર્શાવતા છતાં શાસ્ત્રકાર કહે છે—

૩૫. "ભવભીરૂ મહાપુરુષોએ સેવેલા ને પ્રકાશેલા સંયમ માર્ગનું સાવધાનપણે સેવન કરનારા સુસાધુજનોનું વાત્સલ્ય ઔષધ–ભેષજાદિકવડે પોતે કરે, કરાવે અને અનુમોદે તે **સંવેગપક્ષી** આરાધક જાણવો, અંતરંગ ભાવવડે સેવાભક્તિ કરવારૂપ વાત્સલ્ય સમજવું તથા અનેક વસ્તુ સંયોજિત હોય તે ઔષધ અને તે વગરનું હોય તે ભેષજ સમજવું. અથવા હરડે પ્રમુખ ઔષધ અને પેયાદિક ભેષજ સમજવું.

એમ અનેક વસ્તુવડે જરૂર પડતાં ઉત્તમ સાધુજનોની સેવા-ભક્તિનો લાભ સંવેગપક્ષી સાધુઓ લહી શકે. " વળી—

૩૬. " સ્વર્ગ, મૃત્યુ અને પાતાળવાસી જનો જેમના ચરણ-કમળને નમી રહ્યા છે એવા અને દુર્ધર માનનું મર્દન કરી સમયાનુસાર જિનમાર્ગને સાવધાનપણે દીપાવનારા—શોભાવનારા સંવેગપક્ષી સાધુજનો પૂર્વે અનેક થઈ ગયા છે, વર્તમાનકાળે વિદ્યમાન છે અને ભવિષ્યકાળમાં થશે કે જેઓ પરોપકાર કરવામાં સદા ય લક્ષ રાખી પોતાનો સમય વ્યતીત કરતા રહે છે. પોતે દીક્ષાપર્યાયમાં ગમે તેટલા મોટા હોય તેમ છતાં રત્નત્રયીનું આરાધન કરવા ઉજમાળ એવા અલ્પ પર્યાયવાળા સાધુઓની પણ સેવા નિરભિમાનપણે ઉત્સાહથી કરે છે, કરાવે છે અને અનુમોદે છે. શુદ્ધ ચારિત્રધર્મની સદા પ્રશંસા કરે છે અને પોતાથી બને તેટલી તેની સેવા પણ કરે છે, તેવા સંવેગ-પક્ષી સાધુઓને પૂજ્ય જાણવા. "

જે નથી કરી શકતા સ્વહિત કે નથી કરતા પરહિત તેવા ગુણહીનોનું સ્વરૂપ કહે છે—

૩૭. " હે **ગૌતમ** ! ભૂત, ભવિષ્ય ને વર્તમાન કાળમાં પણ એવા કેટલાક આચાર્યપદ નામધારક સાધુઓ હોય છે કે જેમનું નામ લેતાં પણ નિશ્ચે પાપ લાગે, તો પછી તેમના પરિચયનું તો કહેવું જ શું ? " તેનો વિશેષ અધિકાર મહા-નિશીથ સૂત્રના પાંચમા અધ્યયનથી જાણી લેવો.

૩૮. કહ્યું છે કે—જેમ નોકર—ચાકર તેમજ હાથી, ઘોડા ને વૃષભાદિકને બરાબર કેળવી કાબૂમાં રાખ્યા વગર તે ઉન્મત્ત—

સ્વેચ્છાચારી બની જાય છે, તેમ શિષ્યો ને શિષ્યાઓ પણ પ્રસંગે પ્રસંગે પૃચ્છા, પ્રતિપૃચ્છા ને ચોયણાદિક વગર સ્વેચ્છાચારી બની જાય છે; તેથી જ આચાર્ય સ્વશિષ્યોને તથા મહત્તરા પોતાની શિષ્યાઓને સદાકાળ પ્રતિપૃચ્છાદિકવડે શિખામણ આપી કેળવીને કાબૂમાં રાખવા પ્રયત્નશીલ રહે છે–કાબૂમાં રાખે છે.

૩૯. જે આચાર્ય, ઉપાધ્યાય ને ગણાવચ્છેદકાદિક જવાબદાર ગણાતા નેતા–વડીલ પુરુષ રાગ, દ્વેષ અથવા પ્રમાદરૂપ દોષ તેમ જ આળસ, મોહ, અવજ્ઞાદિકવડે શિષ્યવર્ગને સંયમ અનુષ્ઠાનમાં પ્રેરણા-સારણા, વારણા, ચોયણાદિક ન કરે તેને જિનાજ્ઞાના વિરોધક જાણવા.

૪૦. હે **શિષ્ય** ! સંક્ષેપથી ગુરુનાં લક્ષણ મેં વર્ણવ્યા. હવે સાધુસમુદાયરૂપ ગચ્છના લક્ષણ સંક્ષેપથી કહું છું તે હે બુદ્ધિશાળી વિનેય ! તું સાવધાનપણે સાંભળ.

૪૧. "જે સૂત્ર, અર્થ અને ઉભયમાં કુશળ હોય તથા અત્યંત સંવેગવાન, વૈયાવચ્ચાદિ કરવામાં ઉદ્યમી, દૃઢવ્રતી, નિર્દોષી, ચારિત્રવાન અને સદા ય રાગ, દ્વેષ કષાય રહિત હોય." વળી

૪૨. "આઠે મદ જેના ગળી ગયા હોય, કષાય પાતળા પડી ગયા હોય, તથા જિતેન્દ્રિય હોય તેવા સુગુણ છદ્મસ્થની સંગાથે પણ કેવળી ભગવાન (સુદ્ધાં) વિહાર કરે છે, એથી વિપરીત લક્ષણવાળા સંગાથે વિહાર ન કરવો એમ શાસ્ત્રકાર કહે છે."

૪૩. "હે **ગૌતમ** ! જે સાધુઓ શાસ્ત્રના પરામર્શને પામ્યા ન હોય, આચારાંગાદિક સૂત્રોના રહસ્યથી અજાણ હોય, તેથી

તે દુર્ગતિના માર્ગે દોરી જાય માટે એવા સાધુઓથી વેગળા રહેવું અને ગીતાર્થ પુરુષનો સકળ ઉપદેશ સુખકારી થાય છે માટે એમના સંસર્ગમાં રહેવું. "

૪૪-૪૫. " ગીતાર્થના વચનથી તરત મરણ નીપજાવે એવું હળાહળ ઝેર સર્વથા શંકા વગર પી જવું અથવા ઝેરની ગોળી ખાઇ જવી ( સારી કહી છે; ) કેમકે ખરી રીતે તે વિષ નહીં, પણ નિશ્ચે તે વિઘ્ન વગરનું અમૃત-રસાયણ જ હોય છે, કારણ કે તે વિષ ખાનારને મારતું નથી અને કદાચ તેથી મરણ નીપજે તો પણ વાસ્તવિક તે અમૃત જેવું જ જાણવું." અહીં ગીતાર્થ અને સંવેગી એવા ધર્માચાર્ય જ લેવા કે જે સમગ્ર જ્ઞાન-ક્રિયાથી ગીતાર્થ અને સંવેગયુક્ત જ હોય. એથી વિપરીત અગીતાર્થની હકીકત જણાવે છેઃ—

૪૬. " અગીતાર્થના વચને અમૃત પણ ન પીવું, કેમકે અગી-તાર્થ પોતે દોષિત હોવાથી તે અમૃત જેવું ફળદાયક ન જ હોય."

૪૭. " ખરી રીતે તો તે અમૃત નહીં પણ નિશ્ચે હળાહળ ઝેર જ હોય છે; કેમકે તે વડે અજરામર થવાતું નથી પણ તત્કાળ મરણ નીપજે છે. "

૪૮. " અગીતાર્થ અને કુશીલ તથા પાસત્થાદિકનો સંગ મન, વચન અને કાયાવડે વર્જવો. રસ્તામાં ચોરની પેઠે એ બધા મોક્ષમાર્ગમાં વિઘ્નકારક જાણવા. "

૪૯. " પ્રજ્વલિત ધગધગતા અગ્નિને દેખી, નિઃશંકપણે તેમાં પેસી પોતાની જાતને ભલે બાળી નાંખવી, પણ કુશીલ

અગીતાર્થનો સંગ ન જ કરવો, એટલું જ નહીં પણ તેના આશ્રિત સાધુનો પણ સંગ ન કરવો."

૫૦ "હે **ગૌતમ!** તમારી જેવાને આમ કરવું અયુક્ત છે' એમ સ્વઆચાર્યાદિકે પ્રેરણાદિ કર્યા છતાં શિષ્યો જેમાં રાગ, દ્વેષ અને ક્રોધ કષાયના ધખારાવડે અગ્નિની પેઠે ધગધગાયમાન રહે, ને છેવટે લેશ માત્ર પસ્તાવો ન કરે તે ગચ્છ ન કહેવાય. ત્યારે ખરો વાસ્તવિક ગચ્છ કેવા લક્ષણવાળો હોય તે કહે છે:—

૫૧ "મહાપ્રભાવશાળી સાધુસમુદાયરૂપ ગચ્છમાં વાસ કરનાર મુનિઓને વિશાળ કર્મનિર્જરા અથવા સર્વ કર્મક્ષયરૂપ મોક્ષ પણ થાય છે, તથા તેવા ગચ્છમાં વસતાં સારણા, વારણા અને ચોયણાદિક જાગૃતિવડે દોષની પ્રાપ્તિ થતી નથી."

૫૨. "સર્વ સાધુઓ પોતાના આચાર્યના આશય પ્રમાણે ચાલનારા, સુવિનીત, ગમે તેવા પરિષહોથી અડગ રહેલા વજ્રસ્વામી જેવા ધીર, નિરભિમાની, સંતોષશાળી, રસગારવાદિ રહિત, અને વિરુદ્ધ કથાકથનરૂપ વિકથાથી દૂર રહેનારા હોય છે." વળી

૫૩. "ગજસુકુમાળની જેવા ક્ષમાવંત, શાલિભદ્રાદિની જેવા જીતેન્દ્રિય, સ્થૂલભદ્ર મુનિ જેવા બ્રહ્મચારી, જંબૂસ્વામી જેવા સંતોષી અને અયમત્તાકુમારના કાળે થયેલા ઉદાયી પ્રમુખ જેવા સંવેગી ( વૈરાગ્યભીના ) તથા ઇચ્છા–મિચ્છાદિક દશવિધ સામાચારી, આવશ્યક કરણી અને સંયમયોગનું સેવન કરવા સાવધાન રહે છે."

૫૪. "ખર ( આકરી ), પરુષ ( કઠોર ) ને કર્કશ ( કરવત જેવી અસહ્ય ) એવી અનિષ્ટ, દુષ્ટ ને નિર્દય વાણીવડે કરાતી

નિર્ભ્રંછનાથી અને નિવાસસ્થાન કે ગચ્છાદિકના બાહિષ્કારથી જે કોપતા નથી–પ્રદ્વેષ કરતા નથી તે સુસાધુઓ ગચ્છ યોગ્ય છે.” વળી

૫૫. “ જે ગચ્છવાસી સાધુઓ કંઠગત પ્રાણ જેવી સ્થિતિમાં પણ અપકીર્તિ થાય એવું કે અપજશ થાય એવું કશું **અકાર્ય કે શાસનનો ઉડ્ડાહ થાય** એવું કામ કરતા જ નથી તે ધન્ય ને કૃતપુન્ય છે. ”

૫૬. ગુરુગત કાર્ય કે અકાર્ય સંબંધે સકારણ કે અકારણ, આચાર્યમહારાજ કઠણ, કર્કશ, દુષ્ટ ને નિર્દય વચન શિષ્યોને કહે, ત્યારે સુવિનીત શિષ્યો ‘ **તહત્તિ** ’ કહે. એટલે સિંહગિરિ-સૂરિના શિષ્યોની પેઠે ગુરુનું વચન પ્રમાણ કરે તેને હે ગૌતમ ! તું ગચ્છ સમજ. ”

૫૭. “ વસ્ત્રપાત્રાદિક વિષે જેમની મમતા ટળી ગઈ છે અને સ્વશરીરને વિષે પણ મેઘકુમારની પેઠે સ્પૃહા રહિત થયા છતાં બેંતાલીશ દોષ રહિત આહાર ગવેષવામાં કુશળ હોઈ સંયમ-યાત્રાના નિર્વાહ પૂરતા શુદ્ધ આહારથી જ જેઓ નિજ ઉદર-પૂર્તિ કરે છે અથવા ગુરુ ગ્લાનાદિક યોગ્ય આહાર ગવેષી લાવવામાં અને તેનું રક્ષણ કરવામાં જેઓ કુશળ અને નિઃસ્પૃહી ( સ્પૃહા રહિત ) હોય છે.”

૫૮. “તેઓ ઉદરપૂર્તિ પૂરતો આહાર કરે છે તે પણ રૂપ, રસની વૃદ્ધિ માટે નહીં, શરીરની કાન્તિ વધારવાને નહીં, તેમજ કામ–વિષયવાસનાની વૃદ્ધિ માટે નહીં, પરંતુ ગાડીને સુખે ચલાવવા જેમ તેનાં પૈડાંની નાભિને જરૂર પૂરતું તેલ ઉંજવામાં (મૂકવામાં) આવે છે તેમ કેવળ સંયમનો ભાર સુખે વહન કરવા–ચારિત્રના

નિર્વાહ પૂરતો આહાર ગચ્છવાસી સાધુઓ ગ્રહણ કરે છે. તે આહાર પણ છ કારણે લેવામાં આવે છે. તે કારણો અહીં જણાવે છેઃ-

૫૯. "ક્ષુધાવેદનાને સમાવવા માટે, ગચ્છગત ગુરુ, બાળ, ગ્લાન, વૃદ્ધ, તપસ્વી પ્રમુખની સુખે વૈયાવચ્ચ (સેવા-ભક્તિ) કરવા માટે, જતાં-આવતાં જયણા સાચવવા-ઉપયોગ જાગ્રત રાખવા માટે, સંયમ-વ્યાપારમાં સ્ખલના રહિત પ્રવર્તવા માટે, પ્રાણ-જીવિતની રક્ષા કરવા માટે, તથા સૂત્રાર્થના અનુચિન્તનની એકાગ્રતા માટે સાધુઓ આહાર કરે છે."

૬૦. "જે ગચ્છમાં વડીલ પ્રત્યે બહુમાનભર્યાં વચન-સંબોધનવડે દીક્ષાપર્યાયે મોટા નાના સ્પષ્ટપણે સમજાય તેમ બોલાતું હોય અથવા દીક્ષાપર્યાયથી કે ગુણથી વૃદ્ધ હોય તેમના આદેશ પ્રત્યે બહુમાન કરવામાં આવતું હોય, વળી જે ગચ્છમાં એક દિવસ માત્ર દીક્ષાપર્યાયે મોટો હોય તેના પણ વચનનું ઉલ્લંઘનાદિક થવા ન પામતું હોય; તેમજ દીક્ષાપર્યાયે લઘુતર છતાં જે ગુણવૃદ્ધ હોય તેની પણ હીલના ન કરતાં વજ્રસ્વામી પ્રત્યે સિંહગિરિસૂરિના શિષ્યરત્નોની પેઠે બહુમાનભર્યું વચન, સંબોધન અને વર્તન કરવામાં આવતું હોય તેને હે ગૌતમ! ગચ્છ સમજવો."

હવે શાસ્ત્રકાર આર્યા-સાધ્વીનો અધિકાર કહે છેઃ—

૬૧. "જે ગચ્છમાં આકરા દુષ્કાળ પ્રસંગે પ્રાણત્યાગ જેવી સ્થિતિમાં પણ એકાએક, સાધ્વીઓએ આણેલો અશનાદિક આહાર સાધુઓ ઉત્સર્ગ માર્ગે એટલે મુખ્ય વિધિમાર્ગે તો વાપરતા નથી જ, પરંતુ ક્વચિત્ અપવાદ માર્ગે તેવા જ કોઇ અનિવાર્ય કારણસંજોગે ક્ષીણજંઘાબળવાળા શ્રી અર્ણિકા-

**પુત્ર આચાર્યની** પેઠે વાપરે છે–ગ્રહણ કરે છે તેને હે ગૌતમ! મેં ગચ્છ કહ્યો છે.”

હવે ઉત્સર્ગ એટલે મુખ્ય વિધિમાર્ગે, સાધ્વીઓ સાથે વાત–વિકથાદિક પરિચય પ્રમુખ નિવારવા ગ્રંથકાર કહે છેઃ—

૬૨. “જે ગચ્છમાં જેમના દાંત પડી ગયા છે એવા વૃદ્ધ સાધુઓ પણ સાધ્વીઓ સંગાથે નિષ્કારણ વાર્તાલાપ કરતા નથી અને સ્ત્રીઓનાં અંગોપાંગને સરાગ દૃષ્ટિથી જોતા–ચિન્તવન કરતા નથી. એટલે સાવધાનપણે તેમના સંગ–પ્રસંગથી દૂર રહે છે, તેને હે ગૌતમ! તું ગચ્છ જાણ.” એ જ સંબંધમાં વધારે સાવચેતી રાખવા શાસ્ત્રકાર સહુ સાધુજનોને શિખામણ દે છેઃ–

૬૩. “ભો સાધુજનો! તમે તમામ પ્રમાદ ( સ્વેચ્છાચાર ) તજી દઇ, અગ્નિ ને વિષની જેવો અનર્થકારી સાધ્વીઓનો સંસર્ગ, એકાન્ત વાર્તાલાપ, પરિચયાદિક છંડો–ત્યાગો. કૂલવાલુક સાધુની પેઠે તેથી ચારિત્રપણાનો નાશ થાય છે; તથા સાધ્વીના કહ્યા પ્રમાણે ચાલનારો મુનિ થોડા જ સમયમાં અપયશ પામે છે–અનેક પ્રકારે લોકાપવાદને પાત્ર બને છે તેથી હે મુનિજનો! સાધ્વીઓનો સંસર્ગ તજો.”

૬૪.–૬૫. “વૃદ્ધ, તપસ્વી, બહુશ્રુત તથા સર્વમાન્ય એવા પણ સાધુની અપકીર્તિ સાધ્વીના ગાઢ પરિચયથી થવા પામે છે કે આ સાધુ સારા લક્ષણવાળા નથી, તો પછી બાળ–તરુણ, અબહુશ્રુત ( આગમબોધ રહિત ) અને વિકૃષ્ટ ( અટ્ઠમ ઉપરાંત ) તપ આચરણ પણ નહીં કરનારા સાધુ, સાધ્વીની સાથે નિષ્કારણ વિકથા પરિચય કરવાવડે શું લોકાપવાદ ન પામે? પામે જ.”

૬૬. "જો કે સાધુ પોતે દૃઢચિત્ત હોય તો પણ વધારે વધારે સાધ્વીના સંસર્ગમાં આવતાં અગ્નિ સમીપે ઘીની જેમ તેનું ચિત્ત જરૂર પીગળી જાય છે."

૬૭. "સર્વત્ર ગૃહસ્થ કે સાધ્વી પ્રમુખ સ્ત્રીસમુદાયને વિષે તથાવિધ વિશ્વાસ રાખ્યા વગર સદા સાવધાનપણે સંયમમાર્ગમાં પ્રવર્તનાર સાધુ નિર્દોષપણે બ્રહ્મચર્યને પાળી શકે છે; પરંતુ તેથી વિપરીતપણે ચાલનાર સ્વેચ્છાચારી સાધુ અમૂલ્ય બ્રહ્મચર્યને સાચવી શકતો નથી, પણ ગુમાવી બેસે છે."

૬૮. "સર્વ પદાર્થમાં મમતા રહિત સાધુ સર્વત્ર સ્વતંત્ર રહે છે, ક્યાંય પરતંત્ર બનતો નથી; પરંતુ સાધ્વીઓના કથન પ્રમાણે ચાલનાર સાધુ પરતંત્ર સેવક જેવો બની જાય છે."

આના સમર્થન માટે શાસ્ત્રકાર દૃષ્ટાન્ત કહે છે:—

૬૯. "જેમ ખેળમાં (શ્લેષ્મમાં) પડેલી માખી જાતે તેમાંથી છૂટી ક્યાંઇ જઇ શકતી નથી, તેમ સાધ્વીના સ્નેહપાશમાં બંધાયેલો સાધુ પણ તેમાંથી છૂટી બીજે ક્યાંઇ વિહાર કરી શકતો નથી."

૭૦. "સાધુને સામાન્ય જનોમાં સાધ્વી જેવી નિશ્ચે પાશ-બંધનમાં બાંધનારી બીજી કોઇ વસ્તુ નથી, તેથી ભવભીરુ સાધુજનોએ સદા ય ચેતતા રહેવાની જરૂર છે. અહીં શાસ્ત્રકાર અપવાદાપવાદ કહે છે. ફક્ત સંયમભ્રષ્ટ થયેલી સાધ્વીઓને સમયોચિત ઉપાયવડે શ્રુત–ચારિત્રરૂપ સંયમ–સમાધિ–ધમ સાથે જોડતો આગમવેદી સાધુ અબંધક–અશુભ કર્મબંધ નહીં કરનાર–આજ્ઞાનો અવિરાધક જાણવો. શ્રુતચારિત્ર ધર્મથી ચૂકેલી કોઇ સાધ્વીને દેખી, તેની પાસે ગચ્છોપદેશ પરિચયાદિ કરીને,

તેને શ્રુતચારિત્રરૂપ ધર્મ સાથે જોડી દે અથવા કોઇ મહા-આપત્તિમાં આવી પડેલી સાધ્વીને જોઇ તેને તેમાંથી બચાવી સંયમમાર્ગમાં સ્થિર કરી દે તેવા સમયવેદી સાધુને અબંધક જાણવા.”

પુન: શિક્ષાપ્રદાન અને સદ્‌ગુણ વર્ણનવડે ગચ્છનું સ્વરૂપ કહે છે:—

૭૧. “વચનમાત્રથી પણ ભ્રષ્ટ ચારિત્રવાળો કદાચ બહુ લબ્ધિયુક્ત હોય તો પણ શાસ્ત્રનીતિ મુજબ તેને ગુરુ તરફથી યોગ્ય શિક્ષા કરવામાં આવે છે તે ગચ્છ પ્રમાણ છે.”

૭૨. “જે ગચ્છને વિષે આહારી કે અણાહારી વસ્તુ રાત્રિએ રાખવારૂપ સંનિધિદોષ તથા ઔદ્દેશિક સાધુને ઉદ્દેશીને કરેલ આહારાદિક, અભ્યાહૃત–સામો આણેલો આહાર લેવારૂપ દોષ વિગેરે, તથા પૂતિકર્મ–જેમાં આધાકર્મવાળા આહારનો લેશમાત્ર પણ સ્પર્શ થયો હોય તેવા આધાકર્માદિક સોળ પ્રકારના ઉદ્‌ગમ દોષોના નામ લેતાં પણ ડરનારા અને કદાચ તેવો દોષિત આહારાદિક અનુપયોગે પાત્રમાં આવી ગયેલ હોય તો તે લક્ષગત થતાં પરઠવી તે આહારવાળા પાત્રાદિકને તથાવિધ જળવડે ત્રણ વાર કે સાત વાર સ્વસામાચારી મુજબ ધોઇ સાફ કર્યા બાદ જ તેનો ઉપયોગ કરે, એવો સાવધાન સાધુજનોનો સમુદાય જેમાં રહેતો હોય તે ગચ્છ પ્રમાણ છે.”

૭૩–૭૪. “વળી જેમાં સાધુજનો સિદ્ધાન્ત અનુસાર પ્રિય, પથ્ય ને સત્ય કહેનારા અથવા નિ:શંકાદિ સ્વભાવવાળા શાન્ત અને ગંભીર આશયવાળા, હાસ્ય અને પરોપહાસથી વિરમેલા,

વિકથાથી દૂર રહેનારા અને ગુરુની આજ્ઞાનો ભંગ વગેરે અન્યાયને તજી ગોચરભૂમિ અર્થે વિચરે-જ્ઞાનાદિ સત્ પ્રયોજને જ ભ્રમણ કરે, અથવા ધારેલા તથાવિધ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવરૂપ અભિગ્રહને માટે ફરે, વિવિધ પ્રકારના અભિગ્રહ અને દુષ્કર પ્રાયશ્ચિત્ત-તપ પ્રમુખ કરતાં મુનિજનોને દેખી દેવેન્દ્રોને પણ આશ્ચર્ય થાય એવા દુષ્કરકારી સાધુઓ જેમાં હોય તે ગચ્છ પ્રમાણ જાણવો."

હવે જીવરક્ષાદિક દ્વારવડે ગચ્છ-સ્વરૂપ કહે છે:-

૭૫. "વિવિધ પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ અને ત્રસ જીવોને મનથી પણ પીડા કરવામાં આવે નહીં-સર્વ જીવોને સ્વ-આત્મા સમાન ગણવામાં આવે તેવા સાધુસમુદાયને ગચ્છ લેખવો."

૭૬. "ખજૂરીની કે મુંજની સાવરણીવતી જે સાધુ ઉપાશ્રયને સાફ કરે-પ્રમાર્જે તેને જીવો પ્રત્યે અનુકંપા નથી, એમ હે ગૌતમ! તું બરાબર સમજ."

૭૭. "જે ગચ્છમાં ગ્રીષ્માદિક ઋતુઓ મધ્યે તૃષાથી ગમે તેટલા પીડા પામેલા મુનિઓ પ્રાણાન્તે પણ એક બિંદુમાત્ર તળાવ, કૂવા, વાવ કે નદી પ્રમુખનું સચિત્ત જળ ક્ષુલ્લક સાધુની પેઠે ગ્રહણ કરતા નથી, તે ગચ્છને સત્ય-પ્રમાણ જાણવો."

૭૮. "જે ગચ્છમાં સાધુઓ અપવાદ પ્રસંગે પણ શુદ્ધ-પ્રાસુક ( નિર્જીવ ) જળ સદા શાસ્ત્રોક્ત વિધિવડે ડહાપણથી ગ્રહણ કરવા ઇચ્છે છે તે ગચ્છ સત્ય-પ્રમાણ જાણવો."

૭૯. "જે ગચ્છમાં શૂળ, વિશૂચિકા કે બીજા અનેક પ્રકારના

જીવલેણ રોગ પેદા થયા છતાં, આષાઢાચાર્યની પેઠે મુનિઓ અગ્નિનો આરંભાદિક કરતા નથી તે ગચ્છ પ્રમાણ છે."

૮૦. "અને અપવાદરૂપ ખાસ જરૂરી પ્રસંગે (અશક્યપરિહારે) કેવળ સાધુવેષધારી સારૂપિક પાસે, તેના અભાવે સિદ્ધપુત્રની પાસે, તેના અભાવે ચારિત્ર તજેલા પશ્ચાત્કૃત પાસે, તેના અભાવે વ્રતધારી શ્રાવક પાસે અને તેના અભાવે ભદ્રક અન્ય દર્શની પાસે, શૂળ, વિશૂચિકા કે તેવા કોઇ જીવલેણ રોગના કારણે તેવી ખપપૂરતી જ અગ્નિની યતના કરાવે તે ગચ્છને પણ પ્રમાણ માનવો."

૮૧. "જળ સ્થળનાં (નાલબદ્ધ કે વૃંતબદ્ધ) ફૂલ, ધાન્યનાં બીજ, તથા વૃક્ષાદિકનાં મૂળ, પત્ર, અંકુર, ફળ, છાલ પ્રમુખ સચિત્ત વસ્તુનો સંઘટ્ટ કે પરિતાપ જે ગચ્છમાં સાધુઓ ન કરે તે ગચ્છને સત્ય-પ્રમાણ લેખવો."

૮૨. "હાસ્ય, બાળક્રીડા, કામકથાદિક કુચેષ્ટા, નાસ્તિકવાદ જે ગચ્છમાં કરવામાં આવતાં ન હોય, તથા વક્રગતિએ ગમન અથવા અકાળે કારણ વગર વર્ષાકલ્પ વિગેરેમાં ધોવું, વેગથી અશ્વની જેમ ચાલવું, વાડાદિકનું ઉલ્લંઘન, અથવા ક્રોધાદિકવડે અન્નપાણીનો ત્યાગ કરવો, વસ્ત્ર, પાત્ર, ઉપાશ્રય પ્રમુખ વસ્તુ ઉપર મમતા કરવી તેમજ પરમપૂજ્ય જનાદિકની નિંદા કરવી વિગેરે દોષોથી જ્યાં દૂર રહેવાતું હોય."

૮૩. "વળી જે ગચ્છમાં કંટક, રોગ, ઉન્મત્તાદિક પ્રબળ કારણ ઉત્પન્ન થયા વિના સાધ્વીના કર-ચરણનો સ્પર્શ દૃષ્ટિવિષ સર્પ કે પ્રજ્વલિત અગ્નિ કે ઝેરની જેમ વર્જવામાં આવે છે; અથવા

ગૃહસ્થ સ્ત્રીના હસ્ત–ચરણનો સ્પર્શ તથાવિધ કારણ ઉત્પન્ન થયા છતાં પણ દૃષ્ટિવિષ સર્પ કે પ્રજ્વલિત અગ્નિ કે ઝેરની જેમ વર્જવામાં આવે છે તે સત્ય ગચ્છ જાણવો.”

૮૪. “મહામોહરૂપ ઉન્માદનું કારણ જાણી, બાળકુમારિકા કે વૃદ્ધ નારી, પુત્રની પુત્રી, પુત્રીની પુત્રી કે બેન, માતા, પુત્રી કે સ્ત્રી પ્રમુખનો અંગસ્પર્શ જ્યાં કરવામાં ન આવે તે ગચ્છને હે ગૌતમ ! સત્ય–પ્રમાણ સમજવો.”

૮૫. “જે ગચ્છમાં સ્ત્રીનો કરસ્પર્શ સ્વયં આચાર્યાદિક પણ કરતા હોય તો તે ગચ્છને હે ગૌતમ ! નિશ્ચે મૂળગુણથી ભ્રષ્ટ થયેલ સમજવો.” અહીં અપવાદ પ્રસંગ કહે છેઃ—

૮૬. “જે ગચ્છમાં સાધ્વીએ દીક્ષા ગ્રહણ કર્યા પછી તેને કોઈ જીવલેણ વ્યાધિ ઉત્પન્ન થયો હોય તેવા કોઈ પ્રસંગે કે વિષમ વિહારાદિક પ્રસંગે અપવાદ સ્થાને પણ બૃહત્કલ્પાદિકમાં ભગવંતે અણકહેલું–નિષેધ કરેલું હોય તે પ્રકારે કરવામાં આવે અને અપવાદ સેવવો જ જ્યાં મહાલાભકારી હોય ત્યાં તેમ શાસ્ત્રોક્ત પ્રકારે કરવામાં ન આવે, જેથી પરિણામ વિપરીત આવે ને આજ્ઞાનો ભંગ થાય તેવો ગચ્છ પ્રમાણરૂપ ન લેખાય.”

૮૭. “અનેક લબ્ધિસંપન્ન, બીજા બહુગુણયુક્ત અને ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયા છતાં જે સાધુ પાંચ મહાવ્રતોરૂપી મૂળ-ગુણથી ભ્રષ્ટ થયેલ હોય તેને આચાર્યમહારાજ તિરસ્કાર કરીને સ્વગચ્છમાંથી દૂર કરે તે ગચ્છને સત્ય–પ્રમાણરૂપ લેખવો. થિણદ્ધિ નિદ્રાવશ અતિ દુષ્ટ સ્વભાવવાળા સાધુને પણ આચાર્ય નિજ ગચ્છમાંથી દૂર કરી દે તે ગચ્છ પ્રમાણ લેખાય છે.”

૮૮-૮૯. "જે ગચ્છમાં સોના-રૂપાનો, ધન-ધાન્યનો, કાંસાનો ને તાંબાના પાત્રોનો, સ્ફટિક રત્નમય ભાજનોનો, ખાટ પલંગાદિકનો, બેસવાની માંચી ને આકળાદિકનો તેમજ સછિદ્ર (પોલાં) પીઠફલકનો ઉપયોગ (ઉપભોગ) કાયમ કરવામાં આવતો હોય, તેમ જ વળી જ્યાં પહેલા તથા છેલ્લા જિનના તીર્થની અપેક્ષાએ સાધુયોગ્ય શ્વેત માનોપેત વસ્ત્રનો અનાદર કરી રક્ત (રંગેલા) વસ્ત્રોનો તથા લીલાં પીળાં વિવિધ ભાતવાળાં ને ભરત ભરેલાં વસ્ત્રોનો સદા નિષ્કારણ ઉપભોગ કરવામાં આવતો હોય તે ગચ્છમાં શી મર્યાદા હોવી સંભવે ? કશીએ નહીં." ઉક્ત સર્વ વસ્તુઓનો ઉપભોગ અનર્થકારી હોઈ તેનો નિષેધ દૃઢ કરતા શાસ્ત્રકાર કહે છે:-

૯૦. "જે ગચ્છમાં પરાયું પણ સોનું-રૂપું કોઈ ગૃહસ્થે ભય કે સ્નેહાદિકવડે અર્પણ કર્યું હોય તો પણ તેને હાથવતી લગારે સ્પર્શ કરે નહીં, તે ગચ્છ પ્રમાણ લેખવો."

૯૧. "જે ગચ્છમાં સાધ્વીઓને પ્રાપ્ત થયેલ પાત્રાદિક વિવિધ ઉપકરણોનો સાધુઓ વગર કારણે ઉપભોગ કરતા હોય; હે ગૌતમ ! તે ગચ્છ શાનો ?"

૯૨. "બળ બુદ્ધિને વધારનારાં પુષ્ટિકારી (પૌષ્ટિક) અને અતિ દુર્લભ ઔષધ-ભેષજ પણ સાધ્વીએ આણી આપેલાં જે ગચ્છમાં સાધુઓ સેવતા (વાપરતાં) હોય તે ગચ્છમાં શી મર્યાદા હોય ?"

૯૩. "જ્યાં એકલો સાધુ એકલી ગૃહસ્થ સ્ત્રી સંગાથે રાજ્યમાર્ગાદિકમાં ઊભો રહી વાતચીત કરે તે ગચ્છને અમે

નિર્મર્યાદ-લજ્જા વગરનો લેખીએ છીએ, તો પછી જ્યાં એકલી સાધ્વી સંગાથે છડેચોક મર્યાદા મૂકી વાતચીત કરવામાં આવે તેનું તો કહેવું જ શું ?"

૯૪. "દૃઢ ચારિત્રશીલ, નિઃસ્પૃહી, આદેયવચની, મહામતિવંત અને ગુણના ભંડારરૂપ મહત્તરા ( સર્વ સાધ્વીઓની સ્વામિની ) અથવા મહત્તરાના સ્થાને રહેલી વડેરી સાધ્વીને ચારિત્રધર્મમાં સુદૃઢ, આદેય વચની, સુનમ્ર ને ગુણના નિધાન એવા એક સમર્થ ( ભવભીરુ ) આચાર્ય સિવાય બીજો એકલો સાધુ સૂત્રાદિક ભણાવે તે અનાચાર જાણવો. તેવો ગચ્છ પ્રમાણરૂપ ન ગણાય."

૯૫-૯૬. "મેઘનો ગર્જારવ, અશ્વના ઉદરમાં રહેલો વાયુ તથા વિજળીની જેમ જેના હૃદય કળી ન શકાય એવી સાધ્વીઓ જ્યાં સ્વેચ્છા મુજબ આવ-જા કરે તે સ્ત્રીરાજ્ય છે પણ ગચ્છ નથી. વળી જ્યાં ભોજનસમયે સાધુઓની મંડળીમાં સાધ્વીઓ સ્વેચ્છા મુજબ આવતી હોય, તેને નિષેધવામાં આવતું ન હોય તો હે ગૌતમ ! તે સ્ત્રીરાજ્ય છે પણ ગચ્છમર્યાદા નથી."

હવે ઉત્તમ મુનિઓના સદ્‌ગુણની પ્રરૂપણા કરવાવડે સદ્‌ગચ્છનું સ્વરૂપ કહે છે:-

૯૭. "જે ગચ્છમાં, પરજનોના ક્રોધાદિક કષાયોવડે ધગધગાયમાન કરાયા છતાં પણ જેમ પાંગળો અતિશય સ્થિત છતો એક ડગ પણ ચાલી શકતો નથી તેમ અતિશય શાન્ત થયેલા મુનિજનોના કષાય, બીજો ગમે તેટલો પજવે તો પણ લગારે જાગતા-ઉદય પામતા નથી; તેમજ સચેતન થઇ સામાને દુઃખ-અશાન્તિ ઉપજાવતા નથી." વળી-

૯૮. "સુખદાયક સર્વજ્ઞકથિત ધર્મના અંતરાયથી બ્હીતા તથા સંસારભ્રમણ અને ગર્ભાવાસનાં દુઃખથી બ્હીતા મુનિજનો ક્રોધાદિક કષાયોને ઉદીરતા-જાગ્રત કરતા નથી તે ગચ્છ સત્ય-પ્રમાણરૂપ જાણવો."

૯૯. "વળી ગુરુગ્લાનાદિકના વૈયાવચ્ચાદિક કારણ પ્રસંગે કે વગર કારણે, કોઈ રીતે (ક્રોધાદિક કષાય) કષાયનાં કડવાં ફળ-પરિણામને જાણનારા મુનિજનોને કદાચ કષાય પેદા થવા પામે તો જે ગચ્છમાં ક્ષમાવડે કષાયને ખાળી નાંખી, એક બીજાને ખમાવવામાં-શાન્ત કરવામાં આવે છે તે ગચ્છ પ્રમાણ છે."

૧૦૦. "જે ગચ્છમાં દાન, શીલ, તપ ને ભાવનારૂપ ચાર પ્રકારના ધર્મના અંતરાયના ભયથી બ્હીતા ઘણા ગીતાર્થો-સૂત્રાર્થના જાણ સાધુપુરુષો હોય તેને હે ગૌતમ! તું ગચ્છ જાણ."

૧૦૧. "હે ગૌતમ! જે ગચ્છમાં ૧. ઘંટી, ૨. ઉખલ (ખારણીયો), ૩. ચુલો, ૪. પાણિયારું અને ૫. સાવરણી એ પાંચ અનેક અનાથ-અશરણ જંતુઓના વધસ્થાનોમાંનું એક પણ વધસ્થાન હોય તે અધમ સાધુના સમૂહરૂપ ગચ્છને તજી સારા ગચ્છનું શરણ લેવું."

૧૦૨. "જીવવધકારી ખારણીયા પ્રમુખ આરંભને કરનારા ગમે એવા ઊજળા વેશવાળા દંભી સાધુઓના ગચ્છને સેવવો નહીં, પરંતુ સમિતિ-ગુપ્તિરૂપ ચારિત્રગુણોવડે ઊજળા ઉત્તમ સાધુઓના સમુદાયવાળા ગચ્છને સેવવો અને તેમનું વૈયાવચ્ચાદિક ખરા પ્રેમથી કરવું."

૧૦૩. "જે ગચ્છમાં વેષાંવડંબક સાધુઓ પોતે સંજમભ્રષ્ટ

છતાં શાસનનો ઉડ્ડાહ કરાવતા અને આત્માને ક્લેશ ઉપજાવતા, મૂલ્યવડે વસ્ત્ર, પાત્ર, ઔષધ ને શિષ્યાદિક સ્વીકારે છે; તેમજ તે વસ્ત્ર–પાત્રાદિ બીજાને મૂલ્ય લઇને આપે છે અને અન્યદ્વારા ક્રય–વિક્રયાદિક કરાવે છે તથા તેમ કરનારની અનુમોદના–પ્રશંસાદિક કરે છે તેવા ગચ્છગત સાધુસમુદાયને હે ગુણસાગર શિષ્ય ! તું હળાહળ ઝેરની જેમ દૂર તજજે; કેમકે તેવા સંયમભ્રષ્ટ ગચ્છના સંગથી અને દુર્મતિવાળા સાધુઓના સંસર્ગથી, અગાધ સંસારમાં અનંતા જન્મ–મરણ કરવાં પડે છે. ”

૧૦૪. “હે ગૌતમ ! આરંભ–સમારંભોમાં મચી પડેલા, શાસ્ત્ર-સિદ્ધાન્તના વચનોથી અવળા ચાલનારા અને કામભોગમાં ગૃદ્ધ-લંપટ બનેલા એવા દુષ્ટ સાધુઓનો સંગ–સંસર્ગ તજીને, મન–વચન–કાયાથી સંયમ અનુષ્ઠાનને સેવનારા સુવિહિત સાધુઓમાં જઈ વસવું, જેથી આપણા સંયમની સુખે રક્ષા ને વૃદ્ધિ થઇ શકે.”

૧૦૫. “ તે માટે પવિત્ર રત્નત્રયીના આરાધનરૂપ મોક્ષપંથે ચઢેલા ગચ્છગત સાધુસમુદાયને સારી રીતે ( સર્વ પ્રકારે ) કુશાગ્ર બુદ્ધિથી તપાસીને, હે ગૌતમ ! ગુરુઆજ્ઞાથી તેમાં પક્ષ, માસ, વર્ષ કે જાવજ્જીવ વસવું. ”

૧૦૬. “ હે ગૌતમ ! જે ગચ્છમાં બાળવયવાળા અથવા નવ-દીક્ષિત શિષ્ય અથવા તરુણવયના સાધુ એકલા ઉપાશ્રયને સાચવી રાખે છે, તે ગચ્છમાં તીર્થંકર ગણધરની આજ્ઞારૂપી મર્યાદા ક્યાંથી હોય ? તેવો એકાન્તવાસ બહુ દોષકારી હોવાથી વધારે અમે કંઈ કહી શકતા નથી. ”

૧૦૭. “ જે સાધ્વીના સમુદાય મધ્યે બાળવયવાળી કે તરુણ-વયવાળી સાધ્વી અને નવદીક્ષિત સાધ્વી એકાકી ઉપાશ્રયમાં રહે

તે સાધ્વીચર્યામાં હે ગૌતમ ! બ્રહ્મચર્યની શી શુદ્ધિ–નિર્મળતા જળવાય ? કશી જ નહીં; કેમકે તેથી અનેક દોષો ઉપજવાનો સંભવ છે. ( વધારે માટે કહેવું જ શું ? ) ”

૧૦૮. “ જે ગચ્છમાં એકલી સાધ્વી રાત્રે બે હાથ જેટલી ભૂમિ પણ બહાર જાય તે ગચ્છની શી મર્યાદા લેખવી ? એથી શાસન ઉડ્ડાહાદિક અનેક દોષોનો સંભવ છે. ”

૧૦૯. “ હે ગૌતમ ! જે ગચ્છમાં મુખ્યતાએ એકલી સાધ્વી કે એકલો સાધુ પોતાના બંધુ કે બહેનની પણ સાથે બોલે–વાતચીત કરે તે ગચ્છને ગુણહીન જાણવો. એથી અનેક દોષોત્પત્તિનો સંભવ છે. ”

૧૧૦. “ જ્યાં ગૃહસ્થો સાંભળે તેમ સાધ્વી જકાર, મકાર વિગેરે ( શાસનની હેલના થાય તેવા ) ગાઢ સ્વરે બોલે તે વેષવિડંબક સાધ્વી સાક્ષાત્ પોતાના આત્માને ચાર ગતિરૂપ સંસારમાં પાડે છે. ”

૧૧૧. “જ્યાં સાધ્વી અતિશય ક્રોધાગ્નિથી પ્રજ્વલિત થઇ થકી તુચ્છ સાવદ્ય ભાષાથી ગૃહસ્થો સાથે કલેશ કરે છે તે ગચ્છને હે ગુણસાગર ગૌતમ ! સાધુયોગ્ય ગુણથી રહિત જાણવો. ”

૧૧૨. “ હે ગૌતમ ! જે સાધ્વી યોગ્ય શ્વેત–માનોપેત વસ્ત્ર તજીને વિવિધ ભરતાદિ યુક્ત અથવા આશ્ચર્યકારી બહુ-મૂલ્યવાળાં વસ્ત્ર વાપરે છે તેને સાધ્વી નહીં પણ શાસનનો ઉડ્ડાહ કરનારી વેષવિડંબક જાણવી. ”

૧૧૩. “ જે સાધ્વી ગૃહસ્થોનાં વસ્ત્રાદિક સીવી, તુણી કે ભરી આપે, તેમનાં ઘરબારની રક્ષા કરે અને પોતાને કે પરને તેલ,

ઘી કે દૂધની તરવતી ઉવટણું પણ કરે તેને પાસથ્થ–ઉસન્ન–કુશીલ–વિહારિણી ઇત્યાદિ દોષવાળી જાણવી. ”

૧૧૪. “ વળી જે વિલાસ સહિત ગતિવડે રાજમાર્ગાદિક મધ્યે વેશ્યાની પેઠે ભમ્યા કરે, તથા ઓશીકા સહિત બહાર ન દેખાય એટલા રૂવાળું સૂઇ રહેવાનું ( સંથારીઉં ) કરે, પીઠીવડે શરીરનું ઉવટણું કરે, તેમ જ સ્નાન–વિલેપનાદિક તથા નેત્રે અંજન અને દાંતે મંજનાદિક અનાચરણો કરે તેને પ્રભુએ સાધ્વી નથી કહી, પણ વેષવિડંબના કરનારી, જિનાજ્ઞાનું ખંડન કરનારી, શાસનની હેલના કરનારી, અનાચારિણી, સમ્યક્ત્વનો નાશ કરનારી, પ્રમાદથી ભરેલી, સાધુઓના ચિત્તને ક્ષોભ કરનારી અને ઉત્તમ સાધુના પુરુષાતનનો મદિરાની જેમ ભંગ કરનારી કહી છે. ”

૧૧૫. “ જે ગૃહસ્થોના ઘેર જઇ ગમે તે કથા ઇચ્છાનુસારે કરતી રહે અને સામા આવતા તરુણાદિકને વચનના આડંબરવડે સત્કારતી રહે તે સાધ્વી ગુરુ–ગચ્છ સંઘ–શાસનની શત્રુ સરખી છે. ”

૧૧૬. “ હે ગુણસાગર શિષ્ય ! જે મુખ્ય સાધ્વી રાત્રિસમયે વૃદ્ધ, તરુણ તેમ જ આધેડ વયવાળાને ધર્મકથા સંભળાવે તેને ગચ્છની વૈરિણી–શત્રુ સમી કહી છે, તો પછી બીજી સામાન્ય સાધ્વીનું તો કહેવું જ શું ? ”

૧૧૭. “ જે ગચ્છમાં સાધ્વીઓને પરસ્પર કોઇ સાથે કલેશ–કંકાસ કે નિંદા–ચૂગલીમાં ઊતરવું નથી પડતું અને ગૃહસ્થ

જેવી ખુશામતભરી સાવદ્ય ભાષા બોલવી નથી પડતી તે ગચ્છ સર્વશ્રેષ્ઠ જાણવો. ”

૧૧૮. “ જે અતિચારાદિક દોષ જેવો થયો હોય તેવો ગુરુમહારાજને જણાવે નહીં, તેમ જ દેવસી, પાખી, ચઉમાસી અને સંવચ્છરી અતિચારની આલોચના કરે નહીં; વળી જેમાં સ્વેચ્છાચારી સાધ્વીઓ મુખ્ય વડેરી સાધ્વીની આજ્ઞા માન્ય કરે નહીં તે ગચ્છ મોક્ષસાધક નહીં પણ પેટભરો છે. ”

૧૧૯. “ અષ્ટાંગ નિમિત્તાદિક અથવા યંત્ર–મંત્રાદિકનો પ્રયોગ કે પ્રરૂપણા જેમાં સાધ્વીઓ કરે છે, રોગી ને નવદીક્ષિત સાધ્વીઓની સંભાળ ઔષધ, ભેષજ, વસ્ત્ર, પાત્ર, જ્ઞાન, અભ્યાસાદિવડે કરતી નથી; ખાસ નહીં કરવા જેવું હોય તે અવશ્ય કરવા જેવું લેખી કરે છે અને ખાસ કરવા જેવું અતિ અગત્યનું કામ હોય તેની ઉપેક્ષા કે બેદરકારી કરે છે, એમ સ્વેચ્છાચારે ચાલે છે. ” વળી—

૧૨૦. “ કરવાની સંયમકરણી વેઠ ઉતારવાની જેમ જીવયતના વગર કરે, ગ્રામાંતરથી આવેલ થાકેલા ભૂખ્યા–તરસ્યા સાધ્વીઓની ભલા નિર્દોષ આહારપાણીવડે ભક્તિ બહુમાનપૂર્વક ન કરે, ચિત્રેલા વસ્ત્ર, પાત્ર, દંડ, કંબળ વિગેરે વાપરે તથા રજોહરણમાં અંદર બહાર પંચવર્ણા રેશમાદિવડે ચિત્રો કરે તે હે ગૌતમ ! આર્યા–સાધ્વીઓ નહીં પણ અનાર્યા જાણવી. ” તેમ જ વળી—

૧૨૧. “ ગતિ વિલાસાદિકવડે એવા હાવભાવ દેખાડે કે વૃદ્ધ સ્થવિર સાધુઓને પણ તત્કાળ મોહ–વેદોદય જાગે તો

પછી તરુણ વયના સાધુઓનું તો કહેવું જ શું ? હે સૌમ્ય ! તે સાધ્વીઓ નહીં પણ નટડીઓ જાણવી. ”

૧૨૨. “ વગર કારણે વારંવાર મુખ ને નેત્ર તથા પગ ને કાખને જળવડે સાફ કરે, તથા રાગના જાણકાર પાસેથી વસંત મલ્હારાદિક રાગ–રાગણીઓને શીખી લઈ એવા લલકારે કે જેથી તરુણ પુરુષોની અથવા બાળકોની શ્રોત્રેન્દ્રિય પરમ સંતોષને પામે, એમને આર્યા–સાધ્વી કોણ કહે ? કેમ કે સંયમ–આચારથી ઊલટું તેમનું વર્તન પ્રગટ દેખાય છે. ”

૧૨૩. “ જે ગચ્છમાં વૃદ્ધ–સ્થવિર સાધ્વી ને તરુણ વયવાળી સાધ્વી, પછી સ્થવિર–વૃદ્ધ સાધ્વી ને તરુણ સાધ્વી, પછી વૃદ્ધ સાધ્વી, એમ આંતરે આંતરે સૂવે છે એટલે તરુણ સાધ્વી બે વૃદ્ધ સાધ્વીની વચ્ચે સૂવે છે તે ઉત્તમ ગચ્છને શ્રેષ્ઠ જ્ઞાન–ચારિત્રના આધારરૂપ જાણવો. ” વળી–

૧૨૪. “ જે વગર કારણે જળવતી કંઠપ્રદેશને પખાળે, ગૃહસ્થોનાં આભરણ મુક્તાફળાદિક વીંધી દે અથવા સૂત્રાદિક કાણામાં પરોવી દે, બાળકો માટે વસ્ત્રના ટુકડા અને દૂધ ઔષધ વિગેરે આપે અથવા શરીરે લાગેલા મળ–સ્વેદાદિકને લુંછવા જળવડે ભીનાં કરેલાં વસ્ત્રો ઘસે. એ રીતે ગૃહસ્થોનાં કામ કરવામાં તત્પર રહેનારીઓને હે ગૌતમ ! સાધ્વીઓ ન જ લેખાય પરંતુ એ તો ચાકરડીઓ–દાસીઓ લેખાય. ”

૧૨૫. “જ્યાં દાસ–દાસી જેવા ને જુગારી જેવા ધૂર્તજનોની પાસે કાળે–અકાળે સાધ્વીઓ જાય, તેઓ પણ તેમની પાસે ( સાધ્વીના સ્થાને ) જાય અને ઉપાશ્રયની સમીપે વેશ્યાનો કે

વેશ્યા જેવી હલકી સ્ત્રીનો કે વેશ્યા-દાસીનો સંસર્ગ રહે, અથવા જોગણી પ્રમુખનો વેષ ધરનારી સ્ત્રીનો કે કેવળ ઉદરંભરી સર્વભ્રષ્ટાચારી સાધુનો સંસર્ગ રહે તે હે ગૌતમ ! સાધ્વી નહીં પણ વેશ્યા-દાસી લેખાય. ”

૧૨૬. “ જે છ જીવનિકાયની જયણાશૂન્ય છતી ધર્મ-અધર્મ કથા કે વિકથા પરસ્પર કે વિધવાદિક સાથે કરે, ગૃહસ્થોનાં કાર્ય પ્રમુખમાં આંટો ફેરો કરે, ગૃહસ્થોને બેસવા માટે આસનાદિક નાખી દે, અથવા તેમના ચાકળા ગાદી પ્રમુખ પોતે વાપરે અને આગળ પાછળ તેમના ગુણની કે સંબંધીની સ્તુતિ-પ્રશંસાદિક કરે તે આર્યા-સાધ્વીનાં લક્ષણ ન હોય, પરંતુ તે દાસીનાં લક્ષણ જ લેખાય. ”

૧૨૭. “ ઉત્તમ ગચ્છમાં સ્વશિષ્યાઓ અને સ્વપરગચ્છમાંથી જ્ઞાન વૈયાવચ્ચાદિક અર્થે આવેલી અન્ય શિષ્ય-સાધ્વીઓ ઉપર સમ-પરિણામી, ચોયણા, પડિચોયણાદિક કરવામાં સર્વથા આળસ રહિત, ક્ષમા વિનયાદિ ગુણવાળા રૂડા પરિવારથી પરિવરેલી, જ્ઞાન-દર્શન-ચારિત્ર ગુણસંપન્ન એવી ગુરુણી (મુખ્ય સાધ્વી) હોય છે. ” વળી.

૧૨૮. “ પરમ સંવેગ-વૈરાગ્ય રસમાં લીન, ભવભીરુ પરિવાર-વાળી, અપરાધ આવ્યે આકરો દંડ-શિક્ષા કરનારી, સજ્ઝાય. ધ્યાનમાં સાવધાન અને શિષ્યાદિકનો તેમ જ નિર્દોષ વસ્ત્રપાત્રાદિ-કનો સંગ્રહ સુસાધ્વીઓના ઉપકારાર્થે કરવામાં કુશળ એવી ગુરુણીઓ હોય છે. ”

૧૨૯. “ જે ગચ્છમાં કોઇ વૃદ્ધ-ઘરડા સાધ્વી કે વડેરી સાધ્વી કલહ કે ખેદવશ ઉત્તર-પ્રત્યુત્તર કરે; તેમ જ મુખ્ય કે બીજી

સાધ્વીઓ મુખ્ય કે બીજા સાધુ સંગાથે લોકોના દેખતાં કે અણદેખતાં અત્યંત ક્રોધને વશ થઇ જેમ આવે તેમ બોલે, તેવા અધમ ગચ્છથી હે ગૌતમ ! શું ફળ ? ”

૧૩૦. “ હે ગૌતમ ! જે ગચ્છમાં જ્ઞાન, દર્શન, ચારિત્ર પૈકી ગમે તે કાર્યપ્રસંગે લઘુ સાધ્વીઓ મુખ્ય સાધ્વી( ગુરુણી )ની પાછળ રહી છતી સ્થવિર ગીતાર્થ પ્રમુખ સાથે સહજ, સરલ ને નિર્વિકારી વાક્યોવડે બોલે અથવા તથાવિધ કાર્યપ્રસંગે ગુરુણીએ મોકલી છતી વિનયપૂર્વક વચન ઉચ્ચારે તે ગચ્છ સત્ય-પ્રમાણ જાણવો.”

૧૩૧. “ જે ગચ્છમાં સાધ્વી માતા, પૌત્રી, વધૂ કે ભગિની પ્રમુખનો મર્મ પ્રકાશિત ન કરે, અર્થાત્ વગર કારણે સ્વ-પર-વર્ગમાં ‘ આ મારી માતા છે, આ મારી પુત્રી કે પૌત્રી છે ’ ઇત્યાદિ જાહેર ન કરે, અથવા માતાદિકની કંઇ ગુપ્ત વાત હોય તે ન પ્રકાશે તે ગચ્છ પ્રમાણ છે. ”

૧૩૨. “ જિનોક્ત માર્ગનો વિનાશ અથવા માસકલ્પાદિકવડે વિચરવાની મર્યાદાનો ભંગ ( ઉલ્લંઘન ) કરનારી સાધ્વી, અથવા સાધુ-સાધ્વીરૂપ બન્ને, સમ્યક્ત્વની મલિનતા, ચારિત્રનો નાશ અને મિથ્યાત્વની પ્રાપ્તિ કરાવે છે.”

૧૩૩. “ તેથી હે ગૌતમ ! તેવા સાધ્વી કે સાધુને નિશ્ચે સંસાર-ભ્રમણ કરવું પડે છે. જિનાજ્ઞાનો ભંગ કરવાથી કે વિરુદ્ધ પ્રરૂપણા કરવાથી એવું અનિષ્ટ પરિણામ જ આવે છે. તેટલા માટે સ્વર્ગ તથા મોક્ષસુખદાયક ધર્મોપદેશ સિવાય સ્વ-પરસભામાં કશું વિરુદ્ધ પ્રરૂપવું જ નહીં. ”

૧૩૪. " માસ, પાસક્ષપણુ ઉપવાસ કે એથી પણ વધારે તપ કરીને કૂરાદિક રૂક્ષ એક ઃસત્થ(દાણા)વડે પારણું કરે, એવી ઉગ્ર તપ કરનારી સાધ્વી પણ પરમર્મપ્રકાશન, આળ, શાપપ્રદાન કે મકાર ચકારાદિક ગાલિપ્રદાનરૂપ દોષિત ભાષાવડે સ્વ-પરવર્ગ સમક્ષ કલહ કરે તો તે સાધ્વીનું સઘળું તપ નિષ્ફળ થયું જાણવું."

## ઉપસંહાર

આ ગચ્છાચાર પ્રકીર્ણક કયા સૂત્ર-સિદ્ધાન્તમાંથી ઉદ્ધરેલ છે તે ગ્રંથકાર બતાવે છે.—

૧૩૫. " પ્રવચનપરમતત્ત્વસમાન શ્રી મહાનિશીથથકી, બૃહત્‌કલ્પલક્ષણ કલ્પથકી, પરમનિપુણ વ્યવહારથકી, તેમ જ નિશીથાદિક ( છેદ ) સૂત્રોમાંથી ઉદ્ધરીને સાધુ-સાધ્વીઓના હિત માટે આ સિદ્ધાન્તરૂપ ગચ્છાચાર પ્રકીર્ણક ઉત્સર્ગ ને અપવાદ માર્ગના નિરૂપણવડે રચવામાં આવ્યો છે. "

અહીં શિષ્ય પ્રશ્ન પૂછે કે-" પ્રકીર્ણકોની ઉત્પત્તિ શું ગણધરથી, ગણધરના શિષ્યથી, પ્રત્યેકબુદ્ધથી કે તીર્થંકરના અંતેવાસી મુનિથી થાય છે ? " ઉત્તર—" પ્રત્યેકબુદ્ધ સાધુથી કે તીર્થંકર પ્રભુના કોઇ વિશિષ્ટ સાધુથી તેની ઉત્પત્તિ થાય છે. એ રીતે અનેક પ્રકીર્ણકો રચાય છે."

૧૩૬. " અતઃ સ્થાનાંગસૂત્રમાં કહેલ દશ અસ્વાધ્યાય ( અસજ્ઝાય ) સ્થાનને ટાળીને મહાનિશીથ, બૃહત્‌કલ્પાદિક સૂત્રના ઉત્તમ નિચોડરૂપ અથવા સંક્ષેપ સારભૂત અથવા તદુક્ત ક્રિયા કરવાવડે મોક્ષગતિના હેતુરૂપ હોવાથી પ્રધાનતમ આ ગચ્છાચાર પ્રકીર્ણકને મોક્ષસાધનમાં તત્પર સાધુ-સાધ્વીઓ સૂત્રથી અને અર્થથી ભણો, ગણો અને તેનું પરિશીલન કરો ! "

૧૩૭. " ઉત્તમ સાધુ–સાધ્વીઓના સમુદાયની મર્યાદારૂપ 'ગચ્છાચાર' ને સદ્‌ગુરુ પાસે અર્થરૂપે સાંભળી, તેમ જ યોગોદ્વહન વિધિવડે મોક્ષમાર્ગસાધક સાધુ સમીપે સૂત્રરૂપે ગ્રહણ કરી, આત્માનું હિત ઈચ્છતા સાધુ–સાધ્વીઓ જેમ આમાં વર્ણવ્યું છે તેમ સમાચરણ કરો. "

શ્રીમદ્ આનંદવિમળસૂરિના અંતેવાસી શ્રીમાન્ વાનર ઋષિએ રચેલી શ્રી ગચ્છાચાર પ્રકીર્ણકની સવિસ્તર ને સુબોધ ટીકાના આધારે ખપી જીવોના હિત માટે આ સંક્ષિપ્ત વ્યાખ્યા લખી છે. આગમના જાણકારોએ તે કૃપા કરી શોધવી. મૂર્ખશિરોમણિ એવા મારો દોષ ન જોતાં હંસચંચૂન્યાયે સારગ્રાહી થવું. આમાં જે કાંઈ જિનાજ્ઞાવિરુદ્ધ લખાયું હોય કે વ્યાખ્યા કરી હોય તેનો ત્રિવિધે ત્રિવિધે મિથ્યાદુષ્કૃત હો.

**કૃતજ્ઞતા**–અભ્યાસરુચિ ભાવનગરનિવાસી સુશ્રાવક કુંવરજીભાઈએ છેલ્લા ચાતુર્માસ દરમિયાન સ્વાધ્યાય અર્થે આણી આપેલી ગચ્છાચારની એક છાપેલી સટીક પ્રતના આધારે આ સંક્ષિપ્ત વ્યાખ્યા યથામતિ લખવામાં આવી છે. તેમાં જે કાંઈ સ્ખલના થયેલી દૃષ્ટિગત થાય તે મધ્યસ્થદૃષ્ટિવંત વિદ્વાન્ જનો નિઃસ્વાર્થપણે સુધારવા અનુગ્રહ કરો એમ ઈચ્છી અને ચાલુ સમયે સંયમમાર્ગમાં વધતી જતી શિથિલતા દૂર કરવા શાસનરસિક સાધુઓ તથા સાધ્વીઓ સુસજ્જ થઈ અન્યને માર્ગદર્શક બનો એમ પ્રાર્થી વિરમું છું. (ભાવનગર–દાદાસાહેબ, ૧૯૮૦, આસો શુદિ ૬, શનિ).

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૦, પૃ. ૨૬૧–૨૯૭–૩૩૦ ]

# પર્યુષણાદિક પવિત્ર પર્વ પ્રસંગે ભારે તપસ્યાદિક કરી ન શકાય તો પણ જાણો તેટલું વિવેકથી આચરો અને બોલો તેવું પાળો.

૧. વહાલા બંધુઓ અને બહેનો! આપણે જાણીએ તેટલું આદરવા અને બોલીએ તેટલું પાળવા સાવધ બનીએ તો સ્વપરહિતમાં કેટલો બધો વધારો થવા પામે?

૨. ડહાપણભરી દયાથી સહુને આપણા આત્મ સમાન લેખવા, સર્વ સાથે પરમ મૈત્રીભાવ રાખવો, સદ્‌ગુણી પ્રત્યે પ્રમોદભાવ–પ્રસન્નતા રાખવી, દુઃખીજનો પ્રત્યે કરુણાભાવ–અનુકંપાબુદ્ધિ ધારવી અને દુષ્ટ–દુર્બુદ્ધિ–પાપી–નિંદક પ્રત્યે પણ રાગ–દ્વેષ નહિ કરતાં ઉદાસીન ભાવ ધરી, અંતરથી સહુ-કોઈનું એકાન્ત હિત ઇચ્છવું અને બને તેટલું સ્વપરહિત કરવું. એવો અહિંસકભાવ હૃદયમાં જાગ્રત રાખવાથી દુનિયામાં કેટલી બધી શાંતિ પ્રગટે અને અશાંતિ–વૈર–વિરોધાદિક દૂર ટળે? સહુને આવી સદ્‌બુદ્ધિથી કેટલો બધો ફાયદો થાય?

૩. ગમે તેવો આકરો શસ્ત્રાદિકનો ઘા પણ યોગ્ય ઉપાયવડે રુઝાય છે. પરંતુ વચનરૂપ ઘા તો કેમે ય રુઝાતો નથી અને તે મરણ પર્યંત સાલે છે, એમ નિશ્ચયપૂર્વક સમજી સામાને પ્રિય લાગે અને હિતરૂપ થાય એવું જ સમયોચિત ભાષણ કરવાની ટેવ પાડવાથી કેટલો બધો ફાયદો થવા પામે? વળી કેટલો અનર્થ યા ઉપાધિ થતી અટકે? અને સુલેહ–શાંતિ સચવાય.?

૪. "ચોરીનો માલ શીંકે ચઢે નહિં," 'ચોરની મા કોઠીમાં મોં ઘાલીને રુવે,' 'પાપીનું ધન પરલે (પ્રલય)

થાય' વિગેરે વિગેરે રૂડાં શિક્ષાવચનો અંતરથી સાચાં સમજતાં કે સમજાતાં હોય તો અનીતિ–અન્યાય–અપ્રમાણિકતાને તજી, નીતિ–ન્યાય અને પ્રમાણિકતા આદરતાં શી વાર લાગે? અને એવા ચોખ્ખા વ્યવહારથી સહુ કોઇ કેટલાં બધાં સુખી થઇ શકે?

૫. જો 'લોભ સમાન દુઃખ નથી અને સંતોષ સમાન સુખ નથી,' એ વાકય સાચું સમજાતું હોય તો ખોટો અત્યંત લોભ તજી, સાચો સંતોષ સેવવો જોઇએ, ઇંદ્રિયજીત બનવું જોઇએ અને ખોટી લાલચો છોડવી જોઇએ, જેથી ખરું સુખ પ્રાપ્ત થાય.

૬. આપણી માતા, બહેન, દીકરી સાથે ખોટો વ્યવહાર રાખનાર અન્ય પ્રત્યે આપણને કેટલો બધો તિરસ્કાર છૂટે છે? તે જ રીતે પરાઇ માતા, બહેન, દીકરી કે સ્ત્રી સંગાથે ખોટું કામ કરનાર હીનાચારી, વ્યભિચારી પ્રત્યે પણ પરને તેવો જ તિરસ્કાર છૂટે એમાં આશ્ચર્ય શું? પવિત્ર મન, વચન, કાયાથી સુશીલ રહેવાથી સ્વપરને (સમાજને) કેટલો બધો ફાયદો થાય? તે વિચારી દરેક વિચારશીલ ભાઇ–બહેને સ્વજીવન પવિત્ર બનાવવા પૂરતું લક્ષ રાખવું જ જોઇએ.

૭. નકામી વાતો કરવા માત્રથી કશું વળવાનું નથી, રૂડી રહેણી–કહેણી–કરણી કરવાથી જ કલ્યાણ થવાનું છે.

૮. વાત કરવી મીઠી લાગે છે, પરંતુ તેવી રહેણી–કહેણી–કરણી કરવી કડવી ઝેર જેવી લાગે છે.

૯. જયારે રહેણી–કહેણી–કરણી મીઠી લાગશે ત્યારે જ ખરું કલ્યાણ થઇ શકશે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૬, પૃ. ૨૦૫ ]

# પર્યુષણા સંબંધી કંઇક ઝાંખી સમજુતી.

'પ્રથમ પુરાણા વખતમાં જ્યાં સંત–સાધુ–મહાત્માઓ નવકલ્પી વિહારે વિચરતા વિચરતા કોઇ ગામ–નગરમાં વર્ષાઋતુની લગભગ સ્થિતિ–સ્થિરતા કરવા પધારતા ત્યારે તે તે સ્થળવાસી ભાવિક શ્રાવક જનો 'હવે આપ અહીં જ સ્થિરતા કરશો ને ?' એવું પૂછતા. તે વખતે પાપભીરુ તે મહાત્માઓ પોતાના નિમિત્તે લોકો આરંભ–સમારંભ કરી ન બેસે તેવા શુભાશયથી 'હાલ તો અમે પાંચ દિવસ ઠરશું' એમ પાંચ પાંચ દિવસની અભિવૃદ્ધિથી ત્યાં રહેવાનું સ્વીકારતા. એમ કરતાં અનુક્રમે વર્ષાકાળના ૫૦ દિવસ વ્યતિક્રાન્ત [ વ્યતીત ] થયે છતે તેઓ સર્વથા ત્યાં જ વર્ષાકાળ [ ચાતુર્માસ ] પૂરો થાય ત્યાં સુધી રહી જવાનું સ્વીકારી લેતા. તેનું નામ પર્યુષણા, એટલે કે અમુક સ્થાને વર્ષાકાળ સંપૂર્ણ રહી જવાનો નિર્ણય.

પ્રથમ એ રીતે નિર્ણય ભાદરવા શુદિ પાંચમે થતો પણ અત્યારે તો ગુરુ ફરમાવે તે ક્ષેત્રમાં ચાતુર્માસ રહેવા પ્રથમથી નિર્ણય કરાય છે.

પર્યુષણાનો બીજો અર્થ વાર્ષિક પર્વ. તે પણ પુરાણા કાળે તો ભાદરવા શુદિ પાંચમનું હતું; પરંતુ કાલિકાચાર્ય મહારાજે તે 'અંતરાવિ સે કપ્પઇ' એ સૂત્રવચનને અવલંબી પાંચમને બદલે ચોથનું કર્યું. ત્યારપછી જો કે વૃદ્ધ સંપ્રદાયમાં પણ ચોથનું જ કરવામાં આવે છે, તો પણ તિથિ તરીકે પંચમીનો અનાદર નહીં કરતાં તેનો ઉચિત આદર કરવા સેનપ્રશ્ન અને હીરપ્રશ્ન જેવા પ્રમાણિક ગ્રંથમાં સુસમર્થ આચાર્યોએ પોતાનો

અભિપ્રાય જણાવ્યો છે. શક્તિ હોય તેણે તે દિવસે પણ અવશ્ય ઉપવાસ થાય એવા મેળથી છઠ્ઠ અઠ્ઠમાદિ તપ કરવો. પંચમીનું આરાધન કરનારને માટે આ વાત મરજીયાત નહીં પણ ફરજીયાત સમજવી.

પર્યુષણા કલ્પ સંબંધી વિશેષ સમજુતી **પર્યુષણા મહાત્મ્ય** પ્રમુખ ગ્રંથના વ્યાખ્યાનથી સમજી, તેનું યથાવિધિ આરાધન કરવા સહુ ભાઈબહેનોએ સદા ઉજમાળ રહેવું જોઇએ.

પર્યુષણા પર્વની મહત્તા બીજા પર્વો કરતાં ઘણી વધારે છે. મહિનાનું ધર, પંદરનું ધર, અઠ્ઠાઇનું ધર અને તેલાધર વિગેરે અવાંતર પર્વ દિવસો તે મહાપર્વના પ્રભાવનું જ સમર્થન કરે છે અને ભવ્યજનોને ઉક્ત મહાપર્વનું પ્રમાદ તજી દઇને આરાધન કરવા જાગ્રત કરે છે.

તે પર્વમાં અમુક પુન્યકાર્યો કરવાનાં ખાસ ઉપદેશેલાં છે. તેનો ખરો હેતુ આપણાં તન, મન, વચનનો સદુપયોગ કરી આત્માને પાવન કરવાનો છે. મોહ અને અજ્ઞાનવશ જીવ સ્વચ્છંદપણે તન, મન, વચનનો દુરુપયોગ કરતો રહે છે, તેથી આત્માના ખરા પ્રકાશ આડે આવરણ આવતાં હોવાથી આત્માનું શુદ્ધ સ્વરૂપ અવરાય છે–પ્રગટ થઇ શકતું નથી. આવા પવિત્ર પર્વનો પુન્ય–યોગ પામી સદ્ગુરુસંગે આપણી ગંભીર ભૂલ સમજીને તેને સુધારી સાચા માર્ગે વળવાની આપણને ઉત્તમ તક મળે છે.

સુગુરુનાં હિતવચનો હૈયે ધરી, સ્વકર્તવ્ય ધર્મ સમજી, શ્રદ્ધા ને વૈરાગ્યવડે જો તેનું સતત સેવન આળસ રહિત ને

ઉલ્લાસપૂર્વક કરવામાં આવે છે, તો તેથી પરિણામે ઘણો આત્મલાભ મેળવી શકાય છે. સાધુજનોના અવલંબને ઘણું આત્મહિત સાધી શકાય છે. શુદ્ધ દેવ, ગુરુ ને ધર્મનું સેવન કરી આત્મકલ્યાણ કરી શકાય છે. પશુ જેવી મોકળી વૃત્તિ તજી, યથાશક્તિ વ્રત પચ્ચખ્ખાણ કરવા આદર થાય છે.

વળી જે ભવ્યાત્માઓ જાગ્રત થઈ તપ, જપ, વ્રત, નિયમ સમજપૂર્વક આત્મકલ્યાણાર્થે કરતા હોય છે, તેમનું અનુમોદન ને યથાશક્તિ અનુકરણ કરવા મન વધતું જાય છે, તો તેથી પણ અધિક અધિક લાભ સહેજે મેળવી શકાય છે. પર્યુષણાનો વિશાળ અર્થ સમજી, શ્રદ્ધાપૂર્વક સાવધાનપણે સ્વજીવન સુધારવા ને મૈત્રીપ્રમુખ ભાવનાવડે અન્ય જીવોનો પણ બને તેટલો ઉપકાર કરવા સતત ઉજમાળ રહેવું જોઈએ. મહાપુરુષોનાં હિતવચનોને હૃદયમાં અવધારી સ્વસ્વશક્તિ અનુસારે આત્મહિતનાં કૃત્યો સરલભાવે કરવાં જોઈએ. આપણો પાપતાપ ટળે, ક્રોધાદિક કષાય ઉપશમે તથા નિર્મળ બોધ, શ્રદ્ધા ને સંયમગુણ જાગે એ લક્ષ્યથી પ્રવર્તી દરેક ધર્મકરણીની સાર્થકતા કરવી.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૨, પૃ. ૭૯ [

---

## પર્વાધિરાજ પર્યુષણ પ્રસંગે ધર્મપ્રેમીજનોએ પ્રેમપૂર્વક પાન કરવા યોગ્ય હિત વચનામૃત.

૧. જીવદયા—અહિંસા એ આપણો પરમ ધર્મ સમજી સહુએ રૂડાપણુથી આચરવા યોગ્ય છે.

૨. અનેક પ્રકારે પ્રમાદવશ મનથી, વચનથી ને કાયાથી પ્રાણીહિંસાને સમજપૂર્વક તજી, સાવધાનપણે સદ્‌વિચાર, વાણી ને આચારના પાલનથી દયાનો લાભ મળે છે.

૩. દયાધર્મનો દાવો કરનાર દરેક આત્માએ તેનું વિશાળ સ્વરૂપ જાણી લેવું જોઇએ.

૪. 'પહેલું જ્ઞાન ને પછી દયા-ક્રિયા' એ આગમવચન બહુ મનન કરવા જેવું છે.

૫. જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્ય-શક્તિ ને ઉપયોગ એ જ આત્માનું લક્ષણ; તે મોહ ને અજ્ઞાનના જોરથી ભૂલાઇ-વિસરાઇ ગયું છે તેને તાજું કરવું જોઇએ.

૬. જ્ઞાન, દર્શન, ચારિત્ર ( સંયમ ) ને તપનો યથાશક્તિ અભ્યાસ કરવાથી ભૂલી જવાયેલા આત્માનું ભાન થવા પામે છે. તેની દઢ પ્રતીતિ થયે અનુક્રમે તે સ્વરૂપ થવાય છે; એટલે સતત અભ્યાસ ને વૈરાગ્યના બળથી પૂર્ણતા પમાય છે.

૭. પોતે પોતાને જ ભૂલે એ કેટલું બધું સખેદ આશ્ચર્ય ! મોહની કેટલી બધી પ્રબળતા ?

૮. રાગ, દ્વેષ અને ક્રોધાદિક કષાયો એ સર્વ મોહનો જ પરિવાર આત્માને ભૂલાવામાં નાખી, જીવને સાચા સ્વાભાવિક માર્ગથી ચૂકવી, ખોટા વિપરીત રસ્તે ચઢાવી દે છે; તેથી જ શાણા માણસો આપ્તપુરુષોનાં હિતવચનોને અનુસરી, ચેતીને ચાલે છે.

૯. સ્વદયા, પરદયા, નિશ્ચયદયા, વ્યવહારદયા, દ્રવ્યદયા,

ભાવદયા, સ્વરૂપદયા, હેતુદયા ને અનુબંધદયા એમ અનેકવિધ દયાને સમજી લેવી જોઇએ.

૧૦. પોતાના દ્રવ્યપ્રાણની રક્ષા તે **સ્વ(દ્રવ્ય)દયા**, ને પરના દ્રવ્યપ્રાણની રક્ષા **પર(દ્રવ્ય)દયા** તથા જ્ઞાન, દર્શન, ચારિત્રાદિક ભાવપ્રાણની રક્ષા કે વૃદ્ધિ કરવી તે **ભાવદયા**, રાગ, દ્વેષ, મોહાદિક દોષને ટાળી, શુદ્ધ સ્ફટિક સમો આત્માનો શુદ્ધ નિષ્કષાય સ્વભાવ પ્રગટ કરવો તે **નિશ્ચયદયા** અને તેનો નિશ્ચિત લાભ મળે એવાં શાસ્ત્રોક્ત સાધનો સેવવાં—આદરવાં—અવલંબવાં તે **વ્યવહારદયા** ગણાય છે.

૧૧. અશુભ ને અશુદ્ધ વ્યવહારને તજી શુભ ને શુદ્ધ વ્યવહારનું જ પાલન કરવું તે **દ્રવ્યદયા** કહેવાય છે.

૧૨. સ્પષ્ટ દેખાવ રૂપે જેમાં પ્રાણહાનિ નહિ પણ પ્રાણરક્ષા થતી હોય તેને **સ્વરૂપદયા** જાણવી.

૧૩. જે જે શુભ સાધનો જીવરક્ષા માટે યોજવા—આદરવા જ્ઞાની પુરુષોએ કહ્યાં છે તેનો તેવા જ શુભ લક્ષ્યથી વિવેકપૂર્વક આદર કરવામાં આવે તે **હેતુદયા** કહેવાય છે.

૧૪. જેથી પરિણામે દયાધર્મનો લાભ મળે એવાં સઘળાં આજ્ઞાકારી અનુષ્ઠાનો **અનુબંધદયારૂપે** છે.

૧૫. એથી ઊલટા બધા સ્વચ્છંદવશ થતા હિંસાના પ્રકારોને સમજી સુજ્ઞ જનોએ જરૂર તજવા જોઇએ.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૧, પૃ. ૨૦૮ ].

# શ્રદ્ધાળુ જૈન બંધુઓ તથા બહેનો પ્રત્યે સમયોચિત બે બોલ.

પ્રિય બંધુઓ તથા બહેનો ! હિતબુદ્ધિથી જે બે બોલ સૂચનારૂપે જણાવવા પ્રવૃત્તિ થાય છે તે હિતરૂપ લાગે તો તેનો યથોચિત આદર જાતે કરી આપણા સ્વજન કુટુંબીજનોને પણ તે આદરવા જણાવશો.

૧. પર્યુષણ પ્રસંગે સહુકોઇ ભાઇબહેનો યથાશક્તિ છઠ્ઠ, અઠ્ઠમ, અઠ્ઠાઇ, પાસખમણ કે માસખમણાદિક તપસ્યા કરવા ઇચ્છા રાખે છે–ઇચ્છે છે, પરંતુ ખર્ચ કરવાની શક્તિના અભાવે મનમાં સંકોચ પામી મુંઝાય છે અને તપસ્યાનો પણ લાભ લઇ શકતા નથી. આના કરતાં ઉચિત છે કે દરેક શહેર કે ગામના સંઘમાં આગેવાની ધરાવતા ભાઇઓ તથા બહેનોએ એકઠા મળી સભામાં જાહેર કરી દેવું જોઇએ કે:–"જે કોઇ શ્રદ્ધાવંત ભાઇબહેનને ગમે તે પ્રકારની તપસ્યા કરવાના ભાવ હોય તેણે સુખેથી ઇચ્છા મુજબ કોઇ પ્રકારનો સંકોચ રાખ્યા વગર તપસ્યા કરવી. સંઘમાંથી કોઇ પણ તેની ટીકા કે નિંદા કરશે નહિ. તેમ છતાં અજ્ઞાનતાથી કોઇ તેની ટીકા કે નિંદા કરશે તેને શ્રી સંઘ ઠપકો દેશે." શાસનની ઉન્નતિ યા પ્રભાવના અર્થે જેમને કંઇ ખર્ચ કરવા ઇચ્છા જ હોય તેમને શક્તિ મુજબ ખર્ચ કરવાની છૂટ છે, પરંતુ જે તેવું ખર્ચ ન કરી શકે તેમની નકામી ટીકા કે નિંદા કોઇએ કરવી નહિ.

૨. પર્યુષણાદિ પ્રસંગે નોકારશી પ્રમુખ સંઘજમણ કરવાનું હોય ત્યારે તપસ્વીજનોની તબીયત બગડે નહીં અને

પ્રકૃતિને માફક આવે એવા યોગ્ય ભોજનની સાથે તેમની અલાયદી સગવડ કરવી કે જેથી તપવડે દુર્બળ પ્રકૃતિવાળાની ભક્તિનો પણ લાભ ઠીક લઇ શકાય. પચી ન શકે એવા ભારે પડતા ભોજનથી તસ્પવીના શરીરની ખરાબી જ થાય છે તે વાત ભક્તિ કરવા ઇચ્છનારે તેમ જ તપસ્વીજનોએ ખૂબ લક્ષમાં રાખવી. બે કવળ ( કોળિયા ) ઊણા રહેવામાં જ મજા રહે છે. રુચિ વગર એક કવળ પણ અધિક ભોજન કરવાથી નવી ઉપાધિ ખડી થાય છે. તે ન થાય અને શરીરને યોગ્ય પોષણ મળવાથી શાતા બની બની રહે તે રીતે પ્રવર્તવામાં જ હિત છે.

૩. તપસ્યાથી તો અનેક પ્રકારના લાભ થવાનો સંભવ છે, પરંતુ જો તે વિવેકપૂર્વક ક્રમસર શક્તિ અનુસારે કરવાનું લક્ષ રખાય તો જ. વખત ઉપર દેખાદેખીથી મોટી તપસ્યા કરવા કઇક ભાઇબહેનો દોરાઇ જાય છે, તેમાં કોઇ વખતે ઉત્સાહ-યોગે તેઓ ફાવી જાય છે, પરંતુ શક્તિનું ઉલ્લંઘન કરી મોટી તપસ્યા કરવાવડે જોઇએ તેવી ભાવની વૃદ્ધિ ટકી શકતી નથી; તેથી વિવેકપૂર્વક ધીમે ધીમે તપસ્યામાં આગળ વધવું લાભ-દાયક લેખાય છે. અનુક્રમે તપનો અભ્યાસ પાડવાથી શરીર-બળ ટકી રહે છે અને મન મજબૂત બનતું જાય છે. તન-મનનો મેલ ( મળ ) બાળી આત્માને શુદ્ધ–નિર્મળ બનાવે તે તપ ઉત્તમ છે.

(૧) અનશન ( ઉપવાસ પ્રમુખ ), (૨) ઊણોદરી ( અલ્પ–પરિમિત ભોજનથી સંતોષ ), (૩) વૃત્તિસંક્ષેપ ( થોડી પરિમિત વસ્તુઓથી જ નિર્વાહ ચલાવી લેવો ), (૪) રસત્યાગ ( વિકાર ઉપજાવે અને અહિત કરે એવા પદાર્થનો ત્યાગ ), (૫) દેહદમન

અને એકાંત, સ્થિર, નિર્દોષ સ્થાન-આસનનું સેવન એ છ ભેદો **બાહ્ય તપના** સમજી યથાયોગ્ય આદરવા પ્રયત્ન સેવાય તો પરિણામે સારો લાભ થઇ શકે. ઉક્ત બાહ્ય તપનું સેવન કરી અભ્યંતર તપની પુષ્ટિ કરવાની છેઃ—

૧. નિજ દોષની જ્ઞાની ગુરુ સમીપે આલોચના કરવી, ૨. સદ્ગુણીનો વિનય-સત્કાર કરવો, ૩. બાળ, વૃદ્ધ, તપસ્વી, રોગી પ્રમુખની સેવા કરવી, ૪. શાસ્ત્રાભ્યાસ કરવો, ૫. શુભ ધ્યાન-ચિંતવન કરવું તથા ૬. શરીરાદિક જડ વસ્તુ ઉપરનો મોહ તજી સ્થિરતા આણવી-એ છ પ્રકાર **અભ્યંતર તપ**ના છે. તેના વડે જ આત્મા નિર્મળ થાય છે. તેમ કરવામાં બાહ્ય તપ સાધન-રૂપ-સહાયરૂપ નીવડે છે. તેથી જ ઠીક કહ્યું છે કેઃ-વિવેક-પૂર્વક એવી જ તપસ્યા કરવી કે જે કરતાં દુર્ધ્યાન થાય નહીં, નિત્ય નિયમમાં ખામી આવે નહીં અને ઇંદ્રિયો ક્ષીણ થઇ જાય નહીં (મન પ્રસન્ન-પ્રફુલ્લિત રહે, બોલવાચાલવાની હામ બની રહે અને નિજ કર્તવ્ય-કર્મ સાવધાનતાથી થઇ શકે ), વળી જ્ઞાનાભ્યાસ અથવા આત્મસ્વરૂપનું ચિંતવન થયા કરે, પ્રભુ-પૂજા-અર્ચા-સેવા-ભક્તિમાં કશી ખામી આવે નહિ, ક્રોધ-રોષ, માન-અહંકાર, માયા-કપટ અને લોભ-અસંતોષ દૂર ટળે, તથા તીર્થંકર દેવની આજ્ઞાના પરિપાલનથી કોઇ રીતે ચૂકાય નહિ પણ તેનું અધિકાધિક સેવન થયા જ કરે.

ઉપરોક્ત બતાવેલો જ તપ શુદ્ધ-નિર્દોષ કહેલો હોવાથી આત્માર્થી જનોએ તે અવશ્ય આદરવા યોગ્ય છે. તન-મન-વચનની શુદ્ધિ-નિર્મળતા થાય તે માટે તપ કરવાનો છે.

અજીર્ણાદિક વિકારથી શરીરમાં ભેગો થયેલો મળ તપસ્યાવડે દૂર થાય છે, શરીર શુદ્ધ-નિર્મળ થવાથી મન-વિચાર-બુદ્ધિ સુધરવા પામે છે અને વિચાર-બુદ્ધિ સુધર્યાથી વાચા-વાણી શુદ્ધ-પવિત્ર બને છે. એ રીતે આચાર, વિચાર અને વાણી શુદ્ધ-પવિત્ર બનવાથી અશુભ કર્મબંધ થતો અટકે છે અને શુભ અનુબંધ જ થાય છે, અથવા શુદ્ધ ઉપયોગવડે કર્મક્ષય-નિર્જરા કરી આત્મા નિર્મળ થઈ શકે છે.

રાગ, દ્વેષ અને મોહ એ જ મહાદોષો ચીવટથી વર્જવા યોગ્ય છે. જ્યારે એ મહાદોષો મૂળમાંથી સર્વથા ટળે છે ત્યારે જ આત્મા વીતરાગ અવસ્થા પામીને પરમાત્મપદ યોગ્ય અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતચારિત્ર, અનંત આનંદ અને અનંતવીર્ય-શક્તિ પ્રાપ્ત કરી અંતે અક્ષય, અવિનાશી નિર્વાણ-મોક્ષપદ મેળવી શકે છે, જેથી જન્મ-મરણ સંબંધી સર્વ દુઃખનો અંત આવે છે.

ઉત્તમ પ્રકારની ક્ષમા, સમતા, સહનશીલતા, મૃદુતા, નમ્રતા, ઋજુતા, સરળતા, નિર્લોભતા, જીતેંદ્રિયતા, સત્યરસિકતા, પ્રમાણિકતા, પવિત્રતા, નિઃસ્પૃહતા અને સુશીલતા પૂર્વોક્ત તપસ્યા સાથે ભવ્યાત્માને કલ્યાણકારી થવા પામે છે. જેમ રોગી માણસને નિજ રોગનિવારણાર્થે ઉત્તમ વૈદ્યનાં વચન અનુસારે વર્તન કરતાં હિત-શ્રેય સાંપડે છે, તેમ સંસારી જીવને પણ સર્વજ્ઞ પ્રભુનાં પવિત્ર વચન પ્રમાણે વર્તતાં જ સર્વ શ્રેય સંભવે છે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૬, પૃ. ૧૭૩ ]



# પર્યુષણપર્વનું આરાધન કરવા નિમિત્તે પાંચ પુન્યકર્મો.

૧. **ચૈત્યવંદન**–સર્વથા રાગ, દ્વેષ ને મોહવર્જિત સાક્ષાત્ જિનેશ્વર પ્રભુના અભાવે પ્રભુપ્રતિમાને પ્રભુતુલ્ય લેખી તેમની જેવા સર્વથા દોષરહિત ને પવિત્ર બનવા પ્રભુ–અર્ચા–પૂજા–ભક્તિ કરી તેમનાં ગુણગાન કરો.

૨. **ગુરુવંદન**–સત્ય માર્ગ નિરપેક્ષપણે–કશા સ્વાર્થ વગર બતાવી આપણું કલ્યાણ સાધવામાં મદદગાર થતા મહાવ્રતધારી નિર્ગ્રંથ સાધુ–સાધ્વીઓને તેમના જેવા પવિત્ર–શુદ્ધ થવા નમન–વંદનપૂર્વક તેમનાં ગુણગાન કરો.

૩. **સ્વધર્મીઓને ખામણાં**–આપસઆપસમાં જાણતાં–અજાણતાં કંઈ ને કંઇ નિમિત્તયોગે વૈરવિરોધ થવા પામેલ હોય તે સમાવવાને અંતરનો મેલ કાઢી, શુદ્ધ–નિર્મળ થવા સાચા દિલથી માંહોમાંહે ખામણાં કરવાં, જેથી તેની પરંપરા આગળ ન વધે.

૪. **સાંવત્સરિક પ્રતિક્રમણ**–આખા વર્ષમાં આપણાથી જાણતાં–અજાણતાં મન, વચન, કાયાથી થયેલા દોષોનું નિરીક્ષણ કરી પૂરા પશ્ચાત્તાપપૂર્વક ફરી તેવા દોષો થવા ન પામે તેવા લક્ષ્ય સાથે ગુરુ સમક્ષ તેની નિઃશલ્યપણે આલોચના કરી શુદ્ધ થવું.

૫. **અઠ્ઠમ તપ**–આત્માની છતી શક્તિવડે તેટલું તપ કરી દેહદમન દ્વારા મનશુદ્ધિ સાધી આત્મ–સુવર્ણ શુદ્ધ કરવું.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૧, પૃ. ૨૨૭. ]

# શુદ્ધ ધર્મના અર્થીજનોએ સર્વ પાપતાપથી અવશ્ય બચવું જોઇએ.

સર્વ જગતનાં સઘળાં દુઃખોનો સર્વથા ક્ષય શુદ્ધ ધર્મથી થાય છે, તથા શુદ્ધ ધર્મનો સાક્ષાત્ લાભ પાપકર્મનો સર્વથા નાશ કરવાથી થાય છે, અને પાપકર્મનો સર્વથા નાશ તથાવિધ પુરુષાતનાદિ યોગે થઇ શકે છે; તેથી સુજ્ઞ જનોએ પાપનો પ્રતિઘાત કરવા ઉજમાળ થવું ઘટે. દારૂડીઆઓને આવવાના દારૂનાં પીઠાં જેવા પાપોને આવીને એકઠા થવારૂપ અઢાર પાપસ્થાનકો સમજીને પરિહરવા માટે શાસ્ત્રકારોએ નીચે મુજબ કહ્યું છે:—

૧. પ્રાણધારી કોઇ પણ નાના મોટા જીવના બેદરકારીથી સ્વાર્થલુબ્ધ બની પ્રાણ નહિ લેતાં, કાળજીથી તેમનું રક્ષણ કરવું. 'દેવું એવું પામવું ને વાવવું એવું લણવું' એ ન્યાયે સર્વને અભય આપવાથી જ આપણે અભય પામીશું.

૨. પ્રિય ને પથ્ય એવું સત્ય જ કહેવું, પ્રાણાંતે જૂઠું ન જ બોલવું.

૩. પ્રાણ જેવી વ્હાલી કંઇપણ પરાઇ વસ્તુ લેવાથી સદંતર દૂર રહેવું અને પ્રમાણિકપણે વર્તવું.

૪. વિષયભોગની લાલસાથી વિરમી, પોતાનાં મન, વચન, કાયાને પવિત્ર રાખવાં.

૫. ધન ધાન્યાદિક પરિગ્રહ ઉપરની મમતા તજી, સંતોષ રાખી, પાપ–તાપથી બચવું.

૬-૯. સંસારચક્રમાં ફેરવનાર ક્રોધ-કષાયને ક્ષમાવડે, અહંકારને નમ્રતાવડે, માયાને સરળતાવડે અને લોભને સંતોષવડે જીતી લેવો.

૧૦-૧૧. જેમ રાતા, કાળા ફૂલના સંસર્ગથી ઉજ્જવળ સ્ફટિક રત્નનું સ્વરૂપ બદલાઈ જાય છે, તેમ રાગ-દ્વેષના વિકારી પરિણામવડે સ્ફટિક જેવો નિર્મળ આત્મા પણ વિકૃત-વિપરીત-મલિન ભાવ-વિભાવને પ્રાપ્ત થાય છે, એમ સમજી શાણા ભાઇબહેનોએ ઉક્ત રાગ-દ્વેષરૂપ દોષોથી બચવા અવશ્ય લક્ષ્ય રાખવું.

૧૨. ક્લેશ-કજીયાથી હેત-પ્રીતિ નાશ પામે છે, વૈર-વિરોધ વધે છે, સુખશાન્તિ ઘટે છે ને અશાન્તિ પ્રગટે છે. એવા દુઃખદાયક કલહથી સદંતર દૂર રહેવું.

૧૩. કોઈની ઉપર અછતું આળ ઓઢાડવાથી અનેક અનર્થ થવા પામે છે, છેવટે ખાડો ખોદે તે તો પડે જ છે ને દુર્ગતિમાં જઇ દુઃખી દુઃખી થાય છે; માટે કોઇ ઉપર અછતાં આળ ચઢાવવાથી નિરંતર દૂર રહેવું.

૧૪. ક્ષણિક-કલ્પિત લાભની ખાતર પારકી ચાડી ખાવાનું કેવું અનિષ્ટ પરિણામ સ્વપરને ભોગવવું પડે છે તેનો ખ્યાલ સરખો ય ચાડી ખાનારને ક્યાંથી હોય ? ચાડી ખાવાની કુટેવ ભારે અનર્થકારી જાણીને તરત જ તજી દેવી.

૧૫. અજ્ઞાનવશ અસાર વસ્તુમાં પ્રીતિ અપ્રીતિ કરવાથી મન સમતોલ ન જ રહે, તેથી પ્રાપ્ત સ્થિતિમાં અસંતોષ નહીં કરતાં સંતોષી રહેવું.

૧૬. પારકી નિંદાનો ધંધો કરનાર પોતે કર્મચંડાળમાં ખપે છે. નિંદા એવી ભૂરી છે, માટે તે અવશ્ય તજવી.

૧૭. 'મનમાં કંઇ અને કહેવું કંઇ' એવો બેવડો ગુન્હો કરનારને શિક્ષા પણ બેવડી જ ઘટે, માટે માયામૃષાવાદના દોષથી અવશ્ય બચવું.

૧૮. મહાશસ્ત્ર, મહાવિષ ને મહાવ્યાધિ કરતાં પણ અત્યંત દુઃખદાયક વિપરીત શ્રદ્ધાનરૂપ મિથ્યાત્વનો તો જેમ બને તેમ શીઘ્ર પરિહાર કરીને શુદ્ધ શ્રદ્ધા ધારણ કરવાથી જ સર્વ વાતે સુખી થવાય છે.

**પર્યુષણ પર્વની આરાધનામાં** આ અઢારે પાપ-સ્થાનકથી બચવા જેટલો ખંતથી બને તેટલો પ્રયત્ન કરવો તે દરેકનું કર્તવ્ય છે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૨, પૃ. ૨૦૭. ]

---

## [1]હિત સંદેશ.

( ૧ ) આપણને અત્યારે અણછૂટકે **શ્રી શત્રુંજય મહાતીર્થની અણમોલી યાત્રા** સંતોષકારક સમાધાન મેળવવા ખાતર તજવાની ફરજ પડી છે, તેમાં સઘળી જૈન પ્રજા સાથે જૈનેતર પ્રજાની પણ **એકવાક્યતા** ને ભારે **દિલસોજી**

---

૧. સંવત ૧૯૮૨ માં શ્રી શત્રુંજય મહાતીર્થની યાત્રા બંધ પડી હતી ત્યારે સ. ક. વિ. મહારાજે જે જૈન કોમને "આત્મહિત સંદેશ" પાઠવ્યો હતો તે અહીં લીધો છે.–**સંગ્રાહક.**

હોવાનું જણાઇ આવ્યું છે. હવે **શત્રુંજય તીર્થરાજની ભક્તિ ને મુક્તિ** ઇચ્છનાર દરેકે દરેક **ભાઇબહેનનું** પવિત્ર કર્તવ્ય શુદ્ધ સંકલ્પપૂર્વક યથાશક્તિ તપ, જપ, વ્રત, નિયમ કરતા રહેવાનું છે. મન, વચન, કાયાના યોગ્ય નિગ્રહ-રૂપ સંયમ બની શકે તેટલો આદરી, વીર્ય–સંચય કરતા રહી, યોગ્ય તાલીમ મેળવી, આપણો ધર્મઉત્સાહ ટકાવી રાખવા દૃઢ પ્રતિજ્ઞા કરી, તેને દક્ષતાથી પૂર્ણ કરવા માટે પ્રેમપૂર્વક આત્મભોગ આપવાની તૈયારી કરવી. સમાધાન થતાં સુધી ખાનપાન સંબંધી યોગ્ય નિયમ સાથે બ્રહ્મચર્યના પાલનપૂર્વક ' **ૐ અર્હં શ્રી વિમલાચળપરમેષ્ઠિને નમઃ** ' એ પદનો પ્રભાતમાં બે ઘડી પર્યન્ત હમેશાં નિયમિત રીતે પ્રસન્ન ચિત્તે જાપ કરતાં રહેવું.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૨, પૃ. ૨૦૮. ]

---

## સદ્‌ગુરુસ્વરૂપ વર્ણન.

૧. વિધિવત્ ચારિત્રસંપન્ન, શાસ્ત્રવિશારદ, સુહૃદ્, સુશીલ, ગુરુકુળવાસી અને શિષ્યાદિકના આશયને સમજી, તેમનું હિત કરનારા ગુરુમહારાજ હોય.

૨. ઉત્તમ દેશ, કુળ, જાતિમાં જન્મેલા, ભવ્ય આકૃતિવાળા, દૃઢ સંઘયણ ને સ્થિરતાવાળા, નિઃસ્પૃહી, આત્મશ્લાઘા રહિત, નિર્માયી, વિશાળ સ્મૃતિવાળા અને જેનું વચન સહુ કોઇ માન્ય કરે એવા આદેયવચની ગુરુમહારાજ હોય.

૩. સહનશીલ, અલ્પ નિદ્રાવંત, મધ્યસ્થ, દેશ–કાળ–ભાવના

જાણ, ખૂબ પ્રતિભાશાળી અને અનેક દેશોની ભાષાના જાણ ગુરુમહારાજ હોય.

૪. પંચવિધ આચાર પાળવાવાળા, સૂત્ર-અર્થ તથા તદુભયના જાણ, દૃષ્ટાન્ત હેતુ ઉપનય જોડવામાં તથા નૈગમાદિક નય-જ્ઞાનમાં કુશળ, તથા ગ્રાહણા કુશળ એવા ગુરુમહારાજ હોય.

૫. સ્વપરશાસ્ત્રના જાણ, સાગર જેવા ગંભીર, સૂર્ય જેવા પ્રતાપી, ઉપદ્રવને સમાવવા સમર્થ, શાન્ત પ્રકૃતિવાળા અને શુદ્ધ માર્ગના ઉપદેશક એવા સેંકડો ગુણોવડે અલંકૃત શાસનપ્રભાવક ગુરુમહારાજ હોય.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૭, પૃ. ૨૨૩. ]

---

## મહાવીર પ્રભુના ખરા અનુયાયી થવા ઇચ્છતા ભાઇબહેનોએ પવિત્ર ધર્મરત્નની પાત્રતા મેળવી લેવા શું શું કરવું જોઇએ?

૧. પરાયાં છિદ્ર દેખવાની ને અવર્ણવાદ બોલવાની, તેમ જ નબળા ને નકામા વિચારો કર્યા કરવાની કુટેવ-ઉછાંછળી વૃત્તિ તજી, ખૂબ ગંભીર બનવું.

૨. ધર્મસાધન કરવામાં બરાબર કામ આવે એવું પાંચે ઇન્દ્રિયપૂર્ણ શરીર નિરોગી બન્યું રહે તેવી દરેક તજવીજ કાળજીપૂર્વક રાખવી. કોઇ પણ ઇન્દ્રિયમાં ખામી આવે કે રોગ પ્રગટે એવું અવિચારી વર્તન ન જ કરવું.

૩. અન્ય પણ આપણો લાભ સુખે લઇ શકે એવી એવી ઠંડી પ્રકૃતિ-શાન્ત સ્વભાવ રાખવા જરૂર અભ્યાસ પાડવો.

૪. સ્વાર્થને જતો કરી સામાન્ય હિતકારી કાર્યો કરવા લક્ષ્ય ને ખંત રાખી યથાશક્તિ તન, મન, ધનનો ભોગ આપવાથી અધિક લોકપ્રિય થવાય છે.

૫. જેથી આર્ત્ત–રૌદ્રધ્યાન વધે, અને આપણા પરિણામ કઠોર બને તેવાં કારણો સમજી લઇ તેને જરૂર તજવાં.

૬. જેથી લોકમાં અપવાદ થાય, વડીલ જનોની ઇતરાજી થાય અને પાપની વૃદ્ધિ થવાથી આપણી દુર્ગતિ થાય તેવાં નબળાં કામ કરવાથી અળગાં જ રહેવું.

૭. આપણી સ્થિતિ ને સંયોગોને લઇ, જે કંઇ આચરણ કરવું જ પડે તેમાં માયાચારીપણું ન જ રાખવું. સરલભાવે જ જે જરૂર કરવું પડે તે કરવું.

૮. ધર્મ–માર્ગને બાધ ન આવે એવું કોઇ હિતકાર્ય કરી દેવા, વડીલ જન વિગેરે તરફથી પ્રેરણા થતાં તેનો અનાદર ન કરવો–યોગ્ય આદર કરવો.

૯. લાજ–મર્યાદા રાખી, સ્વદેવગુરુધર્મની શોભા વધે તેમ વિવેકથી વર્તવું.

૧૦. દીન–દુઃખી–અનાથ જીવો ઉપર અનુકંપા ને ગુણીજનો પ્રત્યે પૂજ્યભાવ રાખવો. દુઃખી જનોનું દિલ શાન્ત કરવા સાથે તેમનાં દુઃખનો જલદી અંત આવે એવો ઉત્તમ માર્ગ તેમને પ્રેમપૂર્વક બતાવવો–સમજાવવો.

૧૧. નબળી વાતમાં માતપિતાદિક, ગમે તે સંબંધીનો પક્ષ ન કરવો અને સારી વાત, સારાં કામમાં ગમે તેવા વિરોધીને પણ બનતો ટેકો આપવો.

૧૨. ગમે તે સદ્‌ગુણી ઉપર પ્રેમ-પ્રમોદ રાખવો, તેની ઘટતી પ્રશંસા કરવી અને આપણાથી બની શકે તેટલું ગુણોનું ગ્રહણ પણ કરવું.

૧૩. સત્યપ્રિય અને સત્યાગ્રહી બનવું, તો જ પવિત્ર ધર્મને યોગ્ય થવાય.

૧૪. આપણું આખું કુટુંબ અને આપણને અનુસરનારા સહુ કોઇ જનો સહુ વાતે સુખી થાય તેવા કુશળ ને ધર્મચુસ્ત બને તેવું દૃઢ લક્ષ્ય રાખવું.

૧૫. જેનું પરિણામ સારું-સુંદર આવે તેવું કામ જ લાંબી નજર રાખી કરવું, જેથી અર્ધે રસ્તે તે મૂકી દેવું ન પડે, લોકમાં હાંસીપાત્ર ન થવાય, પરંતુ પ્રશંસા થાય તેમ વર્તવું.

૧૬. હિતાહિત, ભક્ષ્યાભક્ષ્ય, પેયાપેય, ગમ્યાગમ્ય, ને સ્વ-પર ગુણદોષની વહેંચણ જાતે જ કરી શકાય તેવું વિશેષ જ્ઞાન સંપાદન કરી લેવું.

૧૭. જેમના આચારવિચાર, અનુકરણ કરવા જેવા ઉત્તમ હોય તેવા વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ ને સંયમવૃદ્ધ જનોને સુવિનીત ભાવે સદા અનુસરવું.

૧૮. વિનય ગુણને એક અજબ વશીકરણ મંત્ર સમો લાભદાયક જાણી નિરંતર સદ્‌ગુણી જનોની ભક્તિ કરવી, તેમના પ્રત્યે પૂર્ણ પ્રેમભાવ રાખવો, તેમની ગુણ-સ્તુતિ કરવી, તેમના નજીવા દોષની ઉપેક્ષા કરવી અને તેની આશાતના-નિંદા-હેલનાદિક કરવાથી દૂર રહેવું.

૧૯. માતપિતાદિક ઉપગારી જનોનો તેમ જ દેવગુરુધર્મનો આપણા પરનો અમાપ ઉપગાર સંભારી તેમની સેવા-ભક્તિ કે પ્રભાવના કરવી. જે જે શુભ તક આવી મળે તેનો અચૂક લાભ લેવા ભૂલવું નહિ. તેમણે કરેલો ઉપગાર વિસરવો નહીં. કૃતજ્ઞતાદિક ઉત્તમ ગુણોવડે આપણામાં ધર્મની યોગ્યતા વિચારી ગમે તેવા નિઃસ્પૃહી મહાત્માઓ પણ આપણને સાચા ધર્મનો માર્ગ પ્રેમપૂર્વક સમજાવે તેનો યથાશક્તિ આદર-સ્વીકાર કરી, આપણે સુખે આત્મકલ્યાણ સાધી, સર્વ દુઃખ-જન્મમરણનો અંત કરી અક્ષય અનંત શિવસુખ પામી શકીએ તેમ કરવું.

૨૦. દેહ, ધનાદિક સંયોગિક વસ્તુઓની અનિત્યતા-ક્ષણવિનાશિતાદિ જેમને બરાબર સમજાય તેમણે તે તે વસ્તુ પરનો ખોટો મોહ તજી, બની શકે તેટલું સ્વપરહિત સાધી લેવા જરૂર પ્રયત્ન કરવો યોગ્ય છે. દેહાદિક જડ વસ્તુ ઉપર લાગેલી અનંતી પ્રીતિ-મૂર્ચ્છા-મમતા તજ્યા વગર પરમાર્થ તરફ પ્રીતિ લાગી શકતી નથી. જે પરવસ્તુ ઉપરની પ્રીતિ તોડે છે તે જ શુદ્ધ દેવ, ગુરુ ને ધર્મ-તત્ત્વ પર પ્રીતિ જોડી શકે છે, અને પરમાનંદનો ભોગી થઈ શકે છે. વળી સ્વઆત્મહિત સાધવા સમર્થ હોય તે જ સહુને આત્મ સમાન લેખી પરહિત સાધી શકે છે.

૨૧. જે સઘળી વાતે જાણ-કુશળ-ચકોર હોય છે તે ધર્મ રહસ્યને પણ સારી રીતે સમજી તેનો સહેજે આદર કરી શકે છે. જ્ઞાની પુરુષો આવા લાયક જનોને પ્રેમે ધર્મ-રહસ્ય બતાવે છે, તે બીજા યોગ્ય જીવને બતાવે છે, એમ તેની શુભ પરંપરા અખંડ ચાલ્યા જ કરે છે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૧, પૃ. ૩૮૬ ]

## મહાપુરુષોએ પોતે સેવેલી ને પ્રકાશેલી સદ્‌ભાવના સુખના અર્થી દરેક સજ્જને સદા ય સેવવાની જરૂર

**'ઉદાર ઉત્તમ ભાવના'** એ આપણો મુદ્રાલેખ હોવો જોઇએ, કેમકે આપણે સહુ સુખની ચાહના કરીએ છીએ. તે સુખ ક્ષણિક નહીં પણ અવિનાશી હોવું જોઇએ. તેવું સુખ આત્મામાંથી જ મળી શકે છે. યથાર્થ **જ્ઞાન, શ્રદ્ધા** અને **ચારિત્ર**-યોગે જ તે પ્રાપ્ત થઇ શકે છે. સાદી ભાષામાં સ્પષ્ટ અક્ષરે તેનો પરમાર્થ સહુએ સમજવો યોગ્ય છે. દરેક આત્મામાં શક્તિરૂપે (સત્તાગત) અનંત ગુણરાશિ રહેલી છે. તેની **બરાબર સમજ,** તેવો **દૃઢ નિશ્ચય,** અને તે ગુણ પ્રગટ કરવા સર્વજ્ઞ પ્રભુના વચનાનુસાર **સદ્વર્તન** સેવવું એ જ ઉક્ત અવિનાશી સુખપ્રાપ્તિનો અમોઘ ઉપાય છે.

અજ્ઞાન અને મોહવશ સ્વચ્છંદ આચરણથી સાચા અવિનાશી સુખનો ખરો માર્ગ ભૂલાઇ ગયો છે, અને મિથ્યા ભ્રમવશ ખોટો માર્ગ પકડી લેવાયો છે, તેથી જ જીવ સુખને બદલે દુ:ખમાં જ પડતો જાય છે અને પોતાની ઇચ્છા નહીં છતાં ઉન્નતિને બદલે અવનતિના જ ખાડામાં ગબડતો જાય છે.

આવી દુ:ખદાયી સ્થિતિ ચલાવવા દેવી ને અવનતિના ખાડામાં સબડયા કરવું કોઇ રીતે વ્યાજબી નથી જ. તેમાંથી પ્રત્યેક જીવનો ઉદ્ધાર કેમ કરીને થાય એવું હિતચિન્તવન કરતા રહેવું તે **મૈત્રી ભાવના.**

દુ:ખી જીવોના દુ:ખનો અંત આણવા તનથી, મનથી, વચનથી કે ધનથી ગમે તે ભોગે દૃઢ પ્રયત્ન કરવો તે **કરુણા ભાવના.**

કોઇ સુખી કે સદ્‌ગુણી જીવને દેખી કે સાંભળીને દિલમાં

પ્રમુદિત થવું-હર્ષિત થવું ને બને તેટલું તેવા સુખદાયક સાચે માર્ગે સંચરવા તત્પર થવું તેનું નામ **પ્રમોદ ભાવના.**

ગમે તેવા નિન્દ્ય-નિર્દય કઠોર કર્મ કરનાર જીવને પણ ખરી કરૂણા બુદ્ધિથી સમજાવી ઠેકાણે પાડવાનું જ્યારે અશકય જણાય ત્યારે છેવટે તેને કિલષ્ટ કર્મવશ સમજી પોતે રાગદ્વેષ રહિતપણે તેનાથી ન્યારા થઈ રહી, સ્વપરહિત કર્તવ્ય કરવામાં જ સાવધાન રહેવું તે **ઉપેક્ષા** અથવા **માધ્યસ્થ્ય ભાવના** આપણને અત્યંત હિતકારી છે.

સાચા અવિનાશી સુખની ઉત્તમ ચાવી જેવી ઉક્ત ચારે ભાવના આપણા અંતઃકરણમાં **સદોદિત** રહેવી જોઈએ, ને તેનો અજબ પ્રભાવ અનુભવવો જોઈએ. એ સઘળી ઉદાર ઉત્તમ ભાવના અંતરમાં પ્રગટાવ્યા વગર આપણામાં **સંપ** યા **એકતા** થઈ શકશે નહીં, તેમ જ તે વગર આપણે એક બીજાનું હિત પણ કરી શકશું નહીં. સંપવડે જ સઘળું હિત-શ્રેય કરી શકાશે તેથી પ્રથમ આપણા આચાર, વિચાર ને વાણીમાં જ એકતા-અવિરોધ ભાવ લાવવાની ભારે જરૂર છે. તેમાં જ જ્યારે સ્વાર્થાંધપણે ગોટાળો વળે છે અને સ્વચ્છંદતાનું જોર વધે છે ત્યારે જ આપણને દુઃખદાયક કલેશ-કુસંપના દર્શન કરવા પડે છે. આપણામાં જ એકતા અને પવિત્રતા ગમે તે ભોગે આપણે પેદા કરીને પોષવાથી આપણે સદા ય સુલેહને જ ચાહશું અને સાચી સુખશાન્તિને ઉપજાવી તેને કાયમ જાળવી રાખી શકશું. આવી ઉત્તમ સ્થિતિ આપણે માટે ખાસ ઇચ્છવા યોગ્ય છે. તેમાં પણ અત્યારના અતિ વિષમ સંયોગો વચ્ચે તે તો અતિ આવશ્યક ને આવકારદાયક છે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૧, પૃ. ૩૮૮. ]

# હાથ આવેલી બાજી ન બગડે તેની સંભાળ રાખવાની જરૂર.

દશ દૃષ્ટાન્તે દુર્લભ એવી મનુષ્યજન્માદિ વિશિષ્ટ ધર્મ-સામગ્રી પૂર્વપુન્યયોગે પ્રાપ્ત થયા છતાં બહુધા પ્રમાદવશ મુગ્ધ જીવો તેનો સદુપયોગ કરી શકતા નથી, પરંતુ મોહ–મમતાથી અંધ બની તેનો દુરુપયોગ કરે છે. તેવા પણ ભવ્યજનોના હિત અર્થે જ્ઞાની પુરુષો કહે છે કે—

૧. હિતાહિત, ત્યાજ્યાત્યાજ્ય, કર્તવ્યાકર્તવ્ય, ગમ્યાગમથી, ભક્ષ્યાભક્ષ્ય, પેયાપેય, ગુણ–દોષાદિક તત્ત્વનું ચિન્તવન કરવું, જડ ચેતનનું પૃથક્કરણ કરવું ને હંસની પેઠે સાર તત્ત્વ સ્વીકારી લેવું–એ બુદ્ધિબળ પામ્યાનું શુભ ફળ સમજવાનું છે; તેમ નહીં કરતાં તેનો અવળે માર્ગે ઉપયોગ કરાય છે તે અનુચિત છે.

૨. આપઆપણા શરીરબળ ને મનોબળ તપાસી છતી શક્તિને ગોપવ્યા વગર તપ, જપ, વ્રત, નિયમનું સ્વરૂપ ગુરુગમથી સમજી આત્મકલ્યાણાર્થે તેનું સેવન કરવું એ આ દુર્લભ માનવ-દેહ પામ્યાની સાર્થકતા લેખાય; તેને બદલે અનેક જાતના અપલક્ષણ દુર્વ્યસનાદિક નિરર્થકપણે સેવાય તે તદ્દન અનુચિત છે.

૩. ચંચળ લક્ષ્મીની સાર્થકતા કરી લેવા જ્ઞાની પુરુષોએ અનેક સુસ્થાનો બતાવેલાં છે, તેની સમજ મેળવી વર્તમાન સમયે જે સ્થાનમાં દ્રવ્ય વાપરવાની આવશ્યકતા જણાતી હોય તેમાં વિવેકપૂર્વક નમ્રભાવે મનના પરિણામને માટે અધીરા થયા વગર સ્વકર્તવ્ય સમજી પ્રાપ્તસંપત્તિનો સદુપયોગ કરવો તે તેની સાર્થકતા–સફળતા લેખાય; તે સિવાય સ્વચ્છંદપણે

ગમે તેમ દુરુપયોગ કરવાવડે તેનો વિનાશ કરાય તે તો તદ્દન અનુચિત જ લેખાય. મુખ્યપણે તો લક્ષ્મી ન્યાય-માર્ગે જ પ્રાપ્ત કરી તેનો સન્માર્ગે ઉપયોગ કરવો ઘટે, તેને બદલે અવળે માર્ગે કમાઇ તેને અવળે માર્ગે ખરચવી તે તો તદ્દન અનુચિત જ છે.

૪. સામા જીવોને પ્રીતિ ઉપજે, તેનું હિત સધાય અને સ્વપરની ઉન્નતિમાં વધારો થાય તેવું સમયોચિત પ્રિય, પથ્ય તથા તથ્ય ( સત્ય ) વચન બોલવું; તે સિવાય જે તે જેમ તેમ કશા ઢંગધડા વગર બોલવું તે તો સાવ અનુચિત જ કહેવાય. જીભમાં જ અમૃત ને જીભમાં જ ઝેર છે એમ પરિણામથી સમજાય છે. એકથી દુનિયા વશ થાય છે ને બીજાથી દુનિયા દુશ્મન બની જાય છે. ઉપરની ચાર ઉપયોગી બાબતને સમજી લઇ, માર્ગાનુસારી બની, પવિત્ર ધર્મયોગ્ય પાત્રતા મેળવી દરેક સજ્જન નર-નારી સિંહ જેવી વીરવૃત્તિ આદરી, શ્વાન જેવી ડરપોક વૃત્તિ તજી સ્વપરહિત સેવ્યા કરે એ જ ઇચ્છા છે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૧, પૃ. ૩૮૯.



જિનેશ્વરો પ્રાતઃકાળે ભવ્યજનોના મોક્ષને માટે થાઓ !' તેવી રીતે ભક્તિભર હૃદયથી અત્ર મનુષ્યલોકમાં ભવ્યજનોએ સાક્ષાત્ તીર્થંકરના વિરહે તીર્થંકરદેવની શાંત-પરમશાંત પ્રતિમાદ્વારા પ્રભુના સ્નાત્રાભિષેકનો લાભ પોતે જાતે જ પ્રતિદિન પોતાના પરિવારયુક્ત લેવો જોઇએ. આજકાલ જેવી રીતે એક નોકર પૂજારી પાસે રાજવેઠની પેઠે પ્રભુની પખાળપૂજા વિગેરે પતાવી દેવામાં આવે છે એમાં અવશ્ય સુધારો કરી પોતાની જાતે જ શ્રદ્ધાવંત શ્રાવકોએ એ પવિત્ર કાર્ય પોતાના જ કલ્યાણાર્થે કરવું યોગ્ય છે.

૧. નિર્મળ જળથી અભિષેક કર્યા બાદ અતિ કોમળ અને બારીક સ્વચ્છ વસ્ત્રવડે પ્રભુનું પવિત્ર ગાત્ર લુંછી લેવું જોઇએ. તે પણ પોતે જાતે જ કરવું જોઇએ.

૨. ત્યારબાદ ઉત્તમ ચંદનાદિક શીતળ દ્રવ્યોવડે પ્રભુનાં સંપૂર્ણ ગાત્રે વિલેપન કરી પછી પવિત્ર કેશર, કસ્તૂરી પ્રમુખ સુગંધી દ્રવ્યોવડે પ્રભુનાં નવાંગે તિલક કરવાં જોઇએ; નિષ્કારણ અન્ય સ્થળે કેશર લગાડવું ન જોઇએ.

૩. વિલેપન કર્યા બાદ સરસ સુગંધી ખીલેલાં અને તાજાં પુષ્પો પ્રભુના અંગે ચઢાવવાં જોઇએ, કાચી કળી ચઢાવવી નહિ, તેમ ડંખેલાં ફૂલ પણ ચઢાવવાં નહિ. ગુંથેલી પુષ્પમાળા મળે તો પ્રભુના કંઠે અથવા મસ્તકે આરોપવી જોઇએ.

૪. પછી પ્રભુની આગળ કૃષ્ણાગરુ પ્રમુખ દશાંગ ધૂપ

૫. ત્યારબાદ ગાયના સુગંધી ઘીવડે પૂરીને મંગળદીપ પ્રગટાવવો જોઇએ.

૬. પછી ઉજ્જવળ અને અખંડ તંદૂલ–અક્ષત–ચોખાવડે સ્વસ્તિક પ્રમુખ અષ્ટ મંગળ આદિ પ્રભુ આગળ આળેખવા જોઇએ.

૭. ત્યારબાદ સરસ એવાં વિવિધ જાતનાં ફળ પ્રભુ પાસે ઢોકવાં જોઇએ.

૮. પછી વિધવિધ પકવાન્નથી ભરેલા રસાળ નૈવેદ્યના થાળ ઢોકવા જોઇએ.

એવી રીતે નિત્યપ્રતિ અષ્ટપ્રકારી પૂજા શ્રદ્ધાવંત શ્રાવકે સ્વદ્રવ્યવડે કરવી જોઇએ. એથી આત્માને અનેક ઉત્તમ પ્રકારના લાભ સંપજે છે.

૧. નિજ કર્મમળ દૂર થવાથી આત્મા ઉજ્જવળ થાય છે.

૨. કષાયતાપ ઉપશમી જવાથી સહજ શીતળતા વ્યાપે છે.

૩. ચિત્તની શુદ્ધિ–પ્રસન્નતા પ્રગટે છે.

૪. મલિન વાસના–અધ્યવસાય દૂર થઇ જાય છે અને સદ્-વાસના જાગે છે.

૫. અજ્ઞાન અંધકાર ટળે છે અને અંતરજ્યોતિ ઉલ્લસે છે.

૬. મંગળમય–નિર્દોષ કરણી કરી અક્ષય–અક્ષત સુખ મેળવવા ભાવ જાગે છે.

૭. જન્મ–મરણ સંબંધી સમસ્ત દુઃખ રહિત મોક્ષફળ પામવા ઉત્કંઠા વધે છે. અને—

૮. શરીર પ્રમુખ સર્વ ઉપાધિ તજી નિર્મળ સિદ્ધશિલા ઉપર જ વાસ કરવો ગમે છે.

**જેવી વિશુદ્ધ** ભાવનાથી પ્રભુભક્તિ કરવામાં આવે છે તેવું તેનું ઉત્તમ ફળ પ્રાપ્ત થાય છે.

ઉપર કહ્યા મુજબ ભાવ સહિત દ્રવ્યપૂજા કરીને મન, વચન, કાયાની શુદ્ધિથી એકાગ્રપણે ચૈત્યવંદન પ્રમુખ ભાવપૂજા કરવા ઉજમાળ થવું ઘટે છે.

ચૈત્યવંદનાદિક ભાવપૂજા કરતાં દ્રવ્યપૂજા સાથે સંબંધ રાખવાની જરૂર નથી; કેવળ પ્રભુસ્તવના-ભક્તિમાં જ લક્ષ્ય પરોવવું જોઇએ. ભાવપૂજા કરવાનો હેતુ પ્રભુપ્રતિ પ્રેમ જગાડી, તેમની પવિત્ર આજ્ઞાને અનુલક્ષી, આપણા દોષ દૂર કરી, સહજ આત્મિક ગુણ પ્રગટાવવાનો હોય છે અને તે જ કર્તવ્ય છે.

અંગપૂજા, અગ્રપૂજા, ભાવપૂજા ઉપરાંત ચોથી પ્રતિપત્તિપૂજા શાસ્ત્રમાં વર્ણવી છે તે યથાશક્તિ પ્રભુની આજ્ઞાનું પાલન કરવા-દર્શન, જ્ઞાન અને ચારિત્રધર્મનું આરાધન કરવા-રૂપ સમજવાની છે, તેથી જ અંતે અક્ષયસુખ પમાય છે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૨૫, પૃ. ૩૫૫. ]

---

## પ્રભુની વિલેપનપૂજામાં ઉત્તમ ચંદનાદિક શીતળ દ્રવ્યનો જ થવો જોઇતો ઉપયોગ.

પ્રભુપૂજા પ્રસંગે પ્રભુના અંગે ઉત્તમમાં ઉત્તમ સુગંધી ચંદનાદિક શીતળ દ્રવ્યનું વિલેપન કરવાનું કહ્યું છે, તેને

**વિલેપન પૂજા** કહેવાય છે. એમ સમજનારા સુગુણ વિરલ શ્રાવક ભાઈ-બ્હેનો આત્મલક્ષપૂર્વક પ્રતિદિન પ્રભુની વિલેપન પૂજા કરતા હશે, પરંતુ બ્હોળે ભાગે ભોળાં ભાઇ-બ્હેનો પ્રભુ-પૂજાનો ખરો હેતુ નહિ સમજતાં હોવાથી સ્વસ્વ ઇચ્છાનુસારે તેમાં ફેરફાર કરી નાંખે છે અને પછી તે રૂઢિનું રૂપ પકડે છે. જેમ તાપથી તપેલ માણુસ શીતળ ચંદનાદિક રસનું શરીરે વિલેપન કરી તાપ-સંતાપથી મુક્ત થઈ શીતળતા અનુભવે છે તેમ ભક્તિરસિક ભવ્યાત્મા જન્મ, જરા અને મરણ સંબંધી ત્રિવિધ સાંસારિક તાપથી મુક્ત થવા અને આત્માની સહજ શીતળતાનો અનુભવ મેળવવા માટે પરમ પ્રાણપ્રિય પરમાત્મા પ્રભુનું ઉત્તમ આલંબન ગ્રહી પ્રભુના અંગે શ્રેષ્ઠ ચંદનાદિક શીતળ દ્રવ્યનું વિલેપન આત્મલક્ષથી કરી કૃતાર્થ બને છે.

તથાપ્રકારના આત્મલક્ષ વગરના ભોળાં ભાઇ-બ્હેનો ચંદનાદિક શીતળ દ્રવ્યથી સર્વાંગે વિલેપન કરવાનો શુભાશય તથા તેનું ફળ-મહાત્મ્ય નહિ સમજવાથી ચંદનને બદલે બહુધા કેશરનો ઉપયોગ કરતાં રહે છે. જો કે કેશર પણ સુગંધી હોઈ શુદ્ધ ( ચોખ્ખું ) મળતું હોય તો યોગ્ય પ્રમાણમાં વાપરવામાં વાંધા જેવું નથી, પરંતુ જોઈએ તેવું શુદ્ધ-ચોખ્ખું-નિર્દોષ કેશર જ્યારે મળવું જ મુશ્કેલ પડે છે અને જે મળે છે તેમાં કંઈક ભ્રષ્ટ વસ્તુની ભેળસેળ થતી કે થયેલી સંભળાય છે તેમ છતાં તેવા કેશરની જ જ્યાં જ્યાં વપરાશ થતી જણાય છે અને તે બદલ એકંદર લાખો રૂપીઆનો વ્યય કરવામાં આવે છે. આ વાત ખાસ વિચારવા જેવી છે. તેને બદલે ઊંચા પ્રકારનું ચંદન જ મુખ્યપણે વિલેપનપૂજા તરીકે

વપરાતું હોય તો વધારે સારું. કદાચ બરાબર તપાસ કરાવતાં શુદ્ધ-ચોખ્ખું કેશર મળી શકતું હોય તો ભલે; તે પણ યોગ્ય પ્રમાણમાં વપરાતું રહે; પરંતુ તેવી તપાસ કર્યા વગર ગતાનુગતિકપણે જેવું મળે તેવું અશુદ્ધ કેસર પ્રભુની પૂજામાં વાપરવું અને તેમાં દ્રવ્યનો વ્યય કરવો એ મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે તો અનુચિત લાગે છે.

દરેક ગામ કે શહેરના સ્થાનિક સંઘ તેમ જ તેમને ખરો હિતકારી માર્ગ બતાવનારા ઉપદેશકો આ વાત લક્ષમાં લઈ ઉચિત કરશે તો ઉક્ત દોષથી બચી ખરો માર્ગ આદરી શકાશે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૬, પૃ. ૧૭૫. ]

---

## [1]શત્રુંજય મહાતીર્થની યાત્રા-ભક્તિના રસિક ભાઇ-બહેનોને સાદર નિવેદન.

શત્રુંજય મહાતીર્થની યાત્રાનિમિત્તે આવતાં ભાઇ-બહેનોના જાનમાલની રક્ષાનિમિત્તે પાલીતાણાના રાજ્ય સાથે શેઠ આણંદજી કલ્યાણજીએ બ્રિટિશ ગવર્મેન્ટ મારફત કરેલ કરાર આવતા એપ્રીલની ૧૮ મી તારીખે પૂરો થવા પામે છે; એટલે તેમાં લગભગ ચાર માસ ખૂટે છે. જો ફરી માનભર્યું સંતોષકારક સમાધાન બંને પક્ષ વચ્ચે થઇ જાય તો યાત્રાનો પ્રવાહ અસ્ખલિત ચાલ્યા કરે ખરો, નહીં તો તેમાં કદાચ રાજ્ય તરફથી

---

૧. સંવત ૧૯૮૨માં શ્રી શત્રુંજય તીર્થની યાત્રા બંધ થવાની હતી તે પહેલાં સ્વ૦ સ. ક. વિ. મહારાજે જૈન કોમને તથા ઠાકોર સાહેબને આત્મનિવેદન કર્યું તે અહીં આપવામાં આવેલ છે.—**સંગ્રાહક.**

અંતરાય ઊભો થાય તે પહેલાં જે ભાઇ–બ્હેનોને નવાણુ યાત્રા કરવાનો **લાંબા વખતનો મનોરથ હોય** તે પૂરો કરી લેવા અત્યારે **સ્વાધીન સોનેરી તકનો લાભ લઇ લેવો જરૂરનો છે.** જેમને અનેક ભાઈ–બ્હેનોના સમુદાય ( સંઘ ) સાથે સંઘપતિ થઈને તીર્થયાત્રાનો લ્હાવો લેવા ઇચ્છા હોય તેમને માટે પણ **અત્યારની સ્વાધીન તક સોનેરી લેખાય.** જેઓ છૂટાછવાયા પૈસા અનેરા તીર્થાટનમાં ખર્ચ કરતા હોય તેમણે તે ખર્ચ આ સ્વાધીન તકનો લાભ જાતે લેવામાં અને અન્ય સાધર્મી ભાઈ–બ્હેનોને આપવામાં કરવો વધારે સલાહકારક છે.

ઋતુ અનુકૂળ હોવાથી યાત્રાળુઓને છ'રી' પાળીને સંઘ સાથે આવવામાં કે તેટલો વધારે સમય તીર્થરાજની છાયામાં રહી જાતે ૯૯ યાત્રાનો લાભ લેવામાં તેમ જ તેવી ઈચ્છા–અભિલાષા રાખનારા સામાન્ય સ્થિતિના ભાઇ–બ્હેનોને યોગ્ય આશ્રય આપીને ૯૯ યાત્રાનો લાભ લેવામાં મદદગાર થવામાં તન, મન, ધનનો ઉપયોગ કરવો ઉપયુક્ત છે. શરીરની અશક્તિને લીધે જેઓ નવાણુ યાત્રા કરી ન શકે તેઓ ઈચ્છાનુસારે તીર્થની શીતળ છાયામાં બને તેટલો વખત રહી તપ, જપ, વ્રત, નિયમોનું પરિપાલન કરતા રહી શકે છે; તેમ જ પોતાના બીજા સાધર્મી ભાઇ–બ્હેનોની બની શકે તેટલી સેવા–ભક્તિ પણ કરી શકે છે.

વળી પ્રસંગે પ્રસંગે સંત–સુસાધુજનોની સેવા–ભક્તિનો પણ લાભ ઉઠાવી શકે છે અને તેમનો પવિત્ર સમાગમ કરી, ધર્મોપદેશ સાંભળી, સદ્દહી, યથાયોગ્ય આદર કરી તેની સાર્થકતા કરી શકે છે. જંગમ તીર્થરૂપ સુસાધુજનોનો સમાગમ

આવા પવિત્ર તીર્થ સુખે મળી શકે છે તેથી તેનો લાભ દરેક આત્માર્થી ભાઇ-બ્હેનોએ અવશ્ય લેવો ઘટે છે.

વિધિરસિક સજ્જનોએ યાત્રાવિધિ જાણવા અને તેનો યોગ્ય આદર કરવા જરૂર લક્ષ્ય રાખવું ઘટે છે.

ભાવનગર શ્રી જૈન ધર્મપ્રસારક સભા તરફથી **કુંવરજીભાઇએ ‘નવાણુ યાત્રાનો અનુભવ’** પ્રસિદ્ધ કરેલ છે તે ખપી જનોએ વાંચી, વિચારી, તેમાંથી સાર તત્વનો આદર કરવા યોગ્ય છે. તે પુસ્તક **‘શ્રી જૈન ધર્મપ્રકાશ’** ના ગ્રાહકોને ભેટ મળેલ છે, છતાં ખાસ જેમને જરૂર હોય તે ત્યાંથી કે અમારી પાસેથી મેળવી તેનો લાભ લઇ શકે છે.

ટુંકાણમાં એટલું જ કહેવાનું કે તીર્થયાત્રાનો થોડો કે વધારે લાભ લેવા ઇચ્છા રાખનારાઓએ હવે પ્રમાદમાં વખત નહીં કાઢતાં, જાતે બને તેટલો તીર્થયાત્રાનો લાભ લેવા સાથે પોતાના કુટુંબને તેમ જ બીજા ખપી પણ સામાન્ય સ્થિતિના ભાઇ-બ્હેનોને આ પવિત્ર તીર્થયાત્રાનો લાભ લેવાદેવામાં તન, મન, ધનથી મદદગાર થવા ચૂકવું નહીં. નહીં તો **‘લગ્ન વેળા ગઈ ઉંઘમાં, પછી ઘણો પસ્તાય’** તેના જેવું થવા પામે. બાકી આપણે સહુએ ઉદાર ભાવના જ ભાવવી ઘટે છે, જેના પ્રભાવે લેખાતા દુશ્મનોનું પણ હિત થવા પામે.

જુનાગઢના ના૦ નવાબ સરકારે યાત્રિકો ઉપરનો નજીવો કર સદંતર કાઢી નાંખી હજારો યાત્રિકોની દુવા લીધી તેમ પાલીતાણાના ના૦ ઠાકોર સાહેબને કરવાની સદ્‌બુદ્ધિ સૂઝે. છેવટે શેઠ આ૦ ક૦ સાથે ઘણા લાંબા વખતથી ચાલી આવતી

કડવાશ કાઢી નાંખી, સંતોષકારક સમાધાન કરી, લાખો જૈનોની દુવા લેવા સદ્ભાગ્ય જાગે એ અત્યારની વિષમ સ્થિતિમાં ખાસ આતુરતાથી ઇચ્છવા જેવું છે. સહુને સદ્‌બુદ્ધિ સૂઝો અને શાસનદેવો સહુનું ભલું કરો.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૧, પૃ. ૩૪૧ ]

---

## ' પવિત્ર તીર્થભૂમિ તરવા માટે જ છે, બૂડવા માટે નથી જ ' એવું સ્થિર લક્ષ્ય રાખી, સ્થાવર ને જંગમ ઉભય તીર્થની સેવાભક્તિ વિવેકપૂર્વક કરતા રહેવાની જરૂર.

' અન્ય સ્થાને કરેલાં પાપ તીર્થસ્થાને છૂટી શકે છે, પણ તીર્થસ્થાને કરેલાં પાપ વજ્રલેપ જેવાં–કેમે ન છૂટે એવાં ચીકણાં થઇ જાય છે. '

૧. શત્રુંજય, ગિરનાર પ્રમુખ **સ્થાવરતીર્થ** અને પ્રભુ-આજ્ઞાકારી ચતુર્વિધ સંઘરૂપ **જંગમતીર્થ** એ ઉભય તીર્થની યથોચિત સેવા-ભક્તિ કલ્યાણના અર્થી ભાઈબહેનોએ કોમળ પરિણામ રાખીને ભવસાગરનો પાર પામવા સારુ પ્રસન્નતાથી કરવી જોઇએ.

૨. ભવતારક ઉક્ત ઉભય તીર્થની યથાવિધિ સેવાભક્તિ જાતે કરવી, કરનારને યથાશક્તિ સહાય કરવી અને અન્યમાં સેવારસિકતાદિક ગુણ જોઇ તેનું અનુમોદન અચૂક કરવું; પરંતુ નિંદા કે ઠઠ્ઠા–મશ્કરી કરી તેની વિરાધના કદાપિ કરવી નહીં.

૩. કઇક ભાગ્યશાળી શ્રીમંતો **સંઘપતિ** થઇ, શ્રી સંઘની સેવા-ભક્તિ કરતા કરતા **છ"રી"** પાળીને શત્રુંજયાદિ તીર્થને ભેટી, ઉદાર દિલથી દ્રવ્યનો વ્યય કરી, પ્રાપ્ત થયેલ લક્ષ્મીની સાર્થકતા કરે છે, તેમ સહુથી બની ન શકે તો પણ તેવા પવિત્ર પ્રસંગે પોતાથી બની શકે તેટલી યાત્રિકોની સેવા તન, મન, વચનથી કરવાનું તો ચૂકવું નહીં.

૪. **'વિનય ધર્મનું મૂળ છે; તેનાથી જ સઘળી ગુણસંપત્તિ પામી શકાય છે.'** એ શાસ્ત્રવચનમાં ઊંડી શ્રદ્ધા રાખનાર ભાઇબહેનો તેવા શુભ પ્રસંગે આવતા જતા યાત્રિકોની યોગ્ય સગવડ સાચવ્યા વગર કેમ જ રહે ? તુચ્છ સ્વાર્થને જતો કરી પરમાર્થની ખાતર પ્રાણ પાથરનાર સજ્જનોની જ બલિહારી છે, તેમનાથી જ પૃથ્વી રત્નગર્ભા ગણાય છે.

૫. **ધર્મનો મર્મ** નહીં સમજનારા મુગ્ધ જનો શ્રીમંત હોય કે ગરીબ હોય, ભલે તેઓ તીર્થયાત્રા કરવા જતા હોય; પરંતુ તે પવિત્ર તીર્થયાત્રાની વિધિમર્યાદા ભાગ્યે જ સાચવી શકે છે. ત્યારે જંગમ તીર્થરૂપ જ્ઞાની સાધુ-સંતનો સમાગમ કરી, ધર્મનો મર્મ સમજનારા સુજ્ઞ જનો ગમે તેવા શ્રીમંત હોય કે ગરીબ હોય પણ તીર્થસેવાનું રહસ્ય જાણતા હોઇ, તેઓ તેવા પવિત્ર પ્રસંગે પ્રમાદ તજી, વિધિમર્યાદા સાચવી, ખરો લાભ મેળવી શકે છે.

૬. **સુજ્ઞ જનો તીર્થયાત્રા પ્રસંગે સંતસેવાનો દુર્લભ લાભ લેવા ચૂકતા નથી** ત્યારે મુગ્ધ જનો તેની ઓછી દરકાર કરે છે.

૭. સુજ્ઞ જનો ડગલે ને પગલે દયા–અહિંસાને આગળ કરીને જ દરેક કામ જયણાયુક્ત કરવા લક્ષ્ય રાખે છે; જ્યારે મુગ્ધ જનો તેની ઓછી જ દરકાર રાખે છે અને જયણારહિત મરજીમાં આવે તેમ કરતા રહે છે. તેથી પ્રમાણમાં તેઓ અલ્પ લાભ પામી શકે છે.

૮. શ્રી સંઘ સાથે તીર્થને ભેટવા આવતાં જ માર્ગમાં જ્યારે છ"રી" પાળવાનો આગ્રહ રાખવામાં આવે છે ત્યારે પવિત્ર તીર્થનો પ્રગટ ભેટો થયા પછી પણ જ્યાં સુધી તીર્થયાત્રાનો લાભ લેવાનું બની શકે ત્યાં સુધી ભક્ત જનોએ ઉક્ત છ"રી" પાળવા હમેશાં તત્પર રહેવું જોઇએ.

૯. આપણું હિત સાચવવા સાથે અન્ય બપી ભાઇબહેનોને હિતમાર્ગ પ્રેમપૂર્વક સમજાવવાનો યથાયોગ્ય પ્રયત્ન કરવો ઉચિત છે.

૧૦. વીતરાગ જેવી–રાગ દ્વેષ, કષાય રહિત નિર્મળ આત્મદશા પ્રાપ્ત કરવા–પ્રગટાવવા નિમિત્તે જ વીતરાગનું શરણ લેવાનું છે–વીતરાગની આજ્ઞાને અનુસરવાનું છે, એથી જ અંતે આપણું શ્રેય થઇ શકવાનું છે; માટે સહુએ સ્વચ્છંદતા તજી સત્ય માર્ગે ચાલવા ખપ કરવો જોઇએ.

૧૧. નિ:સંગ ને નિર્મોહી એવા સંત–સાધુજનોની શુદ્ધ ભાવથી સેવા–ભક્તિ કરી, તેમનું મન ઉત્તમ વિનયગુણથી પ્રસન્ન કરીને તેઓ આપણને લાયક જે હિતમાર્ગ બતાવે તેને ચીવટથી અનુસરવું ઘટે.

૧૨. આપણા સ્વાર્થની ખાતર કોઇને કશી પ્રતિકૂળતા ઉપજાવવી ન જ ઘટે.

૧૩. કોઇનું અચૂક ભલું થતું જ હોય તો આપણે બને તેટલો સ્વાર્થત્યાગ પણ કરવો ઘટે.

૧૪. કેવળ દેખાદેખી કરવા કરતાં લાભાલાભનો વિચાર કરીને જ પ્રવૃત્તિ કરવી ઘટે.

૧૫. સદ્ગુણીને દેખી પ્રમોદ લાવી પ્રશંસા કરવાથી આત્મલાભ થાય છે

૧૬. કોઇને ધર્મ પમાડવો ને ધર્મમાં સ્થિર કરવો તે ભાવ **અનુકંપા** કહેવાય છે.

૧૭. સંત–સાધુજનો સાક્ષાત્ કલ્પવૃક્ષની જેવા આશ્રિત-જનોને શીતળતા ઉપજાવનાર અને ઇષ્ટ ફળદાતા થાય છે.

૧૮. એવા સાધુજનોરૂપ કલ્પવૃક્ષનો જે આશ્રય લે છે તે અવશ્ય આત્મહિત કરી શકે છે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૧, પૃ. ૪૨૪. ]

---

## શ્રી નેમિચરિત્રાંતર્ગત પાંડવાદિકનો નિર્વાણ સંબંધ.

**શ્રી કૃષ્ણ**ના અવસાન પછી ખિન્ન ચિત્તવાળા તેના બંધુ શ્રી **બળભદ્ર** પોતાના પૂર્વ સારથી **સિદ્ધાર્થ** દેવની સમજાવટથી શ્રી નેમિશિષ્ય પાસે દીક્ષા ગ્રહણ કરી, તીવ્ર તપનું આસેવન કરી, તુંગિક ગિરિના શિખર પર ઘણો કાળ સ્થિત થઇ, સંયમનું આરાધન કરી અંતે કાળ કરી **બ્રહ્મદેવલોક**માં દેવપણે ઉત્પન્ન થયા.

ભગવાન નેમીશ્વર પ્રભુ સ્વનિર્વાણ સમય નજીક જાણી શ્રી ગિરનાર ગિરિ ઉપર પધાર્યા. ત્યાં દેવકૃત સમવસરણમાં બિરાજી અંતિમ ધર્મદેશના દીધી.

પછી પ્રભુ ૫૩૬ મુનિઓ સાથે દોઢ માસનું પાદોપગમન અનશન કરી **અષાઢ શુદિ અષ્ટમીના દિવસે શૈલેશી-કરણ**માં આરૂઢ થઇ સંધ્યાસમયે નિર્વાણ પામ્યા.

શાંબપ્રદ્યુમ્નાદિક કૃષ્ણના પુત્રો, કૃષ્ણની આઠ પટ્ટરાણીઓ, ભગવંતના ભાઇ પ્રમુખ બીજા ઘણા સાધુઓ તથા રાજીમતી પ્રમુખ સાધ્વીઓ પણ પરમપદ–મોક્ષપદને પામ્યા.

શ્રી **નમિનાથ**ના નિર્વાણથી પાંચ લાખ વર્ષો વ્યતીત થયા ત્યારે બાવીશમા શ્રી **નેમિનાથ** પ્રભુનું **નિર્વાણ** થયું.

શ્રી **નેમિનાથ** પ્રભુના **નિર્વાણ** પછી ચોર્યાશી હજાર વર્ષો વીત્યા બાદ ચોવીશમા તીર્થંકર શ્રી **મહાવીર પ્રભુનું નિર્વાણ** થયું.

જે વખતે શ્રી નેમિપ્રભુ નિર્વાણ પામ્યા ત્યારે પ્રબળ વૈરાગ્યયોગે દીક્ષા ગ્રહણ કરી પૃથ્વીતળને પાવન કરતાં પાંચે પાંડવો અનુક્રમે **હસ્તીકલ્પપુર**( પ્રાયઃ હાથસણી )માં પધાર્યા હતા. આ સ્થાનથી ગિરનાર ગિરિ બાર યોજન થાય છે, જેથી ‘ પ્રભાતકાળે શ્રી નેમિપ્રભુને વંદન કર્યા પછી આપણે માસિક તપનું પારણું કરશું ’ એમ પરસ્પર પ્રીતિથી વદતા હતા એવામાં લોકોના મુખથી નેમિપ્રભુનું નિર્વાણ સાંભળી તે પાંચે પાંડવો અત્યંત શોકાતુર થયા છતાં મહાવૈરાગ્ય દશાને પામી શ્રી વિમળાચળે પધાર્યા અને ત્યાં એક માસના અનશનપૂર્વક કેવળજ્ઞાન પામી મોક્ષે ગયા અને દ્રૌપદી દીક્ષા લઇ બ્રહ્મદેવલોકે ગઈ.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૬, પૃ. ૨૪૦. ]

## સદ્ઉપદેશ સાર.

૧. શ્વેતાંબર, દિગંબર, બુદ્ધ અથવા કોઈ પણ સમભાવ ભાવિતાત્મા જ નિઃસંશય મોક્ષ પામશે–મોક્ષાધિકારી થશે. **સમભાવ વિના મોક્ષ નથી.**

૨. અષ્ટાદશ–અઢાર દોષ રહિત **દેવ**, નિપુણ દયાયુક્ત **ધર્મ** અને આરંભ–પરિગ્રહ રહિત **બ્રહ્મચારી ગુરુ** જીવને તારે છે.

૩. અજ્ઞાન, ક્રોધ, મદ, માન, લોભ, માયા, રતિ, અરતિ, નિદ્રા, શોક, અસત્ય, ચોરી, મત્સર, ભય, પ્રાણીવધ, પ્રેમક્રીડા, સ્ત્રીપ્રસંગ અને હાસ્ય–એ અઢાર દૂષણ છે. અન્યત્ર અન્ય રીતે પણ અઢાર દૂષણ કહ્યાં છે. ઉક્ત સર્વ દૂષણ રહિત જ **દેવાધિદેવ** હોય છે. તેમને અમારો નમસ્કાર થાઓ.

૪. સર્વ નદીઓ જેમ સમુદ્રને મળે છે તેમ સર્વે ધર્મો–દર્શનો પવિત્ર **અહિંસાને** મળે છે–સ્વીકારે છે. પવિત્ર દયાવડે જ ધર્મ ગણાય છે. જ્યાં પવિત્ર દયા જ નથી ત્યાં ધર્મ પણ નથી–હોઈ શકે જ નહિ.

૫. પોતાના શરીરની પણ સ્પૃહા–મમતા રહિત, બાહ્યાંતર પરિગ્રહથી મૂકાયેલા, માત્ર ચારિત્રરક્ષાર્થે ધર્મોપકરણને ધારણ કરતા, પાંચે ઇંદ્રિયને દમનારા, જિનોક્ત સિદ્ધાંત–રહસ્યના જાણ અને પાંચ સમિતિ તથા ત્રણ ગુપ્તિના ધારક–પાલક એવા **ગુરુમહારાજ** જ શરણ કરવા યોગ્ય છે.

૬. પાસત્થા, અવસન્ના, કુશીલિયા, સંસક્તા અને યથાછંદા એ પાંચે જિનમતમાં અવંદનિક કહ્યા છે; કેમકે તે સર્વે સત્ય માર્ગથી વિમુખ છે.

૭. પાસત્થાદિક પાંચમાંથી કોઇને વંદન કરનારને કીર્તિ કે નિર્જરાનો લાભ થતો નથી; ફક્ત કાયકલેશ જ થાય છે, અશુભ કર્મ બંધાય છે અને પ્રભુની પવિત્ર આજ્ઞાભંગનું મોટું પાપ લાગે છે. એ સર્વ વિચારવા યોગ્ય છે.

૮. જેમ લોઢાની શિલા પોતાને અને તેને વળગેલા પુરુષને પણ પાણીમાં ડૂબાડે છે તેમ આરંભ-પરિગ્રહયુક્ત ગુરુ પણ સ્વપરને ભવસાગરમાં ડુબાડે છે. તેવા કુગુરુ પોતે પોતાને તારી શકતા નથી તેમ જ નથી અન્યને તારી શકતા; તે તો કેવળ ઉભયનું અહિત જ કરે છે.

૯. તેવા ભ્રષ્ટાચારીને વંદના-સ્તુતિ કરનાર તેના પ્રમાદને પોષનાર થાય છે.

૧૦. પૂર્વે કહેલા ૧૮ દોષ રહિત **અરિહંત** જ મારા **ઇષ્ટદેવ,** પૂર્વોક્ત ગુણવાળા **સુસાધુ** જ મારા **ગુરુ** અને પવિત્ર **દયાયુક્ત** શ્રી જિન**ધર્મ** જ મારે પ્રમાણ છે, એવા શુભ ભાવને સર્વજ્ઞ ભગવાને "**સમકિત**" કહ્યું છે.

૧૧. ઇંદ્રપણું મળવું સુલભ છે, રાજાપણું મળવું સુલભ છે, પરંતુ રત્નચિંતામણિ જેવું દુર્લભ સમકિત સાંપડવું જ મુશ્કેલ છે.

૧૨. સમકિત પામ્યા પછી જો તેને પ્રમાદથી ગુમાવી ન નાંખે, અથવા સમકિત પામ્યા પહેલાં આયુષ્ય બંધાયું ન હોય તો તે સમકિતી જીવ વૈમાનિક દેવનું જ આયુષ્ય બાંધે છે.

૧૩. એક જણ લક્ષગમે-લાખ સુવર્ણનું દાન આપે અને એક જણ સમતાભાવે સામાયિક કરે, તે બેમાં પહેલો બીજાની હોડે આવી શકે નહિ. સમતાભાવે સામાયિક કરવાનો લાભ ઘણો જ અધિક છે માટે સમભાવ વિશેષ પ્રકારે સેવવો. સમતાભાવિત સામાયિકવંત શ્રાવક શાસ્ત્રમાં સાધુસદૃશ કહ્યો છે.

૧૪. સામાયિકવંતે-સામાયિક કરનારે નિંદા અને પ્રશંસામાં, માન અને અપમાન કરનારમાં તથા સ્વજન અને પરજનમાં સમાનભાવ રાખવો જોઇએ. તેવા સંયોગોમાં રાગદ્વેષરૂપ વિષમતા ધારવી જોઈએ નહિ.

૧૫. સામાયિક ગ્રહણ કરીને જે આર્ત્ત, રૌદ્ર ધ્યાનયુક્ત થઇ ગૃહકાર્ય ચિંતવે છે તેનું સામાયિક નિષ્ફળ સમજવું; કારણ કે શુભ ઉપયોગે જ ધર્મ છે.

૧૬. પ્રતિરૂપાદિક ૧૪ ગુણ, ક્ષમાદિક ૧૦ ગુણ અને ૧૨ ભાવના એ સૂરિ-આચાર્યના ૩૬ ગુણો છે. બીજા બહુ પ્રકારે ૩૬-૩૬ સૂરિગુણો શાસ્ત્રમાં વર્ણવ્યા છે.

૧૭. રાત્રિભોજનના સર્વથા ત્યાગયુક્ત પાંચ મહાવ્રત અને ષટ્કાય જીવોની રક્ષા, પાંચ ઇંદ્રિયો અને લોભનો નિગ્રહ, ક્ષમા, ભાવવિશુદ્ધિ તથા પ્રતિલેખનાદિક ધર્મકરણીમાં વિશુદ્ધિ, સંયમયોગ યુક્તતા, અકુશળ મન, વચન, કાયાનો સંવર, શીતાદિક પીડાનું સહેવું અને મરણાંત ઉપસર્ગનું સહેવું એ પ્રકારે ૨૭ ગુણોવડે જે સાધુ વિભૂષિત છે તેને ભક્તિયુક્ત હૃદયે કરી હે જીવ! પ્રણામ કર.

૧૮. નીચે પ્રમાણેના ગુણોવાળા ધર્મરત્નને યોગ્ય કહ્યા છેઃ—

૧. અક્ષુદ્રતા—પરછિદ્રાન્વેષિતા રહિત.
૨. સુંદરાકૃતિ—સુશ્લિષ્ટાવયવવાન.
૩. પ્રકૃત્યા સૌમ્ય—શાંતિકારી.
૪. લોકપ્રિય.
૫. અક્રૂર.
૬. પાપભીરુ—ભવભીરુ.
૭. કપટરહિત.
૮. દાક્ષિણ્યતાવાળો.
૯ લજ્જાળુ.
૧૦. દયાળુ.
૧૧. સૌમ્યદૃષ્ટિ—મધ્યસ્થ.
૧૨. ગુણરાગી.
૧૩. સત્યવાદી—સત્યપ્રિય.
૧૪. ધર્મી કુટુંબવાળો.
૧૫. દીર્ઘદર્શી.
૧૬. વિશેષજ્ઞ.
૧૭. વૃદ્ધાનુગત—વૃદ્ધાનુસારી, શિષ્ટાનુયાયી.
૧૮. વિનયવંત—ઉચિત સેવાકારી.
૧૯. કૃતજ્ઞ.
૨૦. પરોપકારી—પરહિતજ્ઞ.
૨૧. લબ્ધલક્ષ—સુનિપુણ—સાવધાન.

ઉપરોક્ત એકવીશ ગુણ યુક્ત આત્મા ધર્મરત્નનો સંપૂર્ણ અધિકારી છે, તેમાંનાં અર્ધ ગુણયુક્ત એટલે લગભગ ૧૦—દશ ઉપરાંત ગુણવાળો પણ ધર્મને યોગ્ય જ કહ્યો છે એમ સમજી તાત્વિક ધર્મના અર્થીજનોએ ઉક્ત ગુણોનો જ પ્રથમ ખપ—અભ્યાસ કરવો ઉપયુક્ત છે. આ વાત લક્ષ બહાર રહેવી જોઈએ નહિ.

૧૯. આવો સદ્બોધ—સત્ય—નિર્મળ બોધ આપ્ત—આગમદ્વારા જ થઇ શકે છે. સર્વજ્ઞના વિરહવાળા આ દુષમકાળમાં આવા

આપ્ત–આગમ જ આધારભૂત–પ્રમાણભૂત છે. આવા આપ્ત–આગમ વિના આવા વિષમકાળમાં જીવોના શા હાલ થાત?

૨૦. આગમને આદરતા એવા આત્મહિતૈષી જનોએ તીર્થંકર, ગુરુ અને ધર્મ તે સર્વેનું બહુમાન કર્યું જ જાણવું, કેમકે આગમ તીર્થંકરપ્રણીત જ છે અને તે પ્રભુની પવિત્ર આજ્ઞારૂપ જ હોવાથી તેનો આદર કરનાર શ્રી તીર્થંકરનો જ આદર કરે છે એમ નિર્વિવાદ સિદ્ધ થાય છે.

૨૧. સુખશીળ, સ્વચ્છંદચારી અને મોક્ષમાર્ગના વૈરી એવા આજ્ઞાભ્રષ્ટ કે જે બહુજનોથી સેવાતો હોય અથવા જેમાં ઘણાં મનુષ્યો હોય તો પણ તેને સંઘ ન કહેવો, એવો સંઘ હોય નહિ.

૨૨. એક સાધુ, એક સાધ્વી, એક શ્રાવક અને એક શ્રાવિકા પણ જો આજ્ઞાયુક્ત હોય તો તે જ સંઘ કહેવાય; બાકીનો આજ્ઞાભ્રષ્ટ કેવળ હાડકાંનો ઢગલો જ છે.

૨૩. નિર્મળજ્ઞાનવડે પ્રધાન, સમકિત અને ચારિત્ર ગુણયુક્ત અને તીર્થંકરને પણ પૂજવા–નમન કરવા યોગ્ય એવો પવિત્ર આજ્ઞાપાલક **શ્રી સંઘ** કહેવાય છે.

૨૪. જેવું ફોફાં–ફોતરાંને ખાંડવું, જેવું મડાં–મડદાંને શણગારવું અને શૂન્ય અરણ્ય–જંગલમાં જઇને રોવું નિષ્ફળ છે તેવું આપ્ત–આગમની આજ્ઞા રહિત અનુષ્ઠાન કરવું નિષ્ફળ સમજી લેવું.

૨૫. આજ્ઞાપૂર્વકનું તપ, આજ્ઞાપૂર્વકનો સંયમ, તેમ જ

આજ્ઞા મુજબનું કરેલું દાન સફળ થાય છે. આજ્ઞારહિત કરેલું કોઈપણ ધર્મકાર્ય પરાળના સમૂહ જેવું અસાર સમજવું.

૨૬. આજ્ઞાખંડન કરનાર કદાચ મહાવિભૂતિ–ઘણી સામગ્રીપૂર્વક–ત્રિકાળ પ્રભુને પૂજતો હોય તો પણ તે સર્વ તેને નિષ્ફળ થાય છે. આજ્ઞા–આરાધકનું જ સર્વ સફળ થાય છે.

૨૭. રાજાની આજ્ઞાને લોપનાર જગતમાં એક વખત નિગ્રહ–શિક્ષા પામે છે અને સર્વજ્ઞની આજ્ઞા લોપનારને તો અનંત વાર જન્મમરણરૂપ શિક્ષા મળે છે.

૨૮. જેમ નિયમસર કરેલું ભોજન જીવાડે છે અને નિયમ-રહિત કરેલું ભોજન મારે છે, તેમ વિધિપૂર્વક–આજ્ઞા સહિત કરેલો ધર્મ મોક્ષસુખ આપે છે અને અવિધિથી–આજ્ઞા-વિરુદ્ધ કરેલો ધર્મ સંસાર ( જન્મમરણ ) ફળ આપે છે, એમ સમજી અવિધિ દોષ તજી વિધિપૂર્વક જ ધર્મ આરાધવા તત્પર રહેવું. જેમ બને તેમ જલદી અવિધિ દોષ સમજી તેને તજવા ખપ કરવો.

૨૯. મેરુ અને સરસવમાં જેટલું અંતર છે તેટલું અંતર દ્રવ્યસ્તવ અને ભાવસ્તવમાં છે.

૩૦. દ્રવ્યસ્તવને આરાધી વધારેમાં વધારે બારમા અચ્યુત દેવલોક સુધી જઈ શકે છે અને ભાવસ્તવથી તો કાચી બે ઘડીમાં મોક્ષ પ્રાપ્ત થઈ શકે છે.

૩૧. શ્રાવક–ગૃહસ્થાશ્રમનો ધર્મ દ્રવ્યસ્તવ–અણુવ્રતાદિ–દ્રવ્યપૂજાદિ રૂપ સમજવો અને નિર્ગ્રંથ–અનગારનો મહાવ્રતા-

દિક ધર્મ ભાવસ્તવ રૂપ જાણવો. પ્રથમ દ્રવ્યસ્તવ–ધર્મ સોપાધિક–ઉપાધિવાળો છે અને બીજો ભાવસ્તવરૂપ–ધર્મ નિરુપાધિક છે, તેથી તે ધર્મ શુક્લધ્યાન માટે વધારે અનુકૂળ છે.

૩૨. જે ગચ્છમાં સાધુઓ આચારભ્રષ્ટ થઇ ક્રયવિક્રય કરે છે તે ગચ્છને હે ગુણસાગર ! તું વિષની પેઠે દૂર પરિહર.

૩૩. જે ગચ્છમાં સાધ્વીનાં આણી આપેલાં વસ્ત્રપાત્રાદિ વિવિધ ઉપકરણ વાપરવામાં આવે છે તે હે ગુણાકર ! ગચ્છ જ શાનો ?

૩૪. જે ગચ્છમાં કારણયોગે પરાયા પણ ઘડેલા કે અણઘડેલા સોનાને સાધુઓ હાથવડે પણ છિપતા–અડકતા નથી તેને જ અમે ગચ્છ કહીએ છીએ. સદાચારશૂન્ય ગચ્છને ગચ્છ કહેવો યોગ્ય જ નથી.

૩૫. જેટલું પુણ્ય બ્રહ્મવ્રતધારીને સંભવે છે તેટલું પુણ્ય કોઇ કોટીગમે કરોડોનું સુવર્ણ દાન આપે, અથવા તો કોઇ કનકનું જિનભવન કરાવે તેને સંભવતું નથી.

૩૬. શીલ જ કુળનું આભૂષણ છે, શીલ જ ઉત્તમ રૂપ છે, શીલ જ ખરું પાંડિત્ય છે અને શીલ જ અનુપમ ધર્મ છે; કેમકે તે જ ઉભય લોકમાં સુખના હેતુરૂપ થાય છે.

૩૭. વ્યાધિ–રોગ આવે તે સારો, મૃત્યુ–મરણ આવે તે સારું, નિર્ધનતા–ગરીબાઇ આવે તે સારી તથા વનવાસ–જંગલમાં ભમવાનું આવે તે સારું, પણ કુમિત્રો–દુર્જન અથવા મૂર્ખ મિત્રો સાથે સમાગમ સારો નહિ.

૩૮. અગીતાર્થ એવા કુશીલનો સંગ ત્રિવિધે ત્રિવિધે વોસ-

રાવવો-દૂરથી તજવા યોગ્ય છે, કેમકે તે મોક્ષમાર્ગમાં ચાલનારને વાટપાડુ-રસ્તામાંથી લૂંટી લેનારની પેઠે વિઘ્નભૂત છે.

૩૯. આંબાનાં અને લીંબડાનાં મૂળ-જડ એકત્ર મળ્યાં હોય તો સંસર્ગથી આંબો વિણસી-કડવો થઇ જાય છે, તેમ કુશીલનો સંગ પણ તેવો જ સમજવો.

૪૦. ઉત્તમ જનની સોબત શીલ-આચારભ્રષ્ટને પણ સુશીલ બનાવી આપે છે. જુઓ ! મેરુગિરિને લાગેલું તૃણ-ઘાસ પણ શું સુવર્ણતાને નથી પામતું ? સદાચારી સજ્જનોની સંગતિની એ જ બલિહારી છે.

૪૧. અગ્નિ, વિષ કે કાળો નાગ જીવને એવું નુકસાન કરી નથી શકતાં; જેવું તીવ્ર-આકરું નુકસાન મિથ્યાત્વ કરી શકે છે. મિથ્યાત્વ સમાન કોઈ અહિતકર વસ્તુ નથી.

૪૨. તત્ત્વમાં અતત્ત્વબુદ્ધિ અને અતત્ત્વમાં તત્ત્વબુદ્ધિ રાખવી તે મિથ્યાત્વ છે.

૪૩. વિવિધ કષ્ટ સહન કર્યાં છતાં અને આત્માને દમ્યા છતાં આપમતિથી અલ્પમાત્ર પણ આજ્ઞાવિરુદ્ધ વર્તન કરવાથી હે મૂઢ ! તું ભવસાગરમાં ડૂબે છે.

૪૪. ભવભીરુ ગીતાર્થ નિર્ગ્રંથ ગુરુ જ ભવ્ય પ્રાણીને અવલંબન કરવા યોગ્ય છે.

૪૫. તેમના અનુગ્રહથી ક્ષણવારમાં મિથ્યાત્વનો ક્ષય થતાં જ સમકિત પ્રગટે છે.

૪૬. અપૂર્વ ચિંતામણિ સદૃશ સમકિત પામ્યાથી પ્રાણીને ભક્ષ્યાભક્ષ્ય, પેયાપેય, ઉચિતાનુચિત, હિતાહિત, ગુણદોષ તેમ જ હેયોપાદેયનો વિવેક પ્રાપ્ત થાય છે. તેથી ગુણ–ગુણી તરફ સહજ પ્રેમભાવ પ્રગટે છે. તેમનો પ્રસંગ મળતાં જ અત્યંત પ્રેમપૂર્વક વિનય સાચવે છે. તેમનો સત્કાર–સન્માન–ગૌરવ કરવા પોતાથી બનતું કરે છે. તે પણ પોતાના કલ્યાણ અર્થે જ કરે છે, લોકરંજન અર્થે કરતો નથી. ક્રિયારુચિ હોઇ યથાશકિત નમ્રપણે–આડંબર રહિત પોતાને ઉચિત ક્રિયા કરવા તત્પર રહે છે.

૪૭. ત્રસ અને સ્થાવર જીવની રક્ષા થાય તેવી જયણા ધર્મની જનેતા–માતા છે, ધર્મની રક્ષિકા છે, ધર્મની વૃદ્ધિ કરનારી છે, યાવત્ એકાંત સુખદાયી જયણા જ છે એમ સમજી સુખના અર્થી શાણા સજ્જનોએ ચાલતાં, ઊઠતાં, બેસતાં, સૂતાં, ખાતાં, પીતાં અને બોલતાં કે એવી કંઇ પણ ક્રિયા કરતાં બીજા નિરપરાધી જીવોના જાન જોખમમાં ન આવે તેમ જયણાથી વર્તવું. સુખના અર્થી જનોએ કોઇ જીવને કોઇ રીતે કદાપિ પણ દુભવવા નહિ.

૪૮. ક્રોધ, માન, માયા અને લોભ એ ચારે કષાય સંસારની વૃદ્ધિ કરાવે છે. એક મુહૂર્ત્ત માત્ર કષાય કરનારા ક્રોડ પૂર્વ સુધીના ચારિત્રના ફળને જીવ હારી જાય છે, એમ સમજી શાણા માણસે કષાયને આધીન ન થવું યુક્ત છે.

૪૯. ક્રોધ પ્રીતિનો નાશ કરે છે, માન વિનયનો નાશ કરે છે, માયા મિત્રાઇનો નાશ કરે છે અને લોભ સર્વનો નાશ કરે છે; એમ સમજીને ક્રોધાદિ કષાયને વશ થવું નહિ.

૫૦. ક્ષમાવડે ક્રોધનો જય કરવો, નમ્રતાવડે માનનો જય કરવો, સરલતાવડે માયાનો જય કરવો અને સંતોષવડે લોભનો જય કરવો. તે ચારને જીત્યા પછી થતું સુખ, તે જેણે તેમને જીત્યા છે તે જ જાણે છે.

૫૧. સર્વ સુખનું મૂળ ક્ષમા છે અને ધર્મનું મૂળ પણ ઉત્તમ પ્રકારની ક્ષમા જ છે. ક્ષમા જ મહાવિદ્યાની પેઠે સર્વ દુરિત-ઉપદ્રવને હરી લે છે. એવી રીતે વિનય, નમ્રતા, સરલતા અને સંતોષજન્ય ઉત્તમ સુખનો વિચાર કરી લેવો.

૫૨. સાધુ થઇને એક ઘરનો સંબંધ છોડી પાછો તેવો જ સંબંધ-પ્રતિબંધ અન્ય સ્થાને જોડે છે-કરે છે, મમતા-પરિગ્રહ માંડે છે તેને શાસ્ત્રકાર પાપ-શ્રમણ કહી બોલાવે છે.

૫૩. જે સાધુ-શ્રમણ કારણ વગર દૂધ, દહીં, ઘી, ગોળ વગેરે વિગયો વાપરે-વારંવાર ખાય તેને પાપશ્રમણ કહ્યો છે. પુષ્ટ-જરૂરી કારણે ગુરુને પૂછીને જરૂર પૂરતી વાપરે તેની વાત ન્યારી છે.

૫૪. સાધુ થઇ છતી શક્તિએ જ્ઞાન-ધ્યાન, તપ-જપ ન કરે તેને પણ પાપશ્રમણ કહ્યો છે.

૫૫. મદ્ય ( મદિરા વિગેરે કેફી ચીજ ) વિષય, કષાય, નિદ્રા અને વિકથા આ પાંચ પ્રમાદ જીવને સંસારમાં પાડે છે-રખડાવે છે-રઝળાવે છે. જન્મમરણનાં બંધનથી મુક્ત થવા દેતા નથી.

૫૬. જ્યારે ચોદપૂર્વધરો પણ પ્રમાદવશ પડવાથી નિગોદ આદિનાં અનંતા દુઃખો પામે છે, તો હે મૂઢ આત્મન્! પાંચે પ્રમાદમાં

રચીપચી રહેતાં તારા શા હાલ થશે ? તે વિચાર અને વિચારી તારી અનાદિની મહામોટી ભૂલ સુધારવા કંઇપણ પ્રયત્ન કર.

૫૭. શુભ કરણી વિનાનું એકલું જ્ઞાન નકામું છે, અને ખરી સમજ વિનાની કેવળ ક્રિયા પણ નકામી છે. ઉભય મળવાથી કામનું છે. વનમાં ગયેલા આંધળા અને પાંગળાં જેમ પરસ્પર સહાય આપવાથી ક્ષેમકુશળ સ્વનગર આવી શકે છે તેમ સમ્યગ્-જ્ઞાન અને ક્રિયાને વિવેકથી સાથે સેવનાર જ સ્વ ઇષ્ટ—મોક્ષ સાધી શકે છે.

૫૮. આચારભ્રષ્ટ એવાનું બહુ ભણ્યું પણ શા કામનું ? આંધળાની આગળ લાખો, ક્રોડો પણ દીવા કર્યાં શું કામના ? તેવું જ આચારભ્રષ્ટનું જ્ઞાન કેવળ નિરુપયોગી છે, એમ સમજી જ્ઞાનને સાર્થક કરવા સદા સદાચારી થવું.

૫૯. થોડું પણ પ્રાપ્ત થયેલું જ્ઞાન સદાચરણવંતનું સાર્થક થાય છે. સદાચરણવડે જ જ્ઞાનની સાર્થકતા સમજવાની છે. સદાચરણ વિનાનું જ્ઞાન નિરર્થક થાય છે. જેમ ગધેડા ઉપર ચંદનનો ભાર ભર્યો હોય તો તે ભાર માત્રનો જ ભાગી—ઉપાડવાવાળો થાય છે, તેને ચંદનની શીતળતા કે સુગંધ મળતી નથી. તેમજ સદાચરણ રહિતનું જ્ઞાન કેવળ બોજારૂપ હોવાથી તે સદાચરણ વિના સદ્‌ગતિ—સ્વર્ગ—અપવર્ગનો ભાગી થઈ શકતો નથી. જેમ કડછો ગમે તેટલી વાર દૂધપાકમાં ફરે પણ તેને તેનો સ્વાદ મળતો નથી, પણ જો એક બિંદુમાત્ર જીભ ઉપર યત્નથી મૂકવામાં આવે તો તત્કાળ તેનો ખરો સ્વાદ મળી શકે છે, તેવી જ રીતે મિથ્યાજ્ઞાન ને સમ્યગ્જ્ઞાન આશ્રી સમજવું. તત્ત્વ—શ્રદ્ધા—વિવેક વિનાના ઘણા જ્ઞાનથી પણ નહિ સિદ્ધ થયેલાના

તેમજ કેવળ એક જ પદ જેટલા સમ્યગ્જ્ઞાનથી સિદ્ધિગતિ પામેલાના સેંકડો દાખલા પવિત્ર શાસ્ત્રોમાંથી મળી આવે છે, એમ સમજી મહાસુશીળતે મળેલી આ અમૂલ્ય માનવદેહાદિક સામગ્રીની સફળતા કરવા અને તેમ કરવા જતાં પડતા પ્રતિબંધોને દૂર કરવા માટે પોતાથી બને તેટલો પ્રયત્ન કરવો જરૂરનો છે. તે જ ખરું શૌર્ય છે. તે જ ખરો પુરુષાર્થ છે કે જે વડે અનંત ભવભ્રમણ-રૂપ મહા આપત્તિ સહજ એક જ ભવના અલ્પમાત્ર પ્રયાસથી તરી શકાય. આ અલ્પ આયુષ્યવાળાં મનુષ્યદેહમાંથી બનતી ત્વરાથી સાર કાઢી લેવાય તો તે 'કુંડામાંથી રત્ન કાઢવા' જેવું જ સહજ–અલ્પ શ્રમસાધ્ય છે, પરંતુ પાપી પ્રમાદને પરાધીન થયેલા પામર પ્રાણીને તો તે પરમ દુર્લભ જ છે. પાછી તેવી માનવદેહાદિકની સામગ્રી સાંપડવી–પામવી બહુ મુશ્કેલ છે. આવા જીવોના બંને ભવ બગડે છે. તે બાપડા બાંધી મુઠીએ આવ્યા છતાં ખાલી હાથે પાછા જાય છે, યાવત્ જન્મ-મરણના અનંત દુઃખના ભાગી થાય છે, જે દુઃખને પરાધીનપણે તેમને અવશ્ય સહન કરવું જ પડે છે. અત્ર તો સ્વાધીનપણે અલ્પમાત્ર દુઃખ સહન કરી ધર્મસાધન સુખે સુખે થઈ શકે તેમ છે; છતાં સુખશીલ થઇ પરમાર્થસાધનમાં પરાઙ્મુખ રહી કેવળ ક્ષણિક સુખની ખાતર અનંત ભાવી દુઃખને સ્વીકારે છે. આ તે કેવું શાણપણું ! ચિંતામણિ રત્ન જેવી દુર્લભ પણ સહેજે મળેલી સામગ્રી હારી જઈ, બાપડા પાછળથી બહુ જ શોચે છે, છતાં પછી કંઈપણ વળતું નથી તેવા જીવો બાપડા મહાર્ઘ્ય મનુષ્યજન્મ પામ્યા છતાં નહિ પામ્યા બરાબર છે.

૬૦. મહાવ્રતને દ્રવ્ય અને ભાવથી પાળતાં પ્રાણી પરમ શ્રેય–કલ્યાણ પ્રાપ્ત કરે છે.

૬૧. પાંચે મહાવ્રતોમાં 'અહિંસા' મુખ્ય છે, શેષ ચારે તેની રક્ષા માટે છે.

૬૨. સ્વસ્વરૂપ યથાર્થ ઓળખી, સર્વ જીવને સમાન લેખી કોઈ જીવને મન, વચન કે કાયાથી કોઈ પ્રકારે કિલામણા પોતે કરે નહિ, કરાવે નહિ અને કરનારને રૂડા જાણે નહિ તો જ પ્રથમ મહાવ્રત યથાર્થ પળી શકે છે.

૬૩. ખડ્ગની ધારા ઉપર નાચવા કરતાં પણ પ્રથમ મહાવ્રત યથાર્થ પાળવું કઠણ છે.

૬૪. એવી જ પવિત્ર નિષ્ઠાથી શેષ મહાવ્રતો યથાર્થ પાળી શકાય છે.

૬૫. પવિત્ર પાંચ મહાવ્રતો ઉપરાંત રાત્રિભોજન સર્વથા તજવું આવશ્યક છે.

૬૬. રાગદ્વેષને સર્વથા જીતવાના પવિત્ર ઉદ્દેશથી ઉક્ત મહાવ્રતાદિકનું સેવન કરવા શ્રી સર્વજ્ઞ—વીતરાગે ઉપદિશ્યું છે, અને પોતે પણ પ્રથમથી જ તેવા પવિત્ર ઉદ્દેશથી સદ્વર્તન—મહાવ્રતાદિનું સેવન કરેલું છે.

૬૭. તેવા પરોપકારનિષ્ઠ પરમાત્માની પવિત્ર આજ્ઞાનું યથાશક્તિ પ્રમાદ રહિત પાલન કરવું એ દરેક સાધુ, દરેક સાધ્વી, દરેક શ્રાવક અને દરેક શ્રાવિકાનું ખાસ કર્તવ્ય છે. અરે ! સારી આલમને આવા પરમાત્મા પ્રભુની પવિત્ર આજ્ઞા હિતકર છે.

૬૮. પરમાત્માની આજ્ઞા સ્યાદ્વાદરૂપ છે. ઉત્સર્ગ અને અપવાદ, નિશ્ચય અને વ્યવહારરૂપે મનાય છે. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ અનુસાર તે પ્રવર્ત્તે છે.

૬૯. ઉત્સર્ગાદિક સર્વનો મુખ્ય ઉદ્દેશ મોક્ષ જ સાધવાનો હોય છે.

૭૦. દ્રવ્યાદિક અનુકૂળ સામગ્રીયોગે ઉત્સર્ગ–વિધિવિહિત માર્ગ સેવાય છે; પરંતુ તે જ દ્રવ્યાદિક પ્રતિકૂળ સામગ્રીયોગે અપવાદ–નિષિદ્ધ માર્ગ સેવાય છે. શુદ્ધ જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ આત્મધર્મ પ્રગટ થાય તે નિશ્ચય ધર્મ કહેવાય છે, અને તેટલા જ માટે દાન, શીલ, તપ અને ભાવના અથવા ઉત્સર્ગ યા અપવાદ, યથાવસર, ગૃહસ્થ કે સાધુ તરીકે સ્વ– અધિકાર મુજબ જે આદરવામાં આવે તે વ્યવહાર કહેવાય છે. વ્યવહાર સાધનરૂપ છે અને નિશ્ચય તેનું સાધ્ય છે, અથવા સાધ્યદૃષ્ટિથી સર્વે સાધનરૂપ હોવાથી અંતે તે મોક્ષફળ અર્પે છે; માટે જ સર્વત્ર શ્રી સર્વજ્ઞ આજ્ઞા જ પ્રમાણ છે.

૭૧. કદાગ્રહથી શ્રી સર્વજ્ઞઆજ્ઞા–ખંડનકારીની સર્વ કરણી નિષ્ફળ પ્રાય છે.

૭૨. ધર્મકરણી સ્વસ્વ અધિકાર મુજબ નિર્દંભપણે જ કરવી ઉચિત છે.

૭૩. ધર્મકરણી કરી ફુલાઈ જનાર યા પરનિંદા કરનાર પોતાનાં સુકૃતનો લોપ કરી નાંખે છે, માટે પૂર્વ પુરુષસિંહોની પવિત્ર કરણી સામે દૃષ્ટિ સ્થાપી રાખી સ્વલઘુતા ભાવવી. આપ–ખડાઈ શમાવવાનો એ જ ઉત્તમ ઉપાય છે.

૭૪. કહેણી પ્રમાણે રહેણી રાખવી એ જ જીવનની સર-ળતા છે, કહેવું કાંઇ અને કરવું કાંઇ એ વક્રતા છે. સજ્જનો સરળ હોય છે અને દુર્જનો વક્ર–વાંકા હોય છે.

૭૫. દંભ રાખી મુનિવેષ ધારી રાખવા કરતાં નિર્દંભપણે

ગૃહસ્થતા સારી છે, કેમકે દંભ રહિત થોડી પણ ધર્મકરણી લેખે લાગે છે.

૭૬. દંભી સાધુ ધર્મના બહાને લોકોને ઠગે છે તેથી તે 'ધર્મઠગ' ગણાય છે.

૭૭. મહાવ્રત ધાર્યા પહેલાં તેનો અભ્યાસ-પરિચય કરી જોવો સારો છે.

૭૮. કોઇપણ મહાવ્રત કે સામાન્ય વ્રત સિંહની પેઠે શૂરવીર થઇને સ્વીકારી સિંહની જેમ શૂરવીરપણે પાળવું ઉત્તમોત્તમ છે.

૭૯. લીધેલાં વ્રતને અણીશુદ્ધ-અખંડ પાળવામાં જ અધિકતા રહેલી છે.

૮૦. મહાવ્રત પાળવાને અશક્ત માણસે પ્રથમ શ્રાવકનાં અણુવ્રત અંગીકાર કરવાં, અથવા તે અણુવ્રતોનો પ્રથમ અભ્યાસ પાડવો ઉચિત છે. એકાએક શક્તિને ઉલ્લંઘી કામ કરવા જતાં પડી જવાની ધાસ્તી રહે છે, માટે શાસ્ત્રકારે કાંઇપણ વ્રતાદિક લેતાં પહેલાં તેની તુલના કરવી કહી છે. તુલના કર્યા બાદ વ્રત લેવાની હિંમત આવે છે અને તેનો યથાર્થ નિર્વાહ પણ થઇ શકે છે; માટે વ્રતાકાંક્ષીએ પ્રથમ વ્રતની તુલના કરવા પ્રયત્ન કરવો.

૮૧. મહાવ્રતના અર્થી શ્રાવકને પ્રથમ શ્રાવકની અગિયાર પડિમા--પ્રતિમા વહેવા શાસ્ત્રકાર ફરમાવે છે. તે પ્રતિમા અનુક્રમે એક માસની, બે માસની, એમ અગિયારમી અગિયાર માસની છે. પ્રથમ તો પ્રતિમાની પણ તુલના કરાય છે.

૮૨. ( ૧ ) દર્શન-સમકિત, ( ૨ ) વ્રત, ( ૩ ) સામાયિક,

(૪) પૌષધ, (૫) પ્રતિમા–કાયોત્સર્ગ, (૬) બ્રહ્મચર્ય, (૭) સચિત્તત્યાગ, (૮) આરંભત્યાગ, (૯) અનુમતિ–આરંભ સંબંધી અનુમતિને। ત્યાગ, (૧૦) પોતાના નિમિત્તે થયેલા આહારને। ત્યાગ, (૧૧) શ્રમણભૂત (સાધુની જેમ નિર્દોષ આહારની ગવેષણા, યથાશક્તિ લોચાદિ કષ્ટ વગેરેનું કરવું) વિશેષમાં તે સાધુની પેઠે 'ધર્મલાભ' એમ ન કહે, પડિમાધારીને આહાર આપો એમ કહે તેમ જ સ્વજ્ઞાતિવર્ગમાં ગોચરી જાય. આ પ્રમાણે અગિયાર શ્રાવકની પ્રતિમાઓ છે. તેને। વિશેષ અધિકાર ગ્રંથાંતરથી જાણવો. ઉત્તરોત્તર પાછળની પ્રતિમા વહેતાં પૂર્વલી–પહેલી પ્રતિમા સંબંધી સર્વ ક્રિયા પાળવી જ જોઇએ.

જે મહાનુભાવ શ્રાવકે ઉપર કહેલી સર્વ પ્રતિમાઓ સારી રીતે વહી હોય તેને દીક્ષા–ચારિત્રધર્મ ગ્રહણ કરવો સુલભ થઇ પડે છે.

૮૩. સમકિત એ સર્વ વ્રતને। પાયો છે અને સર્વ ગુણનું નિધાન છે.

૮૪. એક–એકડા વિનાના શૂન્યોની જેમ સમકિત વિનાની સર્વ ધર્મકરણી પરમાર્થફળ–મોક્ષફળદાયી થતી નથી. સમકિતપૂર્વકની સર્વ કરણી સફળ થાય છે.

૮૫. શમ–કષાયશાંતિ, સંવેગ–મોક્ષાભિલાષ, નિર્વેદ–સંસારથી વૈરાગ્ય–ઉદાસીનતા, અનુકંપા–દ્રવ્યભાવથી કરુણા, અને આસ્તિકતા–તત્ત્વશ્રદ્ધા એ પાંચ લક્ષણથી સમકિત ઓળખાય છે.

૮૬. **મનશુદ્ધિ**–મનથી શુદ્ધ ધર્મ–ધર્મી વિના બીજા કોઇનું ધ્યાન કરે નહિં; **વચનશુદ્ધિ**–શુદ્ધ ધર્મ–ધર્મીની ભક્તિ જ કલ્પવેલી છે, ઇષ્ટ સુખ આપવા તે જ સમર્થ છે, બીજા કશાથી

ઇષ્ટ સુખ મળી શકતું જ નથી એમ પ્રગટ બોલે તે; **કાયશુદ્ધિ**–શુદ્ધ ધર્મ–ધર્મી વિના કોઇને કાયાથી પ્રણામ કરે નહિ.

આ ત્રણ શુદ્ધિવડે સમકિત શુદ્ધ–નિર્મળ થાય છે.

૮૭. **શંકા**–વીતરાગ પ્રભુનાં વાક્યમાં સંદેહ, **કાંક્ષા**–કુમતની વાંચ્છા, **વિતિગિચ્છા**–ધર્મના ફળનો સંદેહ, મિથ્યાત્વીની **પ્રશંસા** અને **સંસ્તવ**–મિથ્યાત્વીનો પરિચય–આ પાંચ સમકિતને મલિન કરનાર દૂષણો છે.

૮૮. આત્મા છે, આત્મા નિત્ય છે, આત્મા કર્તા છે, આત્મા ભોક્તા છે, મોક્ષ છે અને મોક્ષના પ્રાપ્ત કરવાના ઉપાય પણ છે–એ છ **સમકિતના સ્થાન** છે.

૮૯. ઉપર કહેલા ૧૯ ઉપરાંત ચાર પ્રકારે **સદ્દહણા**, ત્રણ **લિંગ**, દશ પ્રકારે **વિનય**, આઠ પ્રકારના **પ્રભાવક**, પાંચ પ્રકારે **ભૂષણ**, છ પ્રકારે **જયણા**, છ પ્રકારે **આગાર**, છ **ભાવના** મળી સડસઠ પ્રકારે સમકિતના બોલ વિચારવા યોગ્ય છે. સમકિતના અર્થી જનોએ **"સમકિતના સડસઠ બોલની સજ્ઝાય"** નો પરમાર્થ વિચારી ઉચિત વિવેક ધારવા ચૂકવું નહિ. સર્વમાં સમકિત જ સારભૂત છે, તે વિના બધું ખોટું છે એમ વિચારી પ્રથમ તેની પ્રાપ્તિ માટે જ વિશેષ પ્રયત્ન કરવો–સેવવો ઘટે છે.

૯૦. ઉપરોક્ત શુદ્ધ–પવિત્ર સમકિત વગેરેની પ્રાપ્તિવાળો સુસાધુ સમીપે શુદ્ધ સામાચારી સાંભળે છે તે **શ્રાવક** કહેવાય છે. સમ્યગ્જ્ઞાન વિના વિવેક પ્રગટે નહિ, માટે સમ્યગ્ જ્ઞાનાર્થે સુસાધુ સમીપે વિનયપૂર્વક ધર્મ સાંભળવો.

૯૧. મૈથુન સેવન કરનારો નવલક્ષ પ્રમાણ સૂક્ષ્મ (બેઇંદ્રિય) જીવોને હણે છે, એવાં જ્ઞાનીનાં વચનની પ્રયત્નપૂર્વક પ્રતીતિ કરવી-માનવાં. બ્રહ્મચર્ય-શીલ પાળનાર તેટલા જંતુઓને અભય આપનાર નીવડે છે, એ વાત આથી સિદ્ધ થાય છે.

૯૨. સ્ત્રી-પુરુષના મૈથુનથી અસંખ્યાત સંમૂર્ચ્છિમ પંચેંદ્રિય મનુષ્ય જીવો ઉદ્દ્ભવે છે, એમ **પન્નવણા સૂત્ર**માં પરમાત્મ પ્રભુનું પ્રમાણભૂત વચન છે.

૯૩. સ્ત્રી-પુરુષના મૈથુનથી શુક્ર-વીર્ય અને શોણિત-રુધિરના સંયોગે ઉત્કૃષ્ટ નવ લાખ પ્રમાણ ગર્ભજ પંચેન્દ્રિય મનુષ્ય જીવોની ઉત્પત્તિ થાય છે. જેમાંથી પ્રબળ આયુષ્યવાળા ૧-૨-૩ જીવો બચી જાય છે-રહે છે, શેષ જીવો ચ્યવી જાય છે. વિવેકથી બ્રહ્મવ્રતપાલક ઉક્ત સર્વ જીવોનો અભયદાતા ઠરે છે.

૯૪. મદ્ય-મદિરા, મધુ-મધ, માંસ અને માખણમાં તેના રંગ જેવા રંગના અસંખ્યાતા જંતુઓ ઉપજે છે-પેદા થાય છે.

૯૫. અપક્વ, પક્વ અને રંધાતા એવા માંસમાં સદા સૂક્ષ્મ જીવોત્પત્તિ છે.

૯૬. આ પ્રમાણે સમજી ઉક્ત ચારે મહા વિગયોને અભક્ષ્ય ગણી તજી દેવી યોગ્ય છે. તે ઉપરાંત બાવીશ અભક્ષ્ય અને બત્રીશ અનંતકાયનું સ્વરૂપ સૂક્ષ્મ રીતે સમજવા યોગ્ય છે. વ્રતધારી શ્રાવક-શ્રાવિકાએ તે સર્વનો ત્યાગ કરવો જ જોઈએ.

૯૭. જિનશાસનની વૃદ્ધિ કરનારું અને જ્ઞાનદર્શન ગુણને દીપાવનારું એવું દેવદ્રવ્ય (દેવાધિદેવની ભક્તિ અર્થે સમર્પિત કરેલ જંગમ કે સ્થાવર મિલ્કત) જે શુભાશય વિવેકપૂર્વક

સાચવે છે તે તીર્થંકરનામકર્મ ઉપાર્જન કરે છે. જ્યાં જેમ વાપરવું ઘટે તેમ વાપરતાં તેનું સંરક્ષણ કરવું ઘટે છે.

૯૮. ઉક્ત દેવદ્રવ્યનું ભક્ષણ કરનાર અનંતસંસાર પારભ્રમણ કરે છે.

૯૯. ઉક્ત દેવદ્રવ્યનું પોતે ભક્ષણ કરે, તેનો જાતે લોપ કરે યા કરાવે યા લોપ કરનારની ઉપેક્ષા કરે તે શ્રાવક બુદ્ધિહીન છતો પાપકર્મથી જરૂર લેપાય છે.

૧૦૦. દેવદ્રવ્યનો નાશ કરતાં, મુનિની હત્યા કરતાં, શાસનની હેલના કરતાં તથા સાધ્વીના શીલનું ખંડન કરતાં સમકિત વૃક્ષનાં મૂળમાં અગ્નિ મૂકાય છે. ઉપર બતાવેલી ચાર બાબત કરનારનું સમકિત મૂળથી જ બળી જાય છે.

૧૦૧. આ દુષમકાળમાં શ્રી જિનાગમ અને જિનપ્રતિમા ખાસ આધારભૂત છે.

૧૦૨. ઉક્ત જિનપ્રતિમા શાશ્વતી અને અશાશ્વતી એમ બે પ્રકારે શાસ્ત્રમાં કહી છે. **રાજપ્રશ્નીય, જીવાભિગમ, ભગવતી, જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ, સ્થાનાંગ** વગેરે આગમોમાં શાશ્વતી અને **જ્ઞાતાસૂત્ર, કલ્પસૂત્ર** અને **વ્યવહારસૂત્રમાં** અશાશ્વતી પ્રતિમાઓનો અધિકાર બતાવ્યો છે. પરમાત્મ–પ્રભુની પવિત્ર પ્રતિમાની પૂર્ણપણે પ્રતીતિ કરી પ્રમોદપૂર્વક પ્રણિધાન–પ્રણામ કરનારના મિથ્યા પડલ અવશ્ય દૂર થાય છે. પ્રભુના મૂળરૂપની આબેહૂબ પ્રતીતિ કરાવનાર તેમની પ્રતિમા જ છે. ભવ્યજનોએ એ અવશ્ય અવલંબવા–પૂજવા, ધ્યાવવા, નમવા અને સ્તવવા યોગ્ય છે. દુર્લભબોધીને જ તેની ઉપર દ્વેષ ઉપજે છે.

૧૦૩. કેવળ કદાગ્રહથી ચૈત્ય–પ્રતિમાના દ્વેષી ઉપર પણ દ્વેષ નહિ કરતાં મધ્યસ્થભાવે રહેવું યોગ્ય છે. દ્વેષથી બન્નેનું બગડે છે, મધ્યસ્થ રહેતાં આપણું બગડતું નથી.

૧૦૪. શ્રેષ્ઠ–સુગંધી પુષ્પ, ગંધ–ચંદનાદિ, અક્ષત–ચોખા, પ્રદીપ–દીપક, ફળ, ધૂપ, જળ અને નૈવેદ્ય ઢોકવાવડે શ્રી જિન-પૂજા અષ્ટપ્રકારી કહી છે. બીજા પણ પૂજાના બહુ ભેદો શાસ્ત્રમાં કહ્યા છે તે જાણીને વિવેકપૂર્વક આદરવા બુદ્ધિમંતોએ ખપ કરવો.

૧૦૫. અંગપૂજા, અગ્રપૂજા અને ભાવપૂજા એવા મુખ્ય ત્રણ પ્રકાર જિનપૂજાના જાણીને અધિકાર મુજબ યથાવિધિ પ્રભુપૂજામાં ભવ્ય પ્રાણીઓએ પ્રયત્ન કરવો.

૧૦૬. ગૃહસ્થને દ્રવ્ય સાથે ભાવપૂજાનો અને સાધુઓને કેવળ ભાવપૂજાનો અધિકાર છે.

૧૦૭. રોગીને ઔષધની જેમ દ્રવ્યપૂજા આરંભગ્રસ્ત ગૃહસ્થોને ગુણકારી છે.

૧૦૮. દ્રવ્યશૌચ–જળસ્નાનપૂર્વક જ ગૃહસ્થને અંગપૂજાની આમન્યા છે.

૧૦૯. વિધિપૂર્વક પ્રભુપૂજન કરી, સ્થિર ચિત્ત રાખી, ઉચિત અવગ્રહ સાચવી ગૃહસ્થે ચૈત્યવંદન કરવું. તે પણ ઇરિયાવહી-પૂર્વક કરવું યોગ્ય છે.

૧૧૦. શ્રદ્ધાવંત એવો શ્રાવક પ્રતિદિન ત્રિકાળ (પ્રભાતે, મધ્યાહ્ને અને સાંજે) જિનપૂજા યથાવિધિ કરી ચૈત્યવંદન અવશ્ય કરે.

૧૧૧. આખા દિવસમાં થઇને મુનિએ સાત વાર ચૈત્યવંદન કરવાં જોઇએ. ( સવારે ઊઠતાં જ ૧. ‘ જગચિંતામણિ, ’ ૨.

'વિશાલલોચન,' ૩. જિનમંદિરે, ૪. પચ્ચખ્ખાણ પારતાં, ૫. આહાર કર્યા બાદ, ૬. સાંજે પ્રતિક્રમણમાં 'નમોઽસ્તુ વર્ધમાનાય' ૭. સંસ્થારક વખતે 'ચઉક્કસાય,' એ પ્રકારનાં સાત સાધુ આશ્રી સમજવા) ઉભયકાળ પ્રતિક્રમણ કરનાર ઉત્કૃષ્ટ શ્રાવકને પણ સાત વાર (પ્રભાતે 'જગચિંતામણિ' તથા 'વિશાલલોચન' ત્રણ કાળ ત્રણ પ્રભુપૂજા કરી ત્રણ વાર ચૈત્યવંદન અને સાંજે 'નમોઽસ્તુ વર્ધમાનાય' અને 'ચઉક્કસાય' એ સાત.) એક વખત પ્રતિક્રમણ કરનારને પાંચ અને ત્રિકાળ પ્રભુપૂજા કરનારને ત્રણ વાર ચૈત્યવંદન કરવાનાં છે. આ વિસ્તાર વિધિરસિક માટે કહેલો છે.

૧૧૨. દ્રવ્ય-ભાવપૂજા કરવાનો મૂળ હેતુ જિનરૂપ થવાનો છે, એટલે રાગાદિક અંતરંગ શત્રુઓને જીતવાનો જ છે. એવા લક્ષથી જ જિનપૂજા કરવી જોઇએ.

૧૧૩. દ્રવ્ય-જિનપૂજા સાત પ્રકારની શુદ્ધિ સાચવીને કરવી યોગ્ય છે.

૧૧૪. અંતરંગ ઉપયોગ વિના શૂન્યપણે દેખાદેખી કરેલી ધર્મકરણીથી એટલો બધો પરમાર્થ સધાતો જ નથી; માટે લક્ષ સુધારવા જરૂર કાળજી રાખવી.

૧૧૫. અંતરંગ ભાવથી લક્ષપૂર્વક અઢાર હજાર મુનિઓને વંદન કરતાં કૃષ્ણને કેટલો બધો લાભ થયો? શરીરનો ખેદ ન ગણ્યો તો તીર્થંકરનામકર્મ અને ક્ષાયિક સમકિત વગેરેનો અપૂર્વ લાભ પામ્યા. વળી સાતમી નરકની ત્રીજી નરક થઇ, માટે ભાવપૂર્વક જ શુભ કરણી કરવી.

[ જૈ. ધ. પ્ર. પુ. ૨૨, પૃ. ૨૦૫-૨૧૭. ]

---

# સપ્તભંગી.

કોઈ એક ઘટપટાદિક વસ્તુમાં અવિરોધપણે વિધિનિષેધરૂપે સપ્તભંગી–સાત પ્રકારે વાક્યરચના–તેને યથાર્થ રીતે સમજવા માટે થાય છે, તે નીચે પ્રમાણે જાણવી:–

| | |
|---|---|
| ૧. સ્યાત્ અસ્તિ, | ૫. સ્યાત્ અસ્તિ અવક્તવ્ય, |
| ૨. ,, નાસ્તિ, | ૬. ,, નાસ્તિ અવક્તવ્ય, |
| ૩. ,, અસ્તિનાસ્તિ, | ૭. ,, અસ્તિનાસ્તિ અવક્તવ્ય. |
| ૪. ,, અવક્તવ્ય, | |

હવે તે દરેક ભંગમાં શો આશય રહ્યો છે તે વિચારીએ.

૧. દરેક વસ્તુ પોતાનાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવવડે અસ્તિ સ્વરૂપ જ છે; તેથી **સ્યાત્ અસ્તિ** ભંગ પ્રથમ જાણવો.

૨. તે જ વસ્તુ પર દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવવડે નાસ્તિ–સ્વરૂપ જ છે; એટલે **સ્યાત્ નાસ્તિ** ભાંગો બીજો જાણવો.

૩. એ રીતે દરેક વસ્તુ સ્વદ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવવડે અસ્તિ સ્વરૂપ અને પરદ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવની અપેક્ષાએ નાસ્તિ સ્વરૂપ હોવાથી ક્રમસરની અપેક્ષાએ **સ્યાત્ અસ્તિ–નાસ્તિ** ભાંગો ત્રીજો જાણવો.

૪. દરેક વસ્તુમાં એ પ્રમાણે અસ્તિ ને નાસ્તિ ઉભય ધર્મ એક સાથે રહેલા છે, તે એક સાથે કહી શકાતા નથી, ક્રમસર જ વચનથી કહી શકાય છે, તેથી તે યુગપત્ અપેક્ષાએ **સ્યાત્ અવક્તવ્ય** નામનો ચોથો ભંગ થવા પામે છે.

૫. દરેક વસ્તુ સ્વચતુષ્ટયની અપેક્ષાએ અસ્તિરૂપ છે અને

તેમાં એક સાથે રહેલા સ્વપર ચતુષ્ટયની અપેક્ષાએ અસ્તિ–નાસ્તિ ધર્મ એક સાથે કહી ન શકાય તેથી અવક્તવ્ય છે. એ રીતે **સ્યાત્ અસ્તિ અવક્તવ્ય** નામનો પાંચમો ભાંગો થાય છે.

૬. પરચતુષ્ટયની અપેક્ષાએ દરેક વસ્તુ નાસ્તિ સ્વરૂપ છે અને સ્વપરચતુષ્ટયની અપેક્ષાએ તેમાં એક સાથે રહેલા અસ્તિ–નાસ્તિ ધર્મ ક્રમસર જ કહી શકાય છે, એક સાથે કહી શકાતા નથી તેથી અવક્તવ્ય છે; એટલે **સ્યાત્ નાસ્તિ અવક્તવ્ય** નામનો છઠ્ઠો ભાંગો થાય છે.

૭. દરેક વસ્તુ ક્રમે કરી સ્વપરચતુષ્ટયની અપેક્ષાએ અસ્તિ–નાસ્તિ ઉભય સ્વરૂપ છે અને યુગપત્ ( એક સાથે ) સ્વપર-ચતુષ્ટયની અપેક્ષાએ અવક્તવ્ય છે, તેથી ક્રમે કરી અને યુગ-પત્ સ્વપરચતુષ્ટયની અપેક્ષાએ **સ્યાત્ અસ્તિનાસ્તિ અવક્તવ્ય** નામનો સાતમો ભાંગો થાય છે.

એ રીતે વિધિ–નિષેધના પક્ષથી સાત ભાંગા થવા પામે છે, એથી વધારે ભાંગા વસ્તુના થવા પામતા નથી.

તેમાં શરૂઆતના ત્રણ ભાંગા તો વક્તવ્યના ભેદરૂપ છે, ચોથો ભાંગો અવક્તવ્યનો એક ભેદ છે અને છેલ્લા ત્રણ અવક્તવ્યના સંયોગી ભાંગા છે.

એ સાત પ્રકાર વસ્તુના ધર્મસ્વરૂપ છે અને એ સાત ભાંગાઓવડે વસ્તુનું યથાર્થ જ્ઞાન તથા તેથી અર્થક્રિયારૂપ પ્રવૃત્તિનો નિશ્ચય થઈ શકે છે. એમાં **સ્યાત્** પદ અનેકાન્તવાચક છે. એક વસ્તુમાં અનેક ધર્મ રહેલા હોવાથી કોઇ એક જ ધર્મ તે વસ્તુમાં એકાન્તે વખાણતાં દોષાપત્તિ આવે તે નિવારવાને

સ્યાત્ શબ્દનો પ્રયોગ દરેક વસ્તુધર્મની આદિમાં કરાય છે, **સ્યાત્** યુક્ત વચન પ્રમાણરૂપ અને તે વગરનું એકાન્ત નય વચન અપ્રમાણરૂપ લેખાય છે.

આ સંક્ષિપ્ત લેખ છે, તેની ઉપર કોઇ સાચા તત્ત્વઅભ્યાસી વિશેષ પ્રકાશ પાડે તે ઇચ્છવા યોગ્ય છે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૨, પૃ. ૧૮૬. ]

---

## મિથ્યાત્વના અનેક ભેદના મર્મ સમજી મિથ્યાત્વદોષથી બચવાની જરૂર.

૧. **પ્રરૂપણા મિથ્યાત્વ**–શ્રી જિનેશ્વર દેવે પ્રરૂપેલા માર્ગથી આપમતે અવળી પ્રરૂપણા કરવી તે.

૨. **પ્રવર્તન મિથ્યાત્વ**–મિથ્યાત્વ વધે એવું આપમતે અવળું પ્રવર્તન કરવું તે.

૩. **પરિણામ મિથ્યાત્વ**–જિનભાષિત તત્ત્વના અર્થને યથાર્થ નહીં સદ્દહતાં તેનો મનઃકલ્પિત અર્થ કરી, તેમાં ખોટો હઠ-કદાગ્રહ ધારી રાખવો તે.

૪. **પ્રદેશ મિથ્યાત્વ**–સત્તાગત રહેલી અનંતાનુબંધી કષાયની ચાર તથા સમકિત–મિશ્ર–મિથ્યાત્વ મોહનીયની ત્રણ, એવં સાત પ્રકૃતિ. એ રીતે મિથ્યાત્વના ચાર પ્રકાર કહ્યા છે.

૫. **સાંશયિક મિથ્યાત્વ**–ક્ષયોપશમની મંદતાને લીધે શાસ્ત્રોક્ત વચનમાં સમજણ નહીં પડવાથી મન સંશયયુક્ત થતાં તેનું સમાધાન જ્ઞાની પાસે જઇ નમ્રભાવે કરવાને બદલે ડામાડોળ સ્થિતિમાં રહ્યા કરવું તે.

**મિથ્યાત્વના દશ પ્રકાર નીચે મુજબ જાણવા:-**

૧. **ધર્મને અધર્મ જાણવો**-મુનિના સર્વોત્તમ ત્યાગ-માર્ગને આપમતે અધર્મ માનવો.

૨. **અધર્મને ધર્મ જાણવો**-હિંસાદિક અધર્મને ધર્મરૂપ માની દેવી પાસે કે યજ્ઞપ્રસંગે પશુવધ કરાવવો.

૩. સમ્યગ્**જ્ઞાન** અને **ચારિત્ર**-સદાચરણરૂપ **ક્રિયા** સાથે મળ્યા વગર મોક્ષમાર્ગ મળતો નથી, છતાં આપમતે તેનું ખંડન કરવું ને ખરા **માર્ગને ઉન્માર્ગ** કહેવો.

૪. એકાન્ત જ્ઞાન કે એકાન્ત ક્રિયાથી જ મોક્ષ છે, એ **ઉન્માર્ગને માર્ગ** માની તેની પુષ્ટિ કરવી.

૫.-શુદ્ધ માર્ગગામી સંત-**સાધુ** પાસે પોતાનો તુચ્છ સ્વાર્થ નહીં સરવાથી તેમને **અસાધુ** માનવા.

૬. ઉન્માર્ગગામી-માર્ગભ્રષ્ટ **અસાધુને** સ્વાર્થવશ થઇ **સાધુ** માનવા.

૭. પૃથ્વી, પાણી ને વનસ્પતિ પ્રમુખ **સજીવને નિર્જીવ**-જડરૂપ લેખવવા.

૮. આકાશમાં રહેલા કેટલાએક **નિર્જીવ** પુદ્ગલોને **સજીવ** લેખવવા.

૯. વાયુ (અંગે સ્પર્શતો પવન) રૂપી છતાં તેને **અરૂપી-અમૂર્ત લેખવવો.**

૧૦. ધર્માસ્તિકાય પ્રમુખ અમૂર્ત-અરૂપી દ્રવ્ય છતાં તેમને **રૂપી-મૂર્ત** માનવા.

**મિથ્યાત્વના બીજા પાંચ પ્રકાર નીચે પ્રમાણે કહ્યા છેઃ-**

૧. અન્યદર્શનીઓએ સ્વસ્વશાસ્ત્રમાં કહેલી કલ્પિત વાતોને પરીક્ષા કર્યા વગર સાચી માની લેવી ને તેમાં આગ્રહ ધારી રાખવો તે **અભિગ્રહિક મિથ્યાત્વ.**

૨. સાચાં ખોટાં સર્વ દર્શનોને, તેમના અભિમત દેવ-ગુરુ તથા શાસ્ત્રોને સાચાં માની લેવાં-તેમાં આશંકા પણ ન કરવી, તેમ તેમની પરીક્ષા પણ કરવી નહીં તે **અનભિગ્રહિક મિથ્યાત્વ.**

૩. જાણીબૂઝીને ખોટાને સાચું ને સાચાને ખોટું પ્રરૂપવું અને ગોષ્ઠામાહિલ(નિહ્નવ)ની જેમ હઠ-કદાગ્રહ છોડવો નહીં તે **આભિનિવેશિક મિથ્યાત્વ.**

૪. ક્ષયોપશમની મંદતાને લીધે શાસ્ત્રોક્ત વચનમાં સમજણ નહીં પડવાથી મન સંશયયુક્ત થતાં તેનું સમાધાન જ્ઞાની પાસે જઇ નમ્રભાવે કરવાને બદલે ડામાડોળ સ્થિતિમાં રહ્યા કરવું તે **સાંશયિક મિથ્યાત્વ.**

૫. એકેન્દ્રિયાદિક જીવોને અવ્યક્ત વિષયવાસના વશ જે મિથ્યાબોધ હોય તે **અનાભોગિક મિથ્યાત્વ.**

**વળી મિથ્યાત્વના છ પ્રકાર નીચે મુજબ કહ્યા છેઃ-**

૧. રાગ, દ્વેષ ને મોહાદિક મહાદોષોથી પરાજિત હરિ, હર, બ્રહ્માદિકને મહાદેવ તરીકે માનવા-પૂજવા તે **લૌકિક દેવગત મિથ્યાત્વ.**

૨. ગુરુના ગુણ રહિત એવા પણ અન્ય દર્શનીના ધર્મગુરુઓને ગુરુ તરીકે માનવા તે **લૌકિક ગુરુગત મિથ્યાત્વ.**

૩. હોળી, બળેવ, શીતળા સાતમ ને નાગ પાંચમ પ્રમુખ લૌકિક પર્વો કરવા તે **લૌકિક પર્વગત મિથ્યાત્વ.**

એ સઘળા મિથ્યાત્વીના પર્વો મોક્ષાર્થી જીવોએ ત્યજી દેવા.

૪. સર્વથા દોષ રહિત વીતરાગદેવની પુત્રાદિકની પ્રાપ્તિ પ્રમુખ આશાએ માનતા કરવી તે **લોકોત્તર દેવગત મિથ્યાત્વ.**

૫. પરિગ્રહધારી ને ભ્રષ્ટાચારી પાસત્થાદિક જૈન વેષધારી સાધુને ગુણ રહિત છતાં તેને લૌકિક સ્વાર્થ સાધવા ગુરુબુદ્ધિથી માનવા-પૂજવા તે **લોકોત્તર ગુરુગત મિથ્યાત્વ.**

૬. આઠમ, પાખી પ્રમુખ લોકોત્તર પર્વને આ લોક સંબંધી ક્ષણિક સુખને અર્થે આરાધવા, માનવા તે **લોકોત્તર પર્વગત મિથ્યાત્વ.**

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૨, પૃ. ૮૩ ]

---

## એક જૈન મુનિએ કરેલા પ્રશ્નોના ઉત્તરો.

પ્રશ્ન ૧:—ઓસવાળ, ખંડેરવાળ, પોરવાળ, અગ્રવાળ, શ્રીમાળ, શ્રીશ્રીમાળ વિગેરેનો પરસ્પર ખાનપાન અને બેટી-વ્યવહાર થઈ જાય તો તેમાં કાંઇ શાસ્ત્રીય બાધ છે? અને તમારી સલાહ તે બાબતમાં શું છે?

ઉત્તર—ઓસવાળ, ખંડેરવાળ, પોરવાળ, અગ્રવાળ અને શ્રીમાળ વગેરે જૈનશાસનને અનુસરનારા છે. તેમનામાં પણ દશા-વીશા પ્રમુખ કઇક પેટા વિભાગ પડી ગયેલા જોવાય છે; ને કાળદોષથી કે મિથ્યાભિમાનથી જ્ઞાતિ ને ઉપજ્ઞાતિનો સવાલ

બારીક બની ગયો છે. તે એટલે દરજ્જે કે વખતે ધર્મ-શાસનને પણ વિસરી જવાય છે. જો શાસ્ત્ર-સમયને ઓળખી દષ્ટિ વિશાળ કરવામાં આવે તો ધર્મશાસનને અને તેને અનુસરનારને એક પળ માત્ર પણ વિસરી શકાય નહીં, ગમે તેવા નિકટ સંબંધી કરતાં સાધર્મી-સમાનધર્મીનું સગપણ ઘણું મહત્ત્વનું કહ્યું છે; તેથી જિનશાસનને અનુસરનારા ઓસવાળાદિકમાં આપસઆપ-સમાં ભોજનવ્યવહાર સાથે બેટીવ્યવહાર થાય તેમાં કશો શાસ્ત્ર-બાધ જણાતો નથી. પૂર્વે ખરા જૈનીઓમાં કશા સંકોચ વગર તેવો વ્યવહાર ચાલતો હોવાનો વધારે સંભવ છે.

પ્રશ્ન ૨:—ઉપરની જાતિઓ રજપુત, ક્ષત્રી, વૈશ્ય અને બ્રાહ્મણવર્ગમાંથી થયેલી છે, તો બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈશ્ય-વર્ણની કન્યાઓ સાથે લગ્ન કરવા યોગ્ય છે કે અયોગ્ય છે?

ઉત્તર—પૂર્વે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય કન્યાઓ સાથે લગ્ન થતાં હોવાના પુરાવા મળે છે. અત્યારે પણ જો તેઓ શુદ્ધ સનાતન જૈન ધર્મને અનુસરનારા જ હોય તો અત્યારે પણ તેવાં લગ્ન ધર્મ-દષ્ટિથી થવા પામે તેમાં કશો શાસ્ત્રબાધ કલ્પી શકાતો નથી.

પ્રશ્ન ૩:—વર્તમાન સમયમાં જે કોઇ અન્ય કોમની કન્યા લાવે છે તેને સર્વથા સમાજથી દૂર કરે છે તે વ્યાજબી છે?

ઉત્તર—આ પ્રશ્નનો ખુલાસો ઉપરની હકીકતને લક્ષપૂર્વક વાંચવા-વિચારવાથી થઈ જવા સંભવ છે.

પ્રશ્ન ૪:—જાતિથી દૂર કરવા માટે શું શું કારણો જોઇએ? અને ધર્મથી દૂર કરવા માટે શું શું કારણો જોઇએ?

ઉત્તર—જાતિદ્રોહ કરનારાને જાતિથી અને ધર્મદ્રોહ કરનારાને ધર્મ-શાસનથી દૂર કરી શકાય.

પ્રશ્ન ૫:—જૈન જાતિમાં જ્ઞાતિભેદ છે કે નહિ ?

ઉત્તર—જૈનોમાં વ્યવહારદૃષ્ટિથી વર્તમાનકાળે કંઈક જ્ઞાતિભેદ પડેલા જોવાય છે. નિશ્ચયદૃષ્ટિથી જોતાં જૈનમાં અભેદભાવ જ સંભવે છે-જ્ઞાતિભેદ સંભવતો જ નથી.

પ્રશ્ન ૬:—જૈન કોઈ પતિત થઈ ગયો હોય તો તેને ફરીને શુદ્ધ કરી જૈનમાં ( ઓસવાળ આદિ જ્ઞાતિમાં ) સામેલ કરી શકાય કે નહિ ?

ઉત્તર—જૈન કોઇ પતિત થઇ ગયો હોય અને ફરી શુદ્ધ-નિર્દોષ થવા તેની પ્રબળ ઇચ્છા હોય તો સુવિહિત સાધુજન પાસે યોગ્ય પ્રાયશ્ચિત્ત લઇ, તે શુદ્ધ થઇ શકે છે અને એવા શુદ્ધ થયેલાને જ્ઞાતિમાં કે ધર્મ-શાસનમાં દાખલ કરવામાં કંઈ શાસ્ત્રબાધ જણાતો નથી.

પ્રશ્ન ૭:—દશા વીશાનો જે ભેદ છે તે કાઢી નાખવા યોગ્ય છે કે નહિ ?

ઉત્તર—દશા-વીશાના ભેદ ને ઉપભેદ સમયને સમજનારાઓએ શમાવવા પ્રયત્ન કરવો ઘટે છે.

પ્રશ્ન ૮:—ગુજરાત દેશમાં હાલ કોઇ એવી વણિક જાતિ છે કે જેમાં વિધવાવિવાહ થતો હોય, જૈન ધર્મ પાળતી હોય ને તેને સ્વામિવાત્સલ્યાદિમાં સામીલ કરતા ન હોય ?

ઉત્તર—ગુજરાત દેશમાં હાલ કોઈ એવી વણિક જાતિ જાણવામાં નથી કે જેમાં વિધવાવિવાહ ચાલતો હોય અને જૈનધર્મ પાળતી હોય છતાં તે સાધર્મી વાત્સલ્યમાં ન હોય.

પૂર્વે કચ્છાદિકમાં એવો વર્ગ હોવાનું સંભળાય છે, પણ અત્યારે તો ત્યાં પણ સુધારો થયેલો સંભળાય છે, એટલે તેમને અત્યારે સાધર્મીવાત્સલ્યમાંથી બાતલ નહિ કરતાં સામેલ કરી શકાય.

[ જૈ. ધ પ્ર. પુ. ૪૦, પ્રશ્નો પૃ. ૨૮, ઉત્તર પૃ. ૫૬ ]

---

## સમાધિતંત્ર( ઉ. શ્રી યશોવિજયજીકૃત )નો લેશ સાર.

૧. સરસ્વતીને તથા જગહિતકારી જિનેશ્વરને પ્રણામ કરી આત્મતત્ત્વનો બોધ થાય એવો સરસ પ્રબંધ-નિબંધ કહીશું.

૨. આત્મબોધ જ ખરો મોક્ષમાર્ગ છે. તેમાં જેને લગની લાગી છે તે ખરા નિર્ગ્રંથ-સાધુ જાણવા.

૩. બાળપણમાં ભોગચેષ્ટાની જેવી બાહ્ય જ્ઞાનની દોડ-ગતિ છે; પરંતુ તરુણપણામાં વિષયભોગના અનુભવ જેવો મગ્નભાવ કંઇક વિલક્ષણ છે.

૪. જે આત્મજ્ઞાનમાં મગ્ન છે તે સઘળી જડ સંપત્તિને ઇન્દ્રજાળ જેવી લેખવે છે-ક્ષણિક ને અસાર સમજે છે, તેથી તેમાં આસકત થઇ જતા નથી.

૫. આત્મલક્ષ્ય વગરનો બાહ્ય વ્યવહાર સેવવાથી શું વળે ? સાચી સમજ વગર કોઇક મુગ્ધજન કાચને રત્ન માની લે, પણ અંતે કાચ તે કાચ જ છે.

૬. સાચો આત્મજ્ઞાની હોય તે સાચા આત્મધ્યાનમાં જ રાચે, બીજામાં નહીં, વિષયવાંછના ન કરે, શાંત-વૈરાગ્ય રસમાં જ તે રાતોમાતો રહ્યા કરે.

૭. **બાહ્યાત્મા, અંતરાત્મા** અને **પરમાત્મા** એ અવસ્થા-ભેદે આત્માના ત્રણ પ્રકાર છે. દેહગેહાદિક જડ વસ્તુઓને પોતાની માની લેવારૂપ ભ્રમ તે **બાહ્યાત્માભાવ** જાણવો.

૮. તે સઘળા દેહગેહાદિકથી ભિન્ન છતો તે સહુનો સાક્ષી-દ્રષ્ટારૂપ થઈ રહેલો **અંતરાત્મા** લેખાય છે અને સંપૂર્ણ કર્મમળથી મુક્ત, અતિ નિર્મળ, શુદ્ધ સ્ફટિક સમાન **પરમાત્મા** કહેવાય છે. એ રીતે સંક્ષેપથી આત્માના ત્રણ પ્રકાર કહ્યા.

૯. બાહ્યાત્મા આત્મજ્ઞાનહીન હોવાથી સુંદર નરદેહાદિક અને ઇન્દ્રિયબળ પામી મનમાં અહંકાર લાવી ફૂલાય છે. આત્મ-જ્ઞાન વગર તેનો સદુપયોગ કરી શકતો નથી

૧૦. અંતરાત્મા સમ્યગ્જ્ઞાન જોગે પોતાના શરીરમાં ક્ષીરનીર પેઠે **વ્યાપી રહેલા પરમાત્મતત્ત્વને બરાબર પીછાણી શકે છે.**

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૧, પૃ. ૪૧૬. ]

---

## સમતા શતક( ઉ. શ્રી યશોવિજયજીકૃત )નો લેશ સાર.

૧. મતિભ્રમ તજી દઈ, સદ્વિવેકવડે મોહ-મમતા છંડવાથી, આત્માના સહજ સ્વાભાવિક ગુણો પ્રગટ થઇ શકે છે.

૨. જેમ છીપને રૂપું માની મૂર્ખ જીવ તે લેવા જાય છે, તેમ જીવને મોહવશ દેહાદિક જડ વસ્તુને પોતાની માની લેવાથી તેમાં મુંઝાવાનું થાય છે.

૩. વસ્તુને વસ્તુગત સમજી લીધા પછી ખોટી વસ્તુમાં મુંઝાવાનું રહેતું નથી.

૪. જડ વસ્તુમાં મમતા બાંધવાથી જ જીવ દુઃખી થયો છે ને થયા કરે છે.

૫. મન અને ઇન્દ્રિયોને કબજે કરી વિભાવને તજે અને સ્વભાવને ભજે તે અંતરાત્મા કષાય રહિત થઇ શુદ્ધ પરમાત્મ-દશાને પામી શકે છે.

૬. સદ્વિવેક ધાર્યા વગર ગમે તેટલી કષ્ટકરણી કર્યાથી ભવનો પાર પમાતો નથી.

૭. આત્મજ્ઞાનીને સ્વગુણનો પણ ગર્વ હોતો નથી, તો બીજો તો શાનો જ હોય?

૮. રાગ, દ્વેષ વધારવાથી સંસાર વધે છે, તેને ઘટાડવાથી સંસાર ઘટે છે.

૯. મોહજાળમાં ન ફસાય એવા મુનિજનને દુઃખ વેઠવું પડતું નથી.

૧૦. 'હું ને મારું' એ મોહનો મંત્ર જગતને આંજી નાંખે છે. જ્ઞાની જ તેથી બચી શકે છે.

૧૧. જે દેખાય છે તે સર્વ જડ છે, ચેતન દેખી શકાતો નથી, તો રોષ તોષ કોના પર કરવો?

૧૨. આત્મજ્ઞાનમાં લય લાગે તો સ્વાનુભવ કરાવે એવી શુભ વાસના પ્રગટ થાય.

૧૩. એવું જ કહેવું, પૂછવું ને પસંદ કરવું કે જેથી અજ્ઞાન ટળે અને સુંદર બોધ પ્રગટ થાય.

૧૪. જ્યાંસુધી સ્વચ્છંદતાનું જોર છે ત્યાંસુધી વિવેકના અભાવે સંસાર ઘટતો નથી.

૧૫. વસ્ત્રનો નાશ થતાં શરીરનો નાશ નથી થતો, તેમ શરીરનો નાશ થતાં ચેતન અખંડ બન્યો રહે છે.

૧૬. દૃઢ સંતોષીને મોક્ષપ્રાપ્તિ દૂર નથી, પણ અસંતોષીને તો તે દૂરની દૂર જ છે.

૧૭. લોકપરિચયથી ચપળતા વધે છે તેથી ખરા મુનિ લોકસંસર્ગથી દૂર રહે છે.

૧૮. આત્મદર્શી મહાત્મા, બીજી ખટપટ તજી, શુદ્ધ આત્મરમણતા જ કરતા રહે છે.

૧૯. જાતિ ને લિંગના દૃઢ રાગથી અને મોહજાળમાં પડી જવાથી ભવ વધે છે.

૨૦. ભાવલિંગવડે જ જીવ સિદ્ધ થાય છે. નિશ્ચયથી જોતાં આત્માને લિંગ, જાતિ કે વેદ કશું ઘટતું નથી; વ્યવહારમાત્રથી તેની ગણના છે.

૨૧. આત્મજ્ઞાની મુનિજનો ગમે તેવા પરિષહ–ઉપસર્ગોને સહન કરી શકે છે.

૨૨. ઉદાસીન દશા જ્ઞાનનું ફળ છે ને પરપ્રવૃત્તિ મોહનું પરિણામ છે, એમ જાણી સદ્વિવેકવડે જેમાં લાભ દેખાય તેવા શુદ્ધ માર્ગમાં આદર કરવો ઘટે.

૨૩. જ્ઞાની મુનિ ઇન્દ્રની પેઠે સમતાશૌચ સાથે સદા અગાધ સુખમાં ઝીલે છે.

૨૪. વિષયસુખથી વિરક્તતા, રાગદ્વેષરહિતતા ને આત્મભાવમાં લીનતા એનું નામ ઉદાસીનતા.

૨૫. મમતાના ત્યાગથી તેવી ઉદાસીનતા પામી સાધુ આનંદમસ્ત બને છે.

૨૬. મમતા સ્થિર સુખની વિઘાતક છે ને નિર્મમતા સાધક છે.

૨૭. વૈરાગ્યભાવરૂપ અમૃતના સ્પર્શથી મમતા વિષવડે મૂર્ચ્છિત થયેલ અંતરંગ ગુણના ઓઘ જાગ્રત થાય છે.

૨૮. મોહમૂઢ જનને શ્રુત-જ્ઞાનથી ઊલટો ત્રિદોષ-મદ, ભય ને રોષ પ્રગટે છે.

૨૯. વૈરાગ્યવડે લોભ-તૃષ્ણા ને મમતા દૂર થવા પામે છે.

૩૦. રાગ, દ્વેષને ટાળી આત્માને શાન્તિના માર્ગમાં સ્થાપનાર એક વિવેકમંત્ર છે.

૩૧. ક્ષમારૂપ સિદ્ધ ઔષધિવડે ક્રોધજ્વર દૂર થઈ શકે છે.

૩૨. કમળ જેવી કોમળ મૃદુતાવડે વજ્ર જેવો અહંકાર ભેદી શકાય છે.

૩૩. સરલતારૂપી જાંગુલી મંત્રવડે માયા-સાપણીનું ઝેર દૂર કરી શકાય છે.

૩૪. ખરો સંતોષ ધારવાથી લોભ-તૃષ્ણાની વિપદાથી બચી શકાય છે.

૩૫. દુર્જય ઇન્દ્રિયોને વશ કરવાથી રાગ-દ્વેષ ને કષાયથી બચાય છે.

૩૬. ઇન્દ્રિયોને વશ થવાથી તેના વિષયનું સ્મરણ થતાં જ સંતાપ થાય છે.

૩૭. મનને વશ કરવાથી ઇન્દ્રિયો વશ થતાં સર્વ સુખ સહેજે સાંપડે છે.

૩૮. ઇચ્છાચારી મન-માતંગને જિનાજ્ઞારૂપ અંકુશવડે વશ કરી શકાય છે.

૩૯. વિષયસુખમાં વર્તતી વાસના ને આસક્તિ જ દુઃખનું મૂળ છે.

૪૦. જ્ઞાની વાસના વિગેરેથી નિર્લેપ રહે છે અને અજ્ઞાની જ્યાં ત્યાં લેપાયા કરે છે.

૪૧. પરસ્પૃહા મહાદુઃખદાયી છે, ને નિઃસ્પૃહતા મહાસુખદાયી છે.

૪૨. અધ્યાત્મરૂપ સઢવાળી સમતા-ચારિત્રરૂપી નાવવડે ભવસાગર તરી શકાય છે.

૪૩. સમતા-ચારિત્રના પ્રભાવથી નિત્યવૈર પણ વિસરાઇને પ્રેમ પ્રગટે છે.

૪૪. જે સ્વયોગ્યતાનુસાર જ્ઞાન ને શ્રદ્ધાયુક્ત મોક્ષમાર્ગ આદરે છે તે ફાવી શકે છે.

૪૫. યથાર્થ જ્ઞાનયુકત કરણીથી ભવનો પાર પમાય છે, તે વગર બધાં ફાંફાં છે.

૪૬. એકબીજાનું ખંડન-ઉત્થાપન નહીં કરતાં જ્ઞાન ને ક્રિયા બન્નેને પ્રેમથી આદરવાં જોઇએ.

૪૭. સમતા-ઔષધિવડે મનરૂપી પારો મૂર્છિત થયે સહેજે કલ્યાણ-સિદ્ધિ થઇ શકે છે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૧, પૃ. ૪૨૦ ]

## એક જ આત્માના સમજવા યોગ્ય ત્રણ પ્રકાર.

૧ **બહિરાત્મા**, ૨ **અંતરાત્મા** અને ૩ **પરમાત્મા**. એ ત્રણ પ્રકાર અવસ્થાભેદે એક જ આત્માના કેવી રીતે થાય છે? તે પ્રથમ સમજવું જોઇએ. [1]**સમાધિતંત્ર** અને **પરમાત્મ છત્રીશી** પ્રમુખમાં તેનો સવિસ્તર સ્પષ્ટ ઉલ્લેખ કરાયેલો મળી આવે છે. શ્રી આનંદઘનજીકૃત ચોવીશી પૈકી પાંચમા શ્રી સુમતિનાથ પ્રભુના સ્તવનમાં પણ તેનો ખુલાસો પદ્યરૂપે મળી આવે છે. સ્થિર મનથી તે વાંચી–વિચારી અવધારવા યોગ્ય છે. તે સ્તવનની બીજી ગાથાની શરૂઆતમાં જ જણાવેલું છે કેઃ—

"ત્રિવિધ સકલ તનુધર ગત આતમા, બહિરાતમ ધુર ભેદ, સુજ્ઞાની!
બીજો અંતરઆતમ તીસરો, પરમાતમ અવિચ્છેદ, સુજ્ઞાની!
સુમતિ ચરણકજ આતમ અરપણા."

પછી ત્રણ પ્રકારના આત્માનું સ્ફોટન નીચેની ગાથાઓમાં કરેલું છેઃ—

"આતમબુદ્ધે હો કાયાદિક ગ્રહ્યો, બહિરાતમ અઘરૂપ, સુજ્ઞાની!
કાયાદિકનો હો સાખીધર રહ્યો, અંતર આતમરૂપ, સુજ્ઞાની! સુમતિ૦

"જ્ઞાનાનંદે હો પૂરણ પાવનો, વર્જિત સકલ ઉપાધિ, સુજ્ઞાની!
અતીન્દ્રિય ગુણગણ મણિ આગરૂ, એમ પરમાતમ સાધ, સુજ્ઞાની!
સુમતિ૦"

---

[1] જેનો ટૂંક સાર આ લેખ સંગ્રહ ભાગ ૩ જાના પૃષ્ઠ ૨૧૯ ઉપર આપવામાં આવેલો છે.—સંગ્રાહક.

**ભાવાર્થ**—દેહ ધનાદિક દૃશ્ય સંયોગિક પદાર્થોમાં **અહંતા, મમતા** રાખી ઇષ્ટ યા અનિષ્ટ પ્રસંગે હર્ષ શોકને ધરનાર અને સંકિલષ્ટ પરિણામવડે સંસારચક્રમાં વારંવાર ભમ્યા કરનાર તેમજ જન્મ, મરણ સંબંધી દુઃખ-દાવાનળમાં હાથે કરી પચનાર પાપરૂપ **બહિરાત્મા** છે; તથા કાયાદિકની માયા-મમતા ઘટાડી, તેના પરનો મોહ ઉતારી, સારા-નરસા પ્રસંગે હર્ષ-શોકથી દૂર રહી, તેમાં સમભાવે સાક્ષીરૂપે રહેનાર **અંતરાત્મા** જાણવો. અંતરમાં વિવેક જાગૃત થવાથી તેને **વિવેકઆત્મા** પણ કહેવામાં આવે છે. આવો આત્મા જ પરમાત્માના સ્વરૂપને પિછાની પરમાત્મપદ પામવા અધિકારી બની સત્‌સાધનવડે પરમાત્મપદ પામી શકે છે. **પરમાત્મા** તો અનંત જ્ઞાન-દર્શન-આનંદ અને શક્તિસંપન્ન, પૂર્ણ પવિત્ર, સકળ કર્મ-ઉપાધિ રહિત, મન અને ઇન્દ્રિયોને અગમ્ય તથા અનંત ગુણરત્નોનો નિધાન છે. પ્રગટપણે પરમાત્મભાવ પામેલ પ્રભુનો માર્ગ એકનિષ્ઠાથી આદરનાર અંતરાત્મા જ પરમાત્મારૂપ થાય છે. એ જ વાતનું સમર્થન નીચેની ગાથાઓમાં કરવામાં આવેલ છે:—

"બહિરાતમ તજી અંતર આતમા-રૂપ થઈ થિરભાવ, સુજ્ઞાની!
પરમાતમનું હો આતમ ભાવવું, આતમ અર્પણ દાવ, સુજ્ઞાની!
સુમતિ૦"

"આતમ અર્પણ વસ્તુ વિચારતાં, ભરમ ટળે મતિદોષ, સુજ્ઞાની!
પરમ પદારથ સંપત્તિ સંપજે, આનંદઘન રસપોષ. સુજ્ઞાની!
સુમતિ૦"

તન્મયપણે ભ્રમરીનું ધ્યાન કરતી ઇયળ જેમ ભમરીરૂપ થાય છે; તેમ નિઃશંકપણે પરમાત્મભાવવાળા પ્રભુ સાથે સર્વથા

એકતા સાધતો-એકતાન પામેલો અંતરાત્મા પરમાત્મારૂપ થવા પામે છે. **લવણ પૂતળી થાહ લેવણકું, સાયરમાંહી સમાણી.** એટલે તેમાં જ પીગળી જઈ તદ્રૂપ થાય છે તેવી જ રીતે ગુણસાગર પ્રભુમાં-પ્રભુપદમાં એકરસ થઇ જનાર **અંતરાત્મા** નિઃશંક **પરમાત્મપદ પામે છે.**

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૨, પૃ. ૨૧૬ ]

---

## સાધુ અઢાર હજાર શીલાંગ રથના ધોરી શી રીતે ?

પૃથ્વી-અપ્-તેઉ-વાયુ-વનસ્પતિકાયરૂપ એકેન્દ્રિય, બિ, તિ, ચઉરિન્દ્રિય તેમ જ સર્વ જાતીય પંચેન્દ્રિય મળી સકળ જીવ-રાશિના ૯ ભેદ અને કોઇ પણ અજીવ પદાર્થને જીવબુદ્ધિથી જીવ ગણે એમ સર્વે મળીને દશ પ્રકારની જીવ વિરાધનાથી વિરમવાવડે શીલ-સદાચારના દશ ભેદ થવા પામે છે, તેના મન, વચન, કાયાથી, કૃત, કારિત અને અનુમોદનાદિ ભેદો ગણતાં ૯૦ ભેદો થાય છે. વળી આહારસંજ્ઞા, ભયસંજ્ઞા, મૈથુનસંજ્ઞા અને પરિગ્રહસંજ્ઞાને જીતવાથી તેના ૩૬૦ ભેદ થાય છે. શ્રોત્ર ( શ્રવણ ) ઇન્દ્રિય પ્રમુખ પાંચે ઇન્દ્રિયોને દમી કાબૂમાં રાખવાવડે તેના ૧૮૦૦ ભેદ થાય છે. ક્ષમા, મૃદુતા, ઋજુતા પ્રમુખ દશવિધ શ્રમણધર્મ સાવધાનપણે પાળતાં ( આરાધતાં ) તેના સર્વે મળી ૧૮૦૦૦ ભેદો થવા પામે છે. એ રીતે ૧૮૦૦૦ શીલાંગરૂપ શુદ્ધ ચારિત્રને પાળતાં મુનિ-જનોનું ધર્માર્થી જનોએ સદા ઉલ્લસિત ભાવે વંદન-બહુમાન કરવું ઘટે છે. તેવા મહાનુભાવોને વંદન કરવાવડે આપણામાં તેવી યોગ્યતા આવે છે તેમ જ ગુણપ્રાપ્તિ થાય છે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૨, પૃ. ૨૧૭ ]

---

**ભાવાર્થ**—દેહ ધનાદિક દૃશ્ય સંયોગિક પદાર્થોમાં **અહંતા, મમતા** રાખી ઇષ્ટ યા અનિષ્ટ પ્રસંગે હર્ષ શોકને ધરનાર અને સંકિલષ્ટ પરિણામવડે સંસારચક્રમાં વારંવાર ભમ્યા કરનાર તેમજ જન્મ, મરણ સંબંધી દુઃખ–દાવાનળમાં હાથે કરી પચનાર પાપરૂપ **બહિરાત્મા** છે; તથા કાયાદિકની માયા–મમતા ઘટાડી, તેના પરનો મોહ ઉતારી, સારા–નરસા પ્રસંગે હર્ષ–શોકથી દૂર રહી, તેમાં સમભાવે સાક્ષીરૂપે રહેનાર **અંતરાત્મા** જાણવો. અંતરમાં વિવેક જાગૃત થવાથી તેને **વિવેકઆત્મા** પણ કહેવામાં આવે છે. આવો આત્મા જ પર-માત્માના સ્વરૂપને પિછાની પરમાત્મપદ પામવા અધિકારી બની સત્‌સાધનવડે પરમાત્મપદ પામી શકે છે. **પરમાત્મા** તો અનંત જ્ઞાન–દર્શન–આનંદ અને શક્તિસંપન્ન, પૂર્ણ પવિત્ર, સકળ કર્મ–ઉપાધિ રહિત, મન અને ઇન્દ્રિયોને અગમ્ય તથા અનંત ગુણરત્નોનો નિધાન છે. પ્રગટપણે પરમાત્મભાવ પામેલા પ્રભુનો માર્ગ એકનિષ્ઠાથી આદરનાર અંતરાત્મા જ પરમાત્મારૂપ થાય છે. એ જ વાતનું સમર્થન નીચેની ગાથાઓમાં કરવામાં આવેલ છે:—

**“ બહિરાતમ તજી અંતર આતમા–રૂપ થઈ થિરભાવ, સુજ્ઞાની !**
**પરમાતમનું હો આતમ ભાવવું, આતમ અર્પણ દાવ, સુજ્ઞાની !**
**સુમતિ૦ ”**

**“ આતમ અર્પણ વસ્તુ વિચારતાં, ભરમ ટળે મતિદોષ, સુજ્ઞાની !**
**પરમ પદારથ સંપત્તિ સંપજે, આનંદઘન રસપોષ. સુજ્ઞાની !**
**સુમતિ૦ ”**

તન્મયપણે ભ્રમરીનું ધ્યાન કરતી ઇયળ જેમ ભમરીરૂપ થાય છે; તેમ નિઃશંકપણે પરમાત્મભાવવાળા પ્રભુ સાથે સર્વથા

એકતા સાધતો-એકતાન પામેલો અંતરાત્મા પરમાત્મારૂપ થવા પામે છે. **લવણ પૂતળી થાહ લેવણકું, સાયરમાંહી સમાણી.** એટલે તેમાં જ પીગળી જઈ તદ્રૂપ થાય છે તેવી જ રીતે ગુણસાગર પ્રભુમાં-પ્રભુપદમાં એકરસ થઈ જનાર **અંતરાત્મા** નિઃશંક **પરમાત્મપદ પામે છે.**

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૨, પૃ. ૨૧૬ ]

---

## સાધુ અઢાર હજાર શીલાંગ રથના ધોરી શી રીતે?

પૃથ્વી-અપ્-તેઉ-વાયુ-વનસ્પતિકાયરૂપ એકેન્દ્રિય, બિ, તિ, ચઉરિન્દ્રિય તેમ જ સર્વ જાતીય પંચેન્દ્રિય મળી સકળ જીવ-રાશિના ૯ ભેદ અને કોઇ પણ અજીવ પદાર્થને જીવબુદ્ધિથી જીવ ગણે એમ સર્વે મળીને દશ પ્રકારની જીવ વિરાધનાથી વિરમવાવડે શીલ-સદાચારના દશ ભેદ થવા પામે છે, તેના મન, વચન, કાયાથી, કૃત, કારિત અને અનુમોદનાદિ ભેદો ગણતાં ૯૦ ભેદો થાય છે. વળી આહારસંજ્ઞા, ભયસંજ્ઞા, મૈથુનસંજ્ઞા અને પરિગ્રહસંજ્ઞાને જીતવાથી તેના ૩૬૦ ભેદ થાય છે. શ્રોત્ર ( શ્રવણ ) ઇન્દ્રિય પ્રમુખ પાંચે ઇન્દ્રિયોને દમી કાબૂમાં રાખવાવડે તેના ૧૮૦૦ ભેદ થાય છે. ક્ષમા, મૃદુતા, ઋજુતા પ્રમુખ દશવિધ શ્રમણધર્મ સાવધાનપણે પાળતાં ( આરાધતાં ) તેના સર્વે મળી ૧૮૦૦૦ ભેદો થવા પામે છે. એ રીતે ૧૮૦૦૦ શીલાંગરૂપ શુદ્ધ ચારિત્રને પાળતાં મુનિ-જનોનું ધર્માર્થી જનોએ સદા ઉલ્લસિત ભાવે વંદન-બહુમાન કરવું ઘટે છે. તેવા મહાનુભાવોને વંદન કરવાવડે આપણામાં તેવી યોગ્યતા આવે છે તેમ જ ગુણપ્રાપ્તિ થાય છે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૨, પૃ. ૨૧૭ ]

---

## ઇરિયાવહી પડિક્કમતાં કેટલા ભેદે મિચ્છામિ દુક્કડં દેવાય છે ?

નારક, તિર્યંચ, મનુષ્ય અને દેવતારૂપ ચારે ગતિના પર્યાપ્ત-અપર્યાપ્ત ભેદે કુલ જીવોના ૫૬૩ ભેદ થાય છે. તે ભેદો આ રીતે-સાતે નારકીના ૧૪, તિર્યંચના એકેન્દ્રિય પ્રમુખ ૪૮, મનુષ્યના ૩૦૩ અને દેવના ૧૯૮ મળીને ચારે ગતિના સર્વે જીવોના ૫૬૩ ભેદ કહ્યા છે. તેને અભિહયા, વત્તિયા પ્રમુખ દશ પદે ગુણતાં ૫૬૩૦ ભેદ થાય. તેને રાગ અને દ્વેષવડે ગુણતાં ૧૧૨૬૦ ભેદ થાય. તેને મન, વચન, કાયાથી ગુણતાં ૩૩૭૮૦ ભેદ થાય. તેને કૃત, કારિત અને અનુમતિવડે ગુણતાં ૧૦૧૩૪૦ ભેદ થાય. ત્રણ કાળવડે ગુણતાં ૩૦૪૦૨૦ ભેદ થાય. તેને અરિહંત, સિદ્ધ, સાધુ, સમ્યગ્દૃષ્ટિ દેવ, ગુરુ અને આત્માની સાક્ષીરૂપ છ પદે ગુણતાં ૧૮૨૪૧૨૦ ભેદ થવા પામે છે. આ પ્રમાણે ઉપયોગ સહિત ઇરિયાવહી પડિક્કમતાં આટલા બધા પ્રકારે મિચ્છામિ દુક્કડં દેવામાં આવે છે. વિવેક સહિત ઉપયોગપૂર્વક ઇરિયાવહી પ્રતિક્રમતા **અઇમત્તા કુમાર** મુનિની પેઠે પાપનો ભાર ઉતારી, આત્માને હળવો કરી, શુદ્ધ સ્વરૂપરમણતાવડે યાવત્ શિવસંપદા-મોક્ષલક્ષ્મી પ્રાપ્ત થઇ શકે છે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૨, પૃ. ૨૧૭ ]

---

## અહિંસા ધર્મને સમજી તેનો કરવો જોઇતો આદર.

૧. વિષયકષાયાદિક પ્રમાદ યા સ્વચ્છંદતાવશ મન, વચન, કાયાના દુરુપયોગવડે થતી સ્વપરપ્રાણહાનિરૂપ હિંસાથી સાવ-

ધાનપણે દૂર રહેવું અને સમજપૂર્વક સ્વપરની ઉન્નતિ દ્રવ્ય-ભાવથી થાય તેવી તપ, જપ, સંયમકરણી આલસ્ય રહિત કરવી તે **અહિંસા** કહેવાય.

૨. રાગ, દ્વેષ અને મોહને સર્વથા જીતી લેનારા જિનેશ્વર દેવોએ એ અહિંસામૂળ ધર્મ ઉપદિશ્યો છે, તેથી તેમાં ખૂબ આદર કરવો યુક્ત છે.

૩. જેમ મેરુપર્વતથી કોઇ મોટું નથી, રત્નાકર સાગર કરતાં કોઇ ઊંડું-ગંભીર નથી અને આકાશ કરતાં કોઇ વિશાળ નથી; તેમ તપસંયમવડે સ્વપર **દ્રવ્યભાવ** પ્રાણની રક્ષા ને પુષ્ટિ કરનાર **અહિંસા** સમાન સમર્થ ધર્મ બીજો કયો છે? કોઇ નથી. જ્ઞાન, દર્શન, ચારિત્રને **ભાવપ્રાણ** લેખ્યા છે.

૪. કરોડો કલ્યાણને પેદા કરનારી અને દુષ્ટ પાપ-શત્રુઓનો નાશ કરનારી સંસારસાગરથી તારણહાર પ્રવહણ સમાન કેવળ એક જીવદયા જ છે.

૫. વિશાળ રાજ્ય, રોગ રહિત શરીર દીર્ઘ આયુષ્ય અને એવું બીજું કોઇ સુખ જગતમાં નથી કે જે જીવદયાના પ્રભાવ-થી પ્રાપ્ત થઇ ન શકે.

૬. જીવોને દ્રવ્ય ભાવથી **અભયદાન** આપીને અનંતા આત્માઓ દેવેન્દ્રો અને ચક્રવર્તીપણાનાં સુખો ભોગવી, અક્ષય અનંત મોક્ષસુખને પામ્યા છે. સર્વ જીવોને અભય આપીને પોતે અભયપદ પામ્યા છે.

૭. આત્મહિતૈષી જનોએ જેમ **વજ્રાયુધ** રાજાના ભવમાં

**શ્રીશાન્તિનાથ**ના જીવે પારેવાને અભયદાન આપ્યું હતું તેમ ગમે તેટલો આત્મભોગ આપીને પણ સર્વે જીવોને સર્વદા અભયદાન આપવું જોઈએ.

૮. 'જેમ મને દુઃખ નથી ગમતું તેમ તે કોઇને ન જ ગમે' એમ સમજી કોઈ જીવને જાતે હણે નહીં, હણાવે નહીં કે હણતાને રૂડું જાણે નહીં. તેને ધર્મમાં સ્થિત-દૃઢ જાણવો.

૯. જેઓ સ્વચ્છંદપણે નિર્દયતાથી ગમે તે જીવોનો વધ કરે-કરાવે છે તે અંતે લાખોગમે દુઃખોથી પરાભવ પામી ચાર ગતિરૂપ સંસારમાં રઝળ્યા કરે છે.

૧૦. જીવોને વધ, બંધન ને મરણાન્ત દુઃખ ઉપજાવતા અને વિવિધ પ્રકારે તેવાં દુઃખ ઉદીરતા હીણભાગી જનો વિપાક સૂત્રમાં વર્ણવેલા મૃગાપુત્રની પેઠે સમગ્ર દુઃખભાગી બને છે એમ સમજી, હિંસાથી વિરમી, સર્વ સુખકારી અહિંસાનો જ સહુએ આદર કરવો યોગ્ય છે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૨, પૃ. ૨૧૮ ]

---

## શ્રુતજ્ઞાન અને જ્ઞાની પ્રત્યે કરવો જોઇતો આદર.

૧. અહિંસાધર્મનો આદર કરવા ઇચ્છનારે સુગુરુ સમીપે જ્ઞાનાભ્યાસ કરવો, કેમકે અહિંસા સંબંધી વિશેષ સમજુતી-પૂર્વક જ તેનું યથાર્થ પાલન કરી શકાય છે.

૨. મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવ અને કેવળજ્ઞાન એમ જ્ઞાનના મુખ્ય પાંચ ભેદ છે.

૩. અહીં શ્રુતજ્ઞાનનો જ અધિકાર છે; કેમકે એથી જ સ્વ-

પરપ્રકાશક પ્રદીપની પેઠે પોતાનું અને બીજા જ્ઞાનોનું પણ વ્યાખ્યાન-વર્ણન કરી શકાય છે.

૪. જે રાગ દ્વેષને ટાળી સમભાવમાં સ્થિર કરે એવા સામાયિક જેવા એકાદ મોક્ષમાર્ગમાં સદા ય જાગ્રત-ઉપયોગવંત રહે છે તે જ તેનું સાચું જ્ઞાન છે. તેનાવડે તે દુઃખ માત્રને છેદી નાંખે છે. એવા જ્ઞાનને આત્મજ્ઞાન કે અધ્યાત્મજ્ઞાન કહી શકાય. છે.

૫. ભવભીરુ, ગીતાર્થ, નિરપેક્ષ અને દેશ, કાળ, ભાવનો જાણ છતો જે ત્યાગી સાધુ શુદ્ધ પ્રરૂપક હોય તે આવા આત્મ-જ્ઞાનનો દાતા હોઈ શકે.

૬. સંયમમાર્ગમાં શિથિલ હોય તેમ છતાં નિર્મળ ચરણ-કરણ( સાધુ યોગ્ય મૂળ-ઉત્તરગુણો )ની પ્રશંસા, અનુમોદના અને પ્રરૂપણા કરનાર સાધુ પાપકર્મથી હળવો થાય છે અને ભવાન્તરમાં સુખે ધર્મ પામી શકે છે.

૭. અસ્ખલિત અને અમીલિતાદિ અન્યૂનાધિક સૂત્રગ્રહણરૂપ અભ્યાસ પ્રસંગે ભૂમિપ્રમાર્જન, ગુરુ માટે આસનપ્રદાન, સ્થાપનાચાર્યનું સ્થાપન પ્રમુખ યોગ્ય વિધિ કરવો.

૮. વિદ્યાર્થી-શિષ્યોએ નિંદા-વિકથા ટાળી, સુનિગ્રહિત બની, બે હાથ જોડી, ભક્તિ-બહુમાન સાચવીને સાવધાનપણે ગુરુ કહે તે સાંભળવું.

૯. શિષ્યોએ વિસ્મિત વદને, હર્ષિત મને, ગુરુમહારાજને હર્ષ ઉપજાવતા છતા ગંભીર અર્થવાળાં સુભાષિત વચનો સાંભળવાના અભિલાષી થવું.

૧૦. ગુરુશ્રીને અનેક રીતે સંતોષ ઉપજાવવાથી, ગુરુ પ્રત્યે ભક્તિભાવથી તેમ જ વિનય–બહુમાન સાચવવાથી શિષ્યો ઇચ્છિત સૂત્રાર્થનો શીઘ્ર પાર પામે છે. વિધિપૂર્વક શાસ્ત્રાભ્યાસ કરવાથી તેની આરાધના થાય છે. અન્યથા વિરાધના દોષવડે જીવને અનર્થ–આશાતના થવા પામે છે.

૧૧. વિદ્યાસાધકના દૃષ્ટાન્તે શાસ્ત્રોક્ત વિધિ મુજબ યોગ્ય શિષ્યને સૂત્ર–અર્થ શિખવવા; અન્યથા અનેક દોષ થવાનો સંભવ છે.

૧૨ જેમ કાચા ઘડામાં નાંખેલું પાણી તે ઘડાનો નાશ કરે છે તેમ આ સિદ્ધાન્તરહસ્ય હીણસત્ત્વવાળા અયોગ્ય જીવનો વિનાશ કરે છે.

૧૩. કર્મવશવર્તી જીવોએ ધારણાશક્તિ હોય કે ન હોય તો પણ શ્રુતજ્ઞાનનો અભ્યાસ કરવામાં ઉદ્યમ તો સદા ય કર્યા કરવો.

૧૪. જો આખા દિવસમાં એક પદ જ આવડે અથવા પંદર દિવસે અર્ધો જ શ્લોક યાદ થઇ શકે તો પણ જો જ્ઞાન મેળવવા ઇચ્છા જ હોય તો અભ્યાસ કરવાનો ઉદ્યમ ન જ તજવો.

૧૫. જુઓ, શીતળ જળ ધીમે ધીમે વહેતું વહેતું નદીના સંબંધવાળું થઈને દુર્ભેદ્ય પહાડને પણ ભેદી શકે છે.

૧૬. સૂત્ર( દોરા )માં પરોવેલી સોય કચરામાં પડી છતી પણ નાશ નથી પામતી–તે પાછી જડી આવે છે; તેમ જ્ઞાનવંત જીવ પણ કર્મયોગે સંસારમાં પડ્યો છતો પણ નાશ નથી પામતો. જ્ઞાનના પ્રભાવથી તે પાછો અલ્પ સમયમાં બોધિલાભ પામીને ઊંચો આવે છે.

૧૭. જેમ સૂત્ર(દોરા)વગરની સોય રેજમાં પડવાથી ખોવાઇ જાય છે, તેમ જ્ઞાનહીન જીવ પણ ભવરજમાં રગદોળાઇ નાશ પામે છે, અર્થાત્ અજ્ઞાન–મિથ્યાત્વવશ અનન્ત જન્મ–મરણ કર્યા કરે છે.

૧૮. જેમ વૈદક શાસ્ત્રના રહસ્યનો અજાણ વૈદ્ય રોગની ચિકિત્સા કરી શકતો નથી તેમ આગમરહસ્યનો અજાણ સાધુ ચારિત્રશુદ્ધિને જાણી શકતો નથી, તો તે ચારિત્રશુદ્ધિ કરી કેવી રીતે શકે ?

૧૯. અહો ! આથી વધારે સારું આશ્ચર્યકારક કે સુંદર બીજું શું હોઇ શકે કે આ દુનિયામાં સહુ કોઇ શ્રુતજ્ઞાનીના મુખ–કમળને ચંદ્રમાની જેમ અતિ આદરપૂર્વક જુએ છે.

૨૦. છટ્ઠ–અટ્ઠમાદિક કઠિન તપસ્યા કરતાં છતાં અલ્પજ્ઞને જે શુદ્ધિ થાય તે કરતાં અનેકગુણી શુદ્ધિ સંયમના ખપી એવા નિત્યભોજી જ્ઞાની–વિવેકીને સહેજે થાય છે–થઇ શકે છે.

૨૧. જ્ઞાનવડે લોકમાં રહેલા સૂક્ષ્મ–બાદર સર્વે ભાવો જાણી શકાય છે; તેથી બુદ્ધિશાળી જનોએ જ્ઞાનાભ્યાસ ખૂબ પ્રયત્નપૂર્વક કરવો. બુદ્ધિ પામ્યાનું એ જ ફળ છે.

૨૨. જ્ઞાન નિષ્કારણ સખા( મિત્ર ) છે, જ્ઞાન મોહાંધકારને ટાળવાને સૂર્ય સમાન સમર્થ છે, તેમ જ તે અગાધ સંસારસમુદ્રથી પાર ઉતારવા શ્રેષ્ઠ યાનપાત્ર–વહાણ તુલ્ય છે.

૨૩. સેંકડો દુઃખોથી ઘેરાયલા જીવોને જ્ઞાન ઉત્તમ મિત્રની પેઠે આશ્વાસન આપનાર થાય છે અને **સાગરચંદ્ર**ની જેમ તે શાશ્વત–મોક્ષસુખને પણ મેળવી આપનાર થાય છે.

ઉક્ત કથા સંક્ષેપથી **પુષ્પમાળાપ્રકરણ** નામના પુસ્ત-

કમાં ઓગણીશમા પૃષ્ઠ પર આપેલી છે, તે તેના અર્થી જનોએ સરહસ્ય વાંચી જોવી. તેમાં પ્રસંગોપાત જણાવેલ છે કે **સાગરચંદ્ર કુમારે** એકદા કોઇક પુરુષ પાસેથી પાંચસો સોનૈયા આપી નીચેની એક કિંમતી ગાથા ગ્રહણ કરી હતી.

**" अपत्थिअ चिय जहा एइ, दुहं तहा सुहंपि जीवाणं ।**
**ता मुत्तु सम्मोहं, धम्मे च्चिय कुणह पडिबंधं ॥ १ ॥ "**

તેનો પરમાર્થ એવો છે કે જીવોને દુઃખ તેમ જ સુખ પણ જ્યારે ખરેખર વગરમાગ્યાં જ આવી મળે છે ત્યારે તેમાં મુંઝાયા વિના કેવળ ધર્મનું આરાધન કરવામાં જ આગ્રહ રાખવો. સુખ-દુઃખ સમયે તેમાં મુંઝાઇ હર્ષશોકગ્રસ્ત બની જવું તે **શ્વાનવૃત્તિ** કે **અજ્ઞાનવૃત્તિ** જાણવી. તેવે સમયે તેનું મૂળ કારણ શોધી કાઢી, તેમાં મુંઝાયા વગર સિંહપુરુષને શોભે એવો ખરો સાત્વિક માર્ગ આદરવો તે **સિંહવૃત્તિ** લેખાય. એ વૃત્તિથી સાગરચંદ્ર વિશાળ રાજ્ય ભોગવી અંતે ચારિત્ર પાળી મોક્ષપદ પામ્યો છે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૨, પૃ. ૨૧૯ ]

---

## સાચું જ્ઞાન.

જ્ઞાન એટલે સારાસારનો વિચાર. સારાસારનો વિચાર કરીને જ અટકી જવું તેમ નહીં, પણ આપણી આખી જીવવાની રીતભાત જ બદલાઇ જાય તેમ કરવું, જેથી નાશવન્ત પદાર્થોની તૃષા મટીને શાશ્વત વસ્તુની તૃષા લાગે. જ્યાંસુધી સાચું શાશ્વત ઐશ્વર્ય ન મળે ત્યાંસુધી એક પળ પણ ગુમાવ્યા વગર આગળ ને આગળ વધવા માટે રાત-દિવસ સતપુરુષાર્થ જ કરાતો રહે તેનું જ નામ **સાચું જ્ઞાન.** તે વગરનો તો એકલો

બુદ્ધિવાદ જ છે અને બુદ્ધિવાદ માત્રથી 'ખરું જ્ઞાન મળ્યું એમ માની લેવું ભૂલભરેલું છે. જેનાથી જીવનની સાર્થકતા થાય તે જ જ્ઞાન લેખાનું છે. જેમ પ્રકાશથી અંધકાર નાસે તેમ સાચા જ્ઞાનથી રાગ, દ્વેષ ને મોહરૂપ અંધકારે નાસવું જોઈએ, જીવનમાં સારો પ્રકાશ પડવો જોઈએ, ખરો વિવેક જાગવો જોઈએ, જીવનકળા જાગવી જોઈએ, તેવું જ્ઞાન–વાસ્તવિક જ્ઞાન–આત્મ-જ્ઞાન મેળવવા માટે ખરા જ્ઞાની સંતપુરુષને સેવવાની જરૂર છે. વિનય બહુમાનથી તેમની યોગ્ય સેવા થઇ શકે છે. તેવા સંત, જ્ઞાની પુરુષને પામી તેમની પાસેથી આત્મ–અનાત્મ ભાવના ભેદો ( ચેતન અને જડનાં લક્ષણો ) યથાર્થ સમજી, સ્વજીવનમાં દાખલ કરી, સાચેસાચી ભાવનાથી જ્ઞાન મેળવવું અને પોતાના જીવનને નવો અવતાર આપવો–સાર્થક કરવો. જ્ઞાન-રૂપી અગ્નિમાં પોતાનું '**અહં ને મમ**' '**હું ને મારું**' અને દુનિયાદારીની સઘળી વાસનાઓને બાળીને રાખ કરાય તો જ સાચું જ્ઞાન મળેલું લેખાય. વિધિપૂર્વક જ્ઞાનનો માર્ગ સેવાય તો કલ્યાણનો માર્ગ સહેલો થાય; પરંતુ જો તે વિધિપૂર્વક ન સેવાય તો જ્ઞાનને બદલે સ્વચ્છંદતા પેસી જાય ને ઊલટો અનર્થ થાય. એટલા માટે જ્ઞાનમાર્ગમાં ખાસ ચેતીને સાવધાનપણે કોઇ સંત, જ્ઞાની પુરુષનો હાથ બરાબર પકડી રાખીને ઊંચે ચઢવું એ સલામતીભરેલું છે, નહીં તો કર્મ છોડવાને બદલે ઊલટો કર્મનો બંધ પણ થવા પામે તેથી સારાસાર( હિતાહિત )નો વિચાર કરીને વિધિયુક્ત સાચું જ્ઞાન ( તત્ત્વજ્ઞાન ) સંપાદન કરીને સ્વજીવનને સાર્થક કરવું.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૪, પૃ. ૩૩૭ ]

---

# તપનો મહિમા ને પ્રભાવ સમજીને તેને યથાશક્તિ આરાધવાની આવશ્યકતા.

અનાદિનો કર્મમળ ટાળી, આત્મારૂપી સુવર્ણને શુદ્ધ નિર્મળ કરે તેવો તપ ખરા આત્માર્થી જનોએ અવશ્ય સેવવા–આદરવા યોગ્ય છે. તેજ ભવમાં ચોક્કસ મોક્ષે જવાવાળા તીર્થંકરો પણ પોતે પોતાના રહ્યાંસહ્યાં કર્મને ટાળવા જે તપનું સેવન કરે છે તે તપને નિષ્કામપણે વિવેકપૂર્વક સેવનારનું શ્રેય થયા વગર કેમ રહે? બાહ્ય ને અભ્યંતર તપ છ છ પ્રકારે શાસ્ત્રમાં વખાણ્યો છે. તેમાંનો બાહ્ય તપ–ઇચ્છાનિરોધ રૂપ, આત્મજ્ઞાનધ્યાનાદિ રૂપ અભ્યન્તર તપની પુષ્ટિને માટે જ કરવાનો છે. તેવા હિતકારી લક્ષ્ય વગરનો કેવળ બાહ્યતપ તો કાયક્લેશરૂપ થવા પામે છે, તેથીજ **મહોપાધ્યાય શ્રીમાન્ યશોવિજયજી** કહે છે કે–શક્તિ અનુસારે એવું જ તપાચરણ કરવું કે તેમાં દુર્ધ્યાન તો ન જ થાય, નબળા–હલકા વિચાર ન આવે, પણ પવિત્ર વિચાર પેદા થાય, અંતરની શુદ્ધિ થાય, જેથી સ્વકર્તવ્ય કાર્યો શુદ્ધભાવે કરાય, તેમાં કશી ખામી ન આવે, તેમ જ આત્મસાધનમાં સહાય-કારક ઇન્દ્રિયોની ક્ષીણતા થવા ન પામે. વળી જે તપ–આચરણ સેવતાં આત્મસ્થિરતા–રમણતા જાગે, જિનેશ્વર પ્રભુ પ્રત્યે અધિકાધિક પ્રેમ પ્રગટે, તેમના કેવળજ્ઞાનાદિક ગુણો પ્રત્યે અંતરમાં બહુમાન જાગે અને એવા જ ઉત્તમ ગુણો આપણામાં ગુપ્ત રહેલા છે તેને પ્રગટ કરવા દર્શન, જ્ઞાન ને ચારિત્રરૂપી રત્નત્રયીનું યથાવિધિ સેવન કરવા તત્પર થવાય–તેમાં આળસ કે બેદરકારીપણું રહેવા ન પામે, ક્રોધાદિક ચારે કષાયો પાતળા પડે એ રીતે વર્તાય એટલે ક્ષમા, નમ્રતા, સરલતા ને સંતોષાદિ

ગુણમાં વધારો થાય અને જિનેશ્વર દેવની અત્યંત હિતકારી આજ્ઞાનું ઉલ્લસિત ભાવે ઉપયોગ સહિત પાલન કરવાનું ન જ ભૂલાય. એવા પ્રકારનું વિવેકભર્યું નિઃસ્વાર્થપણે તપનું સેવન કરાય તો તે શુદ્ધ ને કલ્યાણકારી લેખાય. તે સિવાયનું આજ્ઞાવિરુદ્ધ જે કંઇ સ્વેચ્છાએ તપનું આચરણ કરાય તે કલ્યાણકારી લેખી ન જ શકાય, એમ સમજી સર્વશ્રેયકારી શાસ્ત્ર-મર્યાદાયુક્ત શુદ્ધ તપ-ધર્મનું સેવન સહુએ સાવધાનપણે કરવું.

'સમતા સહિત કરવામાં આવતા તપવડે નિકાચીત કર્મનો પણ ક્ષય થઇ શકે છે. **શુદ્ધ તપનો પ્રભાવ** કહે છે–તપથી દ્રવ્ય-ભાવલક્ષ્મીની પ્રાપ્તિ થાય છે, ભવસંતતિનો ક્ષય થાય છે, રોગનું નિર્મૂલન થાય છે, કર્મનો અંત થાય છે, વિઘ્નો વિસરાળ થઇ જાય છે, ઇન્દ્રિયોનું દમન થાય છે, મંગળમાળા વિસ્તરે છે, ઇષ્ટ અર્થ સિદ્ધ થાય છે, દેવતાનું આકર્ષણ થાય છે તેમ જ કામવિકાર નષ્ટ થાય છે, એમ સમજી મોક્ષના અર્થી સુજ્ઞ-જનોએ એવા કલ્યાણકારી તપનું સેવન અવશ્ય કરવું.'

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૪, પૃ. ૩૭૮ ]

---

## આત્મજ્ઞાન મેળવી લેવાની આવશ્યકતા.

આ ક્ષણભંગુર દેહનો એક પળ પણ ભરોસો કરી બેસવા જેવું નથી. તે ક્ષણમાં છેહ દઈ દે છે, માટે જેમ બને તેમ જલ્દી આત્મજ્ઞાન મેળવવા તાલાવેલી લગાડવી, જેથી આત્માનું– નિજ સ્વરૂપનું યથાર્થ ભાન થાય અને દેહગેહાદિક પરભાવમાં મુંઝાયા વગર, સ્વભાવ( સત્તાગત અનંત ગુણસંપદા )ને સંભાળવા, તેને પ્રગટ કરવા, યોગ્ય પુરુષાતન ફોરવવા ને શુદ્ધ

ચારિત્ર સેવવા ચેતન સમર્થ થાય તે જ ખરું આત્મજ્ઞાન લેખાય. ખરા આત્મજ્ઞાનીની તત્ત્વશ્રદ્ધા નિર્મળ હોય છે. આત્મજ્ઞાન ને આત્મશ્રદ્ધા, આત્માના અનંત ગુણોને પ્રગટ કરવા અસાધારણ કારણરૂપ અને ચારિત્રના પાયારૂપ છે, તેથી જ તે ખાસ આદરવા યોગ્ય છે. ઉક્ત આત્મજ્ઞાન પામ્યા વગર આ ભવાટવીમાંથી છૂટવું અસંભવિત છે અને આત્મજ્ઞાન સહિત શુદ્ધ ચારિત્રકરણી એ આ ભવદાવાનળથી બચવાનો અમોઘ ઉપાય છે. સમ્યગ્ દર્શન, જ્ઞાન અને ચારિત્રરૂપ રત્નત્રયીનું યથાર્થ સેવન ( આરાધન ) કરવાથી જન્મ–મરણનો જલ્દી અંત આવે છે અને અક્ષય સુખરૂપ મોક્ષની પ્રાપ્તિ થાય છે. સમ્યગ્દર્શન( સમકિત )ની અને ચારિત્રની પ્રાપ્તિ, રક્ષા ને પુષ્ટિ કરવામાં ઉક્ત આત્મજ્ઞાન અત્યંત ઉપયોગી છે. તે વગરના બીજા આડંબરી કે નકલી જ્ઞાનમાત્રથી તો આપણે જયાં ત્યાં નકામો ડહાપણનો ડોળ બતાવી આપણું મનુષ્યત્વ ગુમાવીએ છીએ, તેમ જ આપણે હાથે જ બેવકૂફ બનીએ છીએ.

ખરા આત્મજ્ઞાની હોય તે એવી ભૂલ ન જ કરે. શમ–દમરૂપી સ્વાભાવિક શીતળતાને પેદા કરી પુષ્ટિ આપનારા લેશમાત્ર આત્મજ્ઞાનનો પણ અદ્ભુત પ્રભાવ છે, તો પછી ઉક્ત જ્ઞાનામૃતમાં જે મહાનુભાવ સદા નિમગ્ન રહે છે તેનું તો કહેવું જ શું ?

એવા ઉત્તમ જ્ઞાનના પ્રભાવથી સ્વરૂપસ્થિરતારૂપ શુદ્ધ ચારિત્રરત્નની પ્રાપ્તિ થતાં, આત્મા સર્વ પરભાવથી વિરક્ત–નિઃસ્પૃહ બને છે.

પૂર્વે મહાત્માઓએ આત્મજ્ઞાનની પ્રાપ્તિથી શુદ્ધ ચારિત્રનો લાભ પામીને આત્માની અનંતી ગુણસંપદા જેમ સ્વાધીન કરી છે તેમ વર્તમાનકાળમાં તેમ જ ભવિષ્યકાળમાં પણ અનંતા

ભવ્યાત્માઓ આત્માની અનંતી ગુણસંપદા પ્રગટ કરી શકશે. જેમ જેમ આપણે આત્મજ્ઞાનમાં આગળ વધીએ-વધારો કરીએ તેમ તેમ અહિંસા, સંયમ ને તપલક્ષણ ધર્મનો લાભ વધારે ને વધારે પામીએ. તેનું યથાવિધિ સેવન-આરાધન કરવાથી અનુક્રમે સકળ કર્મમળનો ક્ષય કરીને-સર્વ દુઃખનો સર્વથા અંત કરીને, અંતે અવિનાશી અક્ષય મોક્ષસુખ પામી શકીએ, એ અદ્‌ભુત-અનુપમ-અનંત-અપાર લાભ છે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૪, પૃ. ૩૩૬ ]

## સાચી ગુરુભક્તિ.

ગુરુભક્તિમાં પોતાનું સર્વસ્વ-તન, મન, ધન-અર્પણ કરવું, પોતાની રાજીખુશીથી સ્વેચ્છાપૂર્વક, પોતાના કલ્યાણને માટે આત્મ-સમર્પણ કરવું, તેમાં કશો સંકોચ કે સંદેહ ન જ રાખવો તે જ સાચી ગુરુભક્તિ છે. તે વગર તો પોતાના દિલને ઠગવા જેવું થાય છે ને કંઇ પણ અર્થસાધક થતું નથી. સાચી ગુરુભક્તિ વિના મળેલું જ્ઞાન તથા કરેલી કરણી રાખ ઉપર લિંપણ કરવા જેવાં છે. એથી વાસ્તવિક મોક્ષફળની પ્રાપ્તિ થઇ શકતી નથી. સાચા ભાવથી ગુરુભક્તિ કરીને મેળવેલું જ્ઞાન-દર્શન સફળ થાય છે. એથી કાયમનો સાચો ધર્મરંગ લાગે છે અને જન્મ-મરણનો અંત આવે છે. સાચી ગુરુભક્તિનો મહિમા અગમ-અપાર છે.

જો ગુરુભક્તિ કરવા છતાં સાચું જ્ઞાન ન આવે તો 'હીરો ઘોઘે જઇ આવ્યા જેવું થાય' માટે લક્ષ્યપૂર્વક ગુરુભક્તિ કરવી કે જેથી તત્ત્વ-જ્ઞાનનો લાભ પામી આપણું જીવન શુદ્ધ કરીને, આપણે આખરે આત્મસ્વરૂપ આત્મસ્થિરતારૂપ શુદ્ધ

ચારિત્રનો લાભ પામી શકીએ. એવા ઉત્તમ લક્ષ્યથી જો ગુરુ-ભક્તિ કરાય તો જ આપણું કલ્યાણ થાય. સંતપુરુષના હૃદયમાં સત્યનો સૂર્ય આથમતો જ નથી. તેઓ પરમ ઉપકારક પરમાત્મા સમાન છે, એમ સમજી તેમની શુદ્ધ પ્રેમથી સેવા-ભક્તિ કરી તેમને પ્રસન્ન કરવા. જે આપણને શુદ્ધ જ્ઞાન અને ભક્તિમાર્ગ બતાવી શુદ્ધ ધર્મ-કરણીમાં જોડે તે જ સદ્ગુરુ છે. તેવા સુગુરુની અનન્ય ભક્તિ કરવી તે જ પરમાત્માની સાચી ભક્તિ છે. બુદ્ધિ ને હૃદયની એકતાથી થયેલી ભક્તિ આપણામાં સારી રીતે ઊગી નીકળે છે. તેઓ અનુગ્રહ બુદ્ધિથી જે જે હિતસૂચનાઓ કરે કે આજ્ઞાઓ ફરમાવે તેનો વિલંબ કર્યા વગર અમલ કરવો. તેમાં દલીલો કે બ્હાનાં આગળ ધરવાં જ નહીં. **સાચી ગુરુભક્તિ એ મુક્તિનું વશીકરણ છે. શુદ્ધ તત્ત્વની ઓળખાણ કરનારા ને સ્વયં શુદ્ધ તત્ત્વમાં રમણ કરનારા સુગુરુ કહેવાય છે. તેવા સુગુરુની એકાંત હિતકારી આજ્ઞાને અનુસરવું-આજ્ઞાધીન વર્તવું એ જ સાચી સુગુરુભક્તિ જાણવી. એવી ભક્તિ ભવસાયરથી ભક્તજનોને પાર ઉતારે છે.** સાક્ષાત્ કલ્પવેલી, કામકુંભ, કામધેનુ ને ચિન્તામણિ સમાન સુખદાયક થાય છે. તે અજ્ઞાની-દરિદ્રી જીવનો પણ ઉદ્ધાર કરીને તેને ઊંચી સ્થિતિમાં સ્થાપે છે. જ્ઞાનસંપન્ન કરી તેને શુદ્ધ ચારિત્રપાત્ર બનાવે છે. જે મહાનુભાવો ઉત્તમ પ્રકારના વિનીતભાવથી એવા સુગુરુની સદા ય સેવના-આરાધના સાવધાનપણે કર્યા કરે છે તેમને મોક્ષ-પ્રાપ્તિ સહેજે થાય છે, એમ સંદેહ રહિત માની સાચા ગુરુદેવની શુદ્ધ દિલથી સેવાભક્તિ કરવી.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૪, પૃ. ૩૩૫ ]

# અરિહંતાદિક ચાર શરણ વિગેરેનું સ્વરૂપ.

## ( દુષ્કૃત્ય નિંદા—સુકૃત્ય અનુમોદના. )

**પ્રશ્ન**–અરિહંતાદિ ચાર શરણનું સ્વરૂપ સંક્ષેપથી પ્રકાશશો ?

**ઉત્તર**–હા, (૧) જ્ઞાનાદિક સમગ્ર ઐશ્વર્યાદિકવડે યુક્ત, ત્રણ જગતના સર્વોત્તમ નાથ, સર્વોત્તમ ગુણના સમૂહવાળા, સર્વથા રાગ–દ્વેષ અને મોહ રહિત, અચિન્ત્ય ચિન્તામણિ સમાન, ભવ-સાગરમાંથી તારવા પ્રવહણ સમાન તથા નિશ્ચે શરણ કરવાયોગ્ય એવા અર્હન્તો–ભગવન્તોનું મને જીવિત પર્યંત શરણ હો !

( ૨ ) જન્મ, જરા, મરણથી મુક્ત થયેલા, કર્મકલંકથી રહિત બનેલા, સર્વ પ્રકારની પીડાથી મૂકાયેલા, કેવળજ્ઞાન ને કેવળદર્શનવાળા, મોક્ષપુરીમાં વસનારા અને અનુપમ સુખને પામેલા સર્વથા કૃતકૃત્ય થયેલા એવા સિદ્ધ ભગવન્તોનું મને સદા ય શરણ હો !

( ૩ ) શાન્ત અને ગંભીર ચિત્તના પરિણામવાળા, પાપ-વ્યાપારથી વિરામ પામેલા, પાંચ પ્રકારના આચારને જાણનારા–પાળનારા, પરોપકાર કરવામાં તત્પર, કમળની જેમ રાગ–દ્વેષથી નિર્લેપ રહેનારા, જ્ઞાનધ્યાનમાં મગ્ન રહેનારા અને અત્યન્ત વિશુદ્ધ–નિર્મળ ચિત્તના પરિણામવાળા સાધુઓનું મને શરણ હો !

( ૪ ) સુર, અસુર અને મનુષ્યોએ પૂજેલા, મોહ અંધકારને ટાળવા સૂર્ય જેવા, રાગ–દ્વેષરૂપી વિષને નિવારવા મહામંત્ર સમા, સકળ કલ્યાણના હેતુ, કર્મરૂપી વનને બાળવામાં અગ્નિ

સમાન તથા મોક્ષદાતા એવા કેવળીભાષિત ધર્મનું મને જીવિત પર્યન્ત શરણુ હો !

**પ્રશ્ન**–દુષ્કૃત્ય(પાપકર્મ)ની નિન્દા કેવી રીતે કરવી તે પ્રકાશશો?

**ઉત્તર**–હા, ઉક્ત ચારે શરણ આદરી હું દુષ્કૃત્ય–નિન્દા કરું છું. અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, સાધ્વી તથા અન્ય માનવાલાયક–પૂજવાલાયક અધિક ગુણીજનો વિષે, તેમ જ માતા, પિતા, બંધુ, મિત્ર, ઉપગારી જનો વિષે, અથવા સામાન્યત: સમ્યક્ત્વાદિક માર્ગમાં રહેલા અથવા માર્ગમાં નહીં રહેલા એવા સર્વ જીવો વિષે, અથવા માર્ગને સહાયકારી પુસ્તકાદિકને વિષે અને અસહાયકારી ખડ્ગાદિકને વિષે મેં જે કંઈ અવિધિ ભોગાદિકવડે શરીરથી નહીં આચરવાયોગ્ય અને મનથી નહીં ઇચ્છવાયોગ્ય, નાનું કે મોટું પાપાનુબંધી પાપ, વિપરીતપણે આચર્યું હોય, તે પણ મન, વચન કે કાયાવડે કર્યું, કરાવ્યું કે અનુમોદ્યું હોય, તે પણ રાગ, દ્વેષ કે મોહવડે આ જન્મમાં કે અન્ય અતીત જન્મોમાં જે કાંઇ વિપરીત આચર્યું હોય એ સર્વ દુષ્કૃત્ય નિન્દવા તેમજ તજવા યોગ્ય છે એમ કલ્યાણમિત્ર એવા ગુરુમહારાજના વચનથી જાણ્યું છે અને આ એમ જ છે એ પ્રમાણે શ્રદ્ધાથી મને રુચ્યું છે તેથી અરિહંત અને સિદ્ધની સાક્ષીએ આ ત્યાગ કરવા લાયક સર્વ દુષ્કૃત્યને હું નિન્દું–ગર્હું છું. આ સંબંધમાં કરેલું મારું પાપ મિથ્યા થાઓ, એમ ત્રણ વાર હું માફી માગું છું.

**પ્રશ્ન**–કરેલા પાપની માફી માગવાની સફળતા શી રીતે થાય?

**ઉત્તર**–ઉક્ત પાપની નિન્દા–ગર્હા મારે ભાવરૂપ થાઓ

અને ફરીથી એવું પાપ નહીં કરવાનો મારે નિયમ હો. આ બન્ને બાબત મને બહુ સમ્મત છે તેથી હું અરિહંત ભગવન્તની તથા કલ્યાણમિત્ર એવા ગુરુમહારાજની હિતશિક્ષાને અંતરથી ઇચ્છું છું. મને આ અરિહન્તાદિક સાથે ઉચિત યોગ પ્રાપ્ત થાઓ ! અરિહંતાદિકના સંયોગવાળી આ મારી પ્રાર્થના સફળ થાઓ ! આ પ્રાર્થનાને વિષે મને બહુમાન ઉત્પન્ન થાઓ ! અને આ પ્રાર્થનાથી મને મોક્ષના બીજરૂપ શુભાનુબંધી કર્મ–પુણ્યાનુબંધી પુન્યની પ્રાપ્તિ થાઓ ! અરિહંતાદિકનો સુયોગ પ્રાપ્ત થયે છતે હું તેમની સેવાને લાયક થાઉં, તેમની આજ્ઞા પાળવાને લાયક થાઉં, તેમની ભક્તિવડે યોગ્ય બનું અને અતિચાર રહિતપણે તેમની આજ્ઞાનો પારગામી થાઉં.

**પ્રશ્ન**–હવે સુકૃત્યની સેવા–અનુમોદનાની રીતિ પ્રકાશશો ?

**ઉત્તર**–હા, મોક્ષનો અભિલાષી સતો આત્મવીર્ય ગોપવ્યા વગર હું સુકૃત્યને સેવું છું. સર્વે તીર્થંકરોના ધર્મકથાદિક અનુષ્ઠાનને હું અનુમોદું છું. એ જ રીતે સર્વ સિદ્ધોના સિદ્ધપણાને, સર્વ આચાર્યોના આચારને, સર્વ ઉપાધ્યાયોના સૂત્રપ્રદાનને, સર્વ સાધુઓની સ્વાધ્યાયધ્યાનાદિ શુભક્રિયાને તથા સર્વ શ્રાવકોના વૈયાવચ્ચાદિક મોક્ષસાધનના યોગોને તેમજ આસન્નભવ્ય અને શુદ્ધ આશયવાળા ઇન્દ્રાદિક દેવોના અને સામાન્ય રીતે સર્વ જીવોના કુશળયોગને–માર્ગાનુસારીપણાને હું અનુમોદું છું.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૪, પૃ. ૩૯૧. ]



## આત્માર્થી જનોને ખાસ ઉપયોગી પ્રશ્નોત્તરો.

**પ્રશ્ન ૧**—ધર્મશાસ્ત્ર સાંભળતી વખતે કેવી નમ્રતા રાખવી જોઇએ?

**ઉત્તર**—મંગળમૂર્તિ મહાવિનયવાન અને સંપૂર્ણ શ્રુતજ્ઞાની મહાવીર પ્રભુના પ્રથમ ગણધર શ્રી ગૌતમસ્વામી જેમ સર્વ વાતને જાણતાં છતાં પણ ભગવાન જે જે ભાવ પ્રકાશતા તે તે સર્વ ભાવોને અત્યન્ત પ્રેમપૂર્વક સાંભળતા પણ મનમાં લગારે ગર્વ આણતા નહીં તેવી રીતે સકળ શ્રોતાજનોએ વર્તવું.

જેમ રાજામહારાજાની આજ્ઞાને પ્રજાજનો અથવા મંત્રી વિગેરે માથે ચડાવી પ્રમાણ કરે છે તેમ શ્રોતાજનોએ ગુરુમહારાજના મુખમાંથી નીકળેલાં પ્રમાણિક વાક્યને બે હાથ જોડી પ્રમાણ કરવાં, અર્થાત્ 'તહત્ત' કહીને માન્ય કરવાં.

**પ્રશ્ન ૨**—ધર્મગુરુ કેવા ગુણવંત જોઇએ?

**ઉત્તર**—પ્રતિરૂપાદિક (૧૪) ઉત્તમ ગુણોવડે અલંકૃત જોઇએ:—

(૧) પ્રતિરૂપ-જેમની મુદ્રા જોઇને શ્રી ગૌતમાદિક મહામુનિઓનું સ્મરણ થઇ આવે.

(૨) તેજસ્વી-જેમના તપતેજ પાસે પાખંડી લોકો કેવળ અંજાઇ જાય એવા પ્રતાપશાળી.

(૩) યુગપ્રધાનાગમ-જેમની સરખામણીમાં વર્તમાન સમયમાં કોઇ આવી ન શકે એવા પ્રખર જ્ઞાનવંત.

(૪) મધુરવાક્ય-જેમની વાણી દૂધ-સાકરથી કે મધથી પણ મીઠી હોય જેથી તે શ્રોતાજનોને ઘણી જ પ્યારી લાગે.

(૫) ગંભીર–ગમે તેવી મર્મની વાતને જીરવી શકે એવા અને અનેક ગુણરત્નોથી રત્નાગર( સાગર )ની જેમ ભરેલા હોય.

(૬) ધૃતિમાન્–ધીરજવાન અથવા સંતોષવાન હોય.

(૭) ઉપદેશપર–ભવ્યજનોને સદુપદેશવડે શુદ્ધ અને સરલ એવો મોક્ષમાર્ગ બતાવવા સાવધાન.

(૮) અપરિશ્રાવી–આલોચના ( પ્રાયશ્ચિત્ત ) લેનારે પોતે પ્રકાશેલાં અકૃત્યને કોઇની પાસે પ્રગટ નહિ કરે એવા.

(૯) સૌમ્ય–ચન્દ્રની જેવા શાન્ત–શીતળ પ્રકૃતિવાળા.

(૧૦) સંગ્રહશીલ-ગચ્છના હિતને માટે જોઇતાં ઉપકરણો સંગ્રહી મૂર્ચ્છા–મમતા રહિત તેનો ઉપયોગ કરનારા.

(૧૧) અભિગ્રહમતિ–વિવિધ પ્રકારના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવભેદે ગૌચરી પ્રસંગે અભિગ્રહ ધારવાવાળા.

(૧૨) અવિકત્થણ–સ્વપ્રશંસા કે પરનિન્દાદિકને નહીં કરનાર, ધર્મવ્યાપારમાં જ સાવધાન રહેનાર.

(૧૩) અચપળ–જેણે મન, વચન અને કાયાની ચપળતા નિવારી છે એવા સ્થિરતાવંત.

(૧૪) પ્રશાન્તહૃદય–જેમનું હૃદય ક્રોધાદિક કષાયથી વિશેષ મુક્ત થયું હોય એવા.

શુદ્ધ ધર્માચાર્યમાં ઉપર કહેલા ગુણો અવશ્ય હોવા જોઇએ.

**પ્રશ્ન ૩**—સાધ્વીઓએ સાધુજનો પ્રત્યે કેવી નમ્રતા રાખવી અને પોતાને માન મળતાં શું ભાવવું ?

**ઉત્તર**—દધિવાહન રાજાની પુત્રી સાધ્વી ચંદનબાળાને સહસ્રગમે રાજપુત્રાદિકો માર્ગમાં જતાં માન આપતા હતા તો પણ તે સાધ્વીજી મનમાં લગારે ગર્વ કરતા ન હતા, એમ સમજીને કે એ સર્વ ચારિત્રધર્મનો જ પ્રભાવ છે. એવી રીતે ડહાપણથી સંયમમાર્ગમાં વિચરતા હતા. ચારિત્રમાં સ્થિર કરવાની બુદ્ધિથી ગુરુમહારાજની આજ્ઞાવડે પોતાના ઉપાશ્રયે આવેલા એક દિવસના દીક્ષિત ભિક્ષુક–સાધુની સન્મુખ આવી ચંદનબાળા સાધ્વીજીએ તે નવદીક્ષિત સાધુને બહુમાનપૂર્વક વંદના કરી, બે હાથ જોડી, સન્મુખ ઊભા રહી, ત્યાં પધારવાનું પ્રયોજન પૂછ્યું. એવા પ્રકારનો વિનય સર્વ કોઈ આત્માર્થી સાધ્વીઓએ રાખવો જોઈએ.

સો વર્ષની દીક્ષિત સાધ્વીએ આજના નવદીક્ષિત સાધુનો પણ વિનય–સન્મુખગમન, વંદન અને નમસ્કાર વિગેરેથી સાચવવાનો કહ્યો છે.

આજકાલ આ બાબતમાં બહુ ઉપેક્ષા યા સ્વેચ્છાચારથી વર્તતાં ઉક્ત શાસ્ત્રાજ્ઞાનું ઉલ્લંઘન થતું દેખાય છે, માટે તેમ ન થતાં શાસ્ત્રમર્યાદા સચવાય તેમ થવું જોઈએ.

**પ્રશ્ન ૪**—વૃદ્ધ ( સંયમપર્યાયથી વડેરા ) સાધ્વીજીએ પણ નવદીક્ષિત સાધુનો વિનય શામાટે કરવો ?

**ઉત્તર**—તેનાં કારણમાં ધર્મ પુરુષથી પેદા થયેલ છે, પુરુષરત્નોએ ઉપદિશ્યો છે, ધર્મમાં પુરુષની પ્રધાનતા છે અને લોકમાં પણ પુરુષ વડો ગણાય છે, તો સર્વોત્તમ ધર્મમાં તે વિષે કહેવું જ શું ?

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૬, પૃ. ૨૫૭. ]

# ' સારભૂત ઉપદેશ. '

**ભાવ પ્રમાણે ફળ**–આત્મા શુભ પરિણામમાં વર્તે છે કે અશુભ પરિણામમાં વર્તે છે તે નિજ આત્મા જ જાણે છે, બીજો કોઇ જાણી શકતો નથી; કેમકે બીજાની ચિત્તવૃત્તિ જાણવી મુશ્કેલ છે, માટે જેમ આત્માને સુખકારી થાય તેમ વિવેકથી આત્મલક્ષપૂર્વક ધર્મકરણી કરવી યોગ્ય છે. આત્મલક્ષ્ય વગરની ઉપયોગશૂન્યપણે કરેલી કરણી નિષ્ફળપ્રાય થાય છે, માટે દરેક ધર્મકરણી જેમ બને તેમ સાવધાનપણે જ કરવાની જરૂર છે ( જેથી કરેલી કરણી અલેખે ન થાય. ). જે જે સમયે જીવ જેવા શુભાશુભ ભાવમાં વર્તે છે તે તે વખતે તેવા શુભાશુભ કર્મનો બંધ તે કરે છે.

**અભિમાનથી થતી ખુવારી**—જો મદ ( અભિમાન ) કરવાથી ધર્મ પ્રાપ્ત થતો હોત તો શીત, તાપ અને વાયરાથી વ્યાહત એવા **બાહુબલી** મુનિને એક વર્ષ પર્યન્ત આહાર-પાણી વગર ક્લેશ પામવો પડત નહીં. ( તારણતરણ ) શ્રી ગુરુ-મહારાજની હિતશિક્ષા વિના સ્વચ્છંદપણે સ્વકપોલકલ્પિત વર્તનવડે શી રીતે પરભવનું હિત થઇ શકે ? આત્માર્થી શિષ્યોએ તો અવશ્ય (ગૃહસ્થ કે ત્યાગી ) સુગુરુનું આલંબન લેવું જ જોઇએ.

અહંકારી, કૃતઘ્ન, અવિનીત, ગર્વિષ્ટ અને અનમ્ર ( અક્કડ-બાજ ) એવા શિષ્ય સાધુજનોમાં નિન્દાપાત્ર બને છે અને લોકમાં પણ હેલના યોગ્ય થાય છે, તેથી જ નમ્રતા ધારવી યોગ્ય છે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૬, પૃ. ૨૫૯ ]

# નિર્મમત્વ.

૧. મમત્વથી લોભ ઉત્પન્ન થાય છે, લોભથી રાગ ઉત્પન્ન થાય છે, રાગથી દ્વેષ ઉત્પન્ન થાય છે અને દ્વેષભાવ ઉત્પન્ન થવાથી દુઃખની પરંપરા પ્રાપ્ત થાય છે, તેથી નિર્મમત્વ જ ઉત્કૃષ્ટ તત્ત્વ છે, નિર્મમત્વ જ ઉત્કૃષ્ટ સુખ છે અને નિર્મમત્વને જ જ્ઞાની પુરુષોએ મોક્ષનું ઉત્કૃષ્ટ બીજ કહેલું છે. જો આત્માને વિષે નિર્મમત્વની નિરંતર નિશ્ચળ સ્થિતિ થઈ હોય તો તે સંસારને છેદી ઉત્કૃષ્ટ મોક્ષસુખ આપે છે.

૨. જે દ્રવ્યનો સંચય કરવા જીવ અતિ-ઘણી મમતા રાખે છે તે દ્રવ્ય સર્વ પ્રકારના અનર્થોનું મૂળ છે, મોક્ષસુખનો નાશ કરનાર છે, કષાયોને ઉત્પન્ન કરે છે અને અનેક સંકલ્પ-વિકલ્પના વમળમાં નાંખી જીવને ભારે દુઃખ-ત્રાસ ઉપજાવે છે.

૩. હે જીવ ! તેં આ સંસારમાં પરિભ્રમણ કરતાં અનેક વાર દ્રવ્યપ્રાપ્તિ કરી કરીને તેને તજેલ છે, તો ફરી તેમાં પ્રીતિ-આસક્તિ-મમતા કરવી તે ભોજન કરેલા અન્નને વમન કરી પાછું તેને જ ગ્રહણ કરવાની જેમ અત્યંત અયોગ્ય છે.

૪. આ જગતમાં કયો મનુષ્ય ધનને સાથે લઈને પર-લોકમાં ગયો છે ? કોઈ જ નહીં; ત્યારે શા માટે તૃષ્ણારૂપી તાપથી સંતપ્ત બની તું ફોકટ પાપકર્મ બાંધે છે ? વૈરાગ્યવડે અતિ લોભ-તૃષ્ણા-મમતાનો ત્યાગ કરીને તું સુખી થા.

૫. વિપરીત બુદ્ધિવાળો જીવ જેમ જેમ મમતા કરે છે અને વધારતો રહે છે તેમ તેમ તેને ચોતરફથી પાપકર્મનો બંધ થયા કરે છે.

૬. જેમનાં ચિત્ત અજ્ઞાનથી આચ્છાદિત થયાં હોય, જેમનો આત્મા રાગ-દ્વેષને વશ થયો હોય અને જેઓ પાપ આરંભમાં પ્રવર્તતા હોય તેમનું હિત કેમ થાય ? તેઓ તો ખરા હિતથી વંચિત-બેનશીબ જ રહે છે.

૭. પરિગ્રહ-મમતાના સંબંધથી જીવને રાગદ્વેષ ઉત્પન્ન થાય છે અને તે રાગદ્વેષથી જ જીવને ભારે નિકાચીત કર્મનો બંધ થવા પામે છે, તેથી સુજ્ઞજનોએ સદ્વિવેક આદરી તેવા દુષ્ટ દોષથી વિરમવું જોઇએ.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૬, પૃ. ૩૨૩. ]

---

## ખરી પ્રજ્ઞા-બુદ્ધિ.

૧. તે જ પ્રજ્ઞા કહેવાય છે કે જે આત્માને હિતકારક અને શુભ કાર્યમાં પ્રવર્તાવી શમરસને પમાડે છે. તે સિવાયની અન્ય પ્રજ્ઞા ( બુદ્ધિ ) તો હાનિકારક અને અશુભ કર્મ ઉપાર્જન કરાવનારી જ છે.

૨. જે પ્રજ્ઞા સર્વ શુભ કાર્યમાં પ્રીતિવાળી હોય છે, જે હેય ( તજવા લાયક ) અને ઉપાદેય ( આદરવા લાયક ) તત્ત્વને જાણે છે અને જે નિરંતર સુખ આપનારી છે તે પ્રજ્ઞાને જ સુજ્ઞ જનોએ સેવવી-આદરવી ઘટે છે.

૩. જેથી આત્મતત્ત્વનો પ્રકાશ થાય, આત્મશ્રદ્ધા દૃઢ થાય અને આત્મામાં સ્થિરતા પ્રગટ થાય તે જ પ્રજ્ઞા (બુદ્ધિ) પ્રશંસવા લાયક છે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૬, પૃ. ૩૨૩ ]

---

# શીલ.

૧. નિરંતર શીલ ગુણને ધારણ કરનાર ભવ્યાત્માઓ ઉભય લોકમાં ઉચ્ચ સ્થિતિને પામી શકે છે.

૨. શીલવંત સજ્જનો પૂર્વે થયેલા ઉત્તમ સતા (સત્ત્વવંતા) અને સતીઓની પેઠે નિજ પુરુષાતનયોગે ગમે તેવી ઘોર આપત્તિઓને પણ તરી પાર પામી જાય છે અને જગતમાં અન્ય જનોને અનુકરણ યોગ્ય બને છે.

૩. શીલવ્રતને અખંડ સાચવી રાખી મૃત્યુવશ થવાય તે સારું છે, પણ શીલવ્રતની વિરાધના કરી લુહારની ધમ્મણની જેમ શ્વાસોચ્છ્વાસ લેતા રહી જીવિત ધારણ કરવું તે વૃથા છે.

૪. શીલવ્રતને આરાધતાં ભિક્ષા–ભોજન કરવું પડે તે સારું પણ શીલવ્રતનો ભંગ કરી ગમે તો રાજ્યસમૃદ્ધિ મળતી હોય તો તે મેળવી મલિન જીવન ગાળીને જીવવું સારું નથી.

૫. શીલવંત સજ્જન–સાધુ ધનહીન છતાં સારી દુનિયામાં પૂજાય છે, પરંતુ શીલહીન માણસ ધનાઢ્ય હોય છતાં પણ સ્વજનોમાં માનભંગ થવા પામે છે–તિરસ્કારપાત્ર બને છે.

૬. શીલરૂપી ઐશ્વર્યયુક્ત નિર્ધનતા સારી છે પણ શીલ રહિત ચક્રવર્તીનો વૈભવ પણ સારો નથી.

૭. શીલવંત સદાચારી નિર્ધન હોય તેમ છતાં મોક્ષનો અધિકારી થઇ શકે છે અને શીલ સદાચાર રહિત ચક્રવર્તી હોય તો પણ તે પોતાના દુર્ગુણને લીધે દુઃખની પરંપરાને પામે છે.

૮. જેઓ નિર્મળ શીલવ્રતને પાળે છે તેને રાત્રિ પણ

સુખકારક થાય છે, પરંતુ શીલવિકળ–દુરાચારી જીવોને દિવસ પણ ચિન્તાગ્રસ્તપણાથી સુખકારક થતો નથી, એમ સમજી સહુ શાણા સજ્જનોએ પવિત્ર શીલવ્રતનું નિર્મળ ભાવથી પાલન કરવાની જરૂર છે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૬, પૃ. ૩૨૪. ]

## શુદ્ધ દયાનો સિદ્ધાન્ત.

જે વખતે રાજા–મહારાજાઓ, પ્રધાનો, અમાત્યો અને અનેક શેઠ શાહુકારો પવિત્ર જૈનધર્મના અનુયાયીઓ હતા તે વખતે તેઓ પવિત્ર ધર્મના ફરમાન મુજબ સર્વ જીવોને સ્વાત્મા સમાન અથવા સમસ્ત જગજ્જંતુઓને સ્વકુટુંબવત્ લેખી તેમની સાથે નિપુણ દયાના સિદ્ધાન્ત મુજબ સુવિવેકથી વર્તતા–વ્યવહરતા હતા.

ઉત્તમ પ્રકારની મૈત્રી, મુદિતા, કરુણા અને મધ્યસ્થતારૂપ ભાવનાચતુષ્ટયવડે તેમની રૂડી મતિ સદાય ભાવિત–સંસ્કારિત રહેતી હતી. એથી જ તેઓ સ્વપરહિત કરવા માટે સાવધાન રહેતા હતા. અન્યજનોને સુખસમૃદ્ધિશાળી કે ગુણવંત જાણી–દેખીને પ્રમુદિત થતા હતા. દીન દુઃખીજનોને જાણી–દેખીને તેમનું દુઃખ ફેડવા સ્વશક્તિ ફોરવતા હતા અને કોઇ રીતે સુધારી ન શકાય એવા દોષવંત જીવો ઉપર રાગદ્વેષ રહિતપણે સમભાવ રાખી રહેતા હતા. આવા ઉત્તમ સમયે જૈનધર્મ વિશ્વવ્યાપક ધર્મ તરીકે સર્વ કોઇને અનુકરણ કરવા–અનુસરવા યોગ્ય લેખાતો હતો. તેની પ્રબળ પ્રભા સર્વત્ર પ્રસરી રહેલી હતી અને સર્વ વાતે સુખદાયક એ ઉત્તમ ધર્મ–કલ્પવૃક્ષની શીતળ છાયાનો આશ્રય લાખો, કરોડો ભવ્યાત્માઓ લેતા હતા. અરે! એ પવિત્ર

ધર્મવાસિત સજ્જનોના સહવાસથી કંઈક ઉત્તમ પશુ–પંખીઓ પણ શુભ પરિણામને ધારણ કરતાં હતાં અને સ્વજાતિવૈર વિસારી દઈ, તેઓ એક–બીજા સાથે સ્નેહથી હળીમળી રહેતાં હતાં. જ્યાં શુદ્ધ–પવિત્ર દયાનો સાગર રેલાતો હોય ત્યાં એવું કંઈ કંઈ આશ્ચર્યકારક સહેજે બનવા પામે છે.

જ્યારે સાક્ષાત્ તીર્થંકર દેવ જેવા મહાનુભાવોનું સાનિધ્ય હોય છે ત્યારે દેવતાઓ, દાનવો, માનવો અને પશુ–પંખી સુદ્ધાં પોતાનાં સ્વાભાવિક વૈર–વિરોધને ભૂલી જઇ, સમતાભાવથી એક બીજા સાથે હળીમળીને પ્રૌઢ અતિશયવંત પ્રભુના ઉપદેશ–અમૃતનું પાન કરતા પ્રત્યક્ષ દેખાય છે, એ મહાનુભાવ પ્રભુનું અતિ અદ્ભુત યોગ–બળ નહીં તો બીજું શું ?

એ જ રીતે સત્ય, શીલ, સંતોષાદિક ઉત્તમ ધર્મના પ્રભાવથી શ્રી **બલભદ્રાદિક** મુનિઓની સમીપે તેમજ ઉત્તમ સતીઓની સમીપે સિંહો શિયાળ જેવા ગરીબ, શત્રુઓ મિત્ર જેવા મળતાવડા, સર્પ ફૂલની માળ જેવા નમ્ર અને જંગલ મંગળ જેવા સુખદાયક થઇ પડતા હતા. આ બધો ય પ્રભાવ આંતરશુદ્ધિનો સમજવો. આંતરલક્ષ–ઉપયોગ સહિત જે અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અસંગતાનું અથવા ક્ષમાદિક દશવિધ ધર્મનું પાલન કરવામાં આવે છે તે જ ખરેખર મોક્ષદાયક થાય છે. તે સિવાય કદાચ દ્રવ્યસંયમની ઉગ્ર કરણીથી દેવતાઇ સુખ મળે છે ખરું પણ તેથી કંઇ આત્માની વિશિષ્ટ કાર્યસિદ્ધિ થતી નથી.

શ્રી **મહાવીર પ્રભુ** સર્વ શક્તિસંપન્ન હોવા છતાં ગમે તેવા આકરા–અઘોર ઉપસર્ગો અને પરિષહો આવી પડતાં, અદીન અને અડગ ક્ષમાશીલ રહ્યા, તેનું ખાસ કારણ આંતર-

વિશુદ્ધિ જ હેતુ. આત્મસંયમ વગર આંતરવિશુદ્ધિ ક્યાંથી થાય? આંતરવિશુદ્ધિ વગર અપરાધી જનો ઉપર પણ અદ્ભુત ક્ષમા ક્યાંથી રહે? અને એવી ઉત્તમ અદ્ભુત ક્ષમા વગર અહિંસા ધર્મનું યથાવિધ આરાધન ક્યાંથી થાય?

આત્માના સ્વાભાવિક જ્ઞાનાદિક ગુણોની રક્ષા જેથી થાય એવા ઉત્તમ આચારવિચારનું સેવન કરવું, નિર્દોષ વાણી જ વદવી અને વિષયકષાયાદિ પ્રમાદથી વેગળા રહેવું એ જ અથવા મન, વચન, કાયાને લગારે દૂષિત થવા ન દેતાં નિજ આત્મ-સ્વભાવમાં સદા ય જાગ્રત રહેવું એ જ ખરી **આત્મદયા** અને અન્ય યોગ્ય જીવોમાં પણ જાગૃતિ પ્રેરવી તે જ ખરી **ભાવદયા** કહી શકાય. આવો વિશુદ્ધ ભાવ પેદા કરવા માટે જ શાસ્ત્રોક્ત વ્યવહાર કરણી કરવી ઘટે છે. દયાનું સ્વરૂપ સારી રીતે સમજી તેનું યથાવિધિ પાલન કરવા પ્રવર્તનાર ઠીક લાભ મેળવી શકે છે. લક્ષ વગરના બાણની જેમ સમજણ વગરની શૂન્ય દયાવડે સ્વકાર્યસિદ્ધિ થઇ શકતી નથી, તેથી જ નિજ લક્ષ્ય સુધારી સહુએ પ્રવર્તવું જોઈએ.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૬, પૃ. ૩૫૫ ]

---

( શ્રી જિનપ્રભસૂરિકૃત )

## આત્મનિન્દા અષ્ટકનો સંક્ષેપાર્થ.

૧. સુગુરુનું હિતવચન શ્રવણ કરી, તેની ઉપર સારી રીતે શ્રદ્ધા રાખી, ગૃહવાસ તજીને દીક્ષા અંગીકાર કરી, શાસ્ત્રનો અભ્યાસ કરી, વિવિધ તપવડે કાયાને શોષવી, જેવો ધર્મધ્યાન માટે સમય આવ્યો એટલામાં વિજળીના જેવી વસમી ( ભયં-

કર ) ઓચિંતી મોહરાજાની ધાડ આવી પડી, તેથી હતપ્રહત થયેલા અમારે કયાં જવું ?

૨. સાધુના એક પણ મહાવ્રતને ખંડિત કરી કે ભાંગીને દુર્ગતિમાં પડતા એવા જીવને ભગવાન પોતે પણ રક્ષવાને સમર્થ નથી, તો તે સઘળાં મહાવ્રતાદિકને વિરાધી, દુષ્ટ મનને ધારી રહેલા એવા અમને કેટલો દંડ સહન કરવો પડશે ? ( કેટલાં જન્મ, મરણ કરવાં પડશે ? ) તે કેવળી ભગવાન જાણે.

૩. કેડે ચોલપટો પહેરી, શરીર ઉપર શ્વેત કપડું ઓઢી, મસ્તકે કેશ લોચ કરી, ખંભે કામળી નાખી, કાખમાં રજોહરણ રાખી અને મોઢે મુહપત્તિ રાખી ધર્મલાભરૂપી આશીષ દેતા–આ રીતે સ્વજીવનનિર્વાહને માટે બાહ્ય વેષનો આડંબર કરતા એવી અમારી શી ગતિ થશે ? તેની અમને ખબર પડતી નથી.

૪. ભિક્ષા, પુસ્તક, વસ્ત્ર, પાત્ર, વસતિ ( નિવાસસ્થાન ) અને ઓઢવાનાં કપડાં મેળવવામાં લુબ્ધ બનેલા અમે નિત્ય મુગ્ધજનોને ઠગવા માટે બહુ કષ્ટ સહિત શ્રમ ઉઠાવીએ છીએ; એ રીતે જો આત્માર્થીપણે ક્ષણમાત્ર પણ પ્રમાદ–વૈરીનો ત્યાગ કરી આત્મસાધન માટે અમે પ્રયત્નશીલ થઇએ તો સર્વાર્થ-સિદ્ધિ યાવત્ મોક્ષપ્રાપ્તિ પણ થઇ શકે.

૫. અમે હજારોગમે પાખંડ કેળવ્યાં, ગ્રંથોનો ઘણો અભ્યાસ કર્યો, લોભ અને અજ્ઞાનના વશથી લાંબો વખત ઘણાં તપ મૂઢપણે સેવ્યાં, કોઇ કોઇ સ્થાને કોઇ રીતે ગુરુ બનીને હર્ષ પામ્યા, પરન્તુ કર્મકલેશનો જેથી નાશ થાય એવાં ઉત્તમ કામ હજીસુધી નથી કર્યાં; બાહ્યાડંબર બહુ બહુ કર્યો તે લોક-

રંજન અર્થે પણ નિજ આત્મકલ્યાણ થાય, ખરાં સુખશાન્તિ પ્રાપ્ત થાય, એવાં પરમાર્થ કાર્ય અદ્યાપિ આત્માર્થે કરવાનો સુયોગ પ્રાપ્ત થયો નથી.

૬. શું ક્લીષ્ટકર્મના દોષથી હું નરકમાં જનારો ( નારકી થનારો ) હોઇશ ? કે બહુ ભવી ( બહુ ભવભ્રમણ કરનારો ) હોઇશ ? કે દુર્ભવ્ય ( ઘણે લાંબે કાળે સિદ્ધ થનારો ) કે અભવ્ય ( કદાપિ સિદ્ધ નહીં જ થનારો ) હોઇશ ? અથવા શું હું સતક્રિયાની રુચિવગરનો કૃષ્ણપક્ષી હોઇશ ? કે છેલ્લા મિથ્યાત્વ ગુણસ્થાનકવાસી હોઇશ ? કારણ કે હિતશિક્ષા પણ અગ્નિની જવાળાની પેઠે ઝેર જેવાં લાગે છે, તપસ્યા ખડ્ગધારા જેવી વસમી ( આકરી ) લાગે છે, સ્વાધ્યાય ( સજઝાયધ્યાન ) કાનમાં શૂળ જેવું લાગે છે અને સંયમ જમ જેવો આકરો ( ભયંકર ) લાગે છે; માટે હું તે કઇ કોટિનો જીવ હોઇશ ? તેનો શોચ કરું છું.

૭. વિવિધ જાતનાં વસ્ત્ર, પાત્ર અને ઉપાશ્રયો, ચાર પ્રકારનો ભિક્ષાવડે આણેલો આહાર, શય્યા–સંથારો, પુસ્તકો, પુસ્તકના ઉપકરણો, શિષ્ય અને શિક્ષાના ( ઉપદેશક ) ગ્રંથો પણ દીક્ષા દિવસથી માંડીને વૃદ્ધ થયા ત્યાંસુધી આજ પર્યન્ત પારકાં જ લાવીને ભોગવીએ છીએ, તો આવા પ્રકારના સ્વચ્છંદ આચરણવડે તે બધાનો બદલો શી રીતે વાળી શકાશે ? ( ટુંકાણમાં મારી શી ગતિ થશે ? )

૮. અંતરમાં ઇર્ષ્યાવાળા અને બહાર દેખાવમાં શાન્તિવાળા, છાનાં પાપ કરવાવાળા, નદીના જળથી બાહ્ય શુદ્ધિ કરેલા, મદ્યપાન કરનારા વણિકની પેઠે દુર્વાસના નાશ કરવાનો ડોળ રાખનારા, કપટવ્રતને ધારણ કરનારા, બગલા જેવી દષ્ટિવાળા

એવા મિથ્યાત્વીઓમાં શિરોમણિરૂપ મારી ઉક્ત પાપાચરણોવડે હા હા ! શી ગતિ થશે ?

૯. જેમનાં દર્શન, વંદન, પ્રણમન, સ્પર્શન અને પ્રશંસનાદિવડે શુકલપક્ષમાં રાત્રિઓ જેમ અંધકારથી મુક્ત થાય છે તેમ લોકો તત્કાળ અજ્ઞાનથી મુક્ત થાય છે એવા પણ કઈક સાધુજનો છે, તેમને અમે મસ્તકવડે બે હાથ જોડી નમસ્કાર કરીએ છીએ. સંવેગી એવા અમે બોધિબીજની પ્રાપ્તિ માટે આ પ્રમાણે આત્મનિન્દા કરીએ છીએ.

૧૦. ક્ષણમાં રાગનો ઉદય થાય છે તો ક્ષણમાં વૈરાગ્ય પ્રગટે છે, ક્ષણમાં દ્વેષનો ઉદય થાય છે તો ક્ષણમાં મૈત્રી ભાવના પ્રગટે છે, ક્ષણમાં દીનતા ત્રાસ આપે છે તો ક્ષણમાં હર્ષ પણ ઉત્પન્ન થાય છે, તેથી મર્કટની જેવી ચેષ્ટાવાળા નીચ અને નિર્દય ઘેરો ઘાલીને ચારે તરફ વીંટી રહેલાં એવાં કર્મોવડે હા ! ઈતિ ખેદે ! સર્યું.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૬ પૃ. ૩૮૯ ]

---

## ભવ્યાત્મા ભણી હિતોપદેશ.

(વૈરાગ્યશતક અંતર્ગત.)

૧. જિનેશ્વરે કહેલા હિતમાર્ગને પણ જાણીને તું સાવધાન થઇ તેનું સેવન કર, કેમકે ફરી ફરીને આવી સાધન–સામગ્રી મળવી દુર્લભ છે.

૨. તથાવિધ સામગ્રીનો પ્રમાદ રહિત લાભ લેવાથી દુર્લભ એવો જૈનધર્મનો યોગ સફળ થઇ શકે છે અને તું તો સુખશીલ–પ્રમાદી થઇ રહે છે તો પછી પરિણામે અત્યન્ત

આકરી એવી નરક વેદના તું શી રીતે સહન કરી શકીશ ? એ અમે સમજી શકતા નથી, માટે પ્રમાદ તજીને જાગૃત થા.

૩. અસ્થિર એવા દેહવડે જો સ્થિર એવો જૈનધર્મ પ્રાપ્ત થતો હોય, મલિન એવા દેહવડે નિર્મળ ધર્મની પ્રાપ્તિ થઇ શકતી હોય અને પરવશ એવા દેહવડે સ્વવશ ( સ્વાધીન ) એવો સત્ય સનાતન ધર્મનો યોગ થઇ શકતો હોય તો પછી બાકી શું રહે ? ( ખરેખર સફળ પ્રયત્નવાળા જ થવાય. )

૪. જેમ ભાગ્યહીન જીવોને ચિન્તામણિ રત્નની પ્રાપ્તિ સુલભ થતી નથી, તેમ ગુણહીન–અયોગ્ય જીવોને શુદ્ધ ધર્મરત્ન પણ પ્રાપ્ત થઇ શકતું નથી.

૫. જેમ જન્મથી જ અંધ જીવોને ચક્ષુનો સંયોગ થઇ શકતો નથી, તેમ વિપરીત શ્રદ્ધામાં દૃઢ રીતે જકડાયેલા જીવોને જૈનધર્મનો સંયોગ થઇ શકતો નથી.

૬. જિનેશ્વરના માર્ગમાં પ્રત્યક્ષ અનંત જ્ઞાનાદિક ગુણોનો લાભ થઇ શકે છે અને લેશમાત્ર દોષ નથી તેમ છતાં અજ્ઞાનાંધ જીવો કયારે ય પણ તેનો આદર–સ્વીકાર કરી શકતા નથી.

૭. મિથ્યાત્વસેવનમાં પ્રગટ અનંત હઠ–કદાગ્રહાદિક દોષો દેખાય છે અને તેથી લેશમાત્ર ગુણ થતો નથી તેમ છતાં કષ્ટની વાત છે કે મોહાન્ધ જીવો તો તે મિથ્યાત્વને જ સવિશેષપણે સેવ્યા કરે છે.

૮. શુદ્ધ અને સત્ય ધર્મરત્નની પરીક્ષા જે સારી રીતે કરી જાણતા નથી તેવા નરોનું વિજ્ઞાન અને અન્ય કળા-કુશળતા શા કામનાં છે ?

૯. જૈનધર્મ જીવોને સ્વર્ગ અને મોક્ષસુખરૂપી ફળને આપનારો અપૂર્વ કલ્પવૃક્ષ છે.

૧૦. શુદ્ધ ધર્મ કલ્યાણાર્થી જીવોનો બંધુ, સુમિત્ર અને પરમગુરુરૂપ છે. અરે ! મોક્ષમાર્ગમાં પ્રવૃત્ત થયેલાઓ માટે ધર્મ ઉત્તમ રથ સમાન છે.

૧૧. ચાર ગતિમાં ભ્રમણ ( જન્મ-મરણ ) કરવારૂપ અનંત દુઃખદાવાનળથી બળતી એવી મહાભયંકર ભવાટવીમાં હે જીવ! અમૃતના કુંડસમા જિનવચનોનું તું આદરપૂર્વક સેવન કરી લે.

( અનંતા તાપથી સંતપ્ત એવા ગ્રીષ્મકાળ જેવા મરુદેશ મધ્યે હે ભવ્યાત્મા ! તું શિવસુખદાયક જૈનધર્મરૂપ કલ્પવૃક્ષને સેવી લે. )

૧૨. વધારે શું કહેવું ? તારે શુદ્ધ ધર્મનું સેવન કરવા માટે એવો આદર (પુરુષાર્થ) કરવો કે જેથી આ ભયંકર ભવ-સમુદ્રનો જલ્દી પાર પામી અનંત સુખવાળા શાશ્વત એવા મોક્ષસ્થાનને તું પ્રાપ્ત કરી શકે, એ જ આ દુર્લભ સાધન-સામગ્રી પામવાનું ફળ છે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૬, પૃ. ૩૯૦. ]

---

( શ્રીમદ્ હેમચંદ્રાચાર્યકૃત )

## આત્મગર્હાસ્તવનો સંક્ષેપાર્થ

૧-૨. હે નાથ! આપના વચનામૃતના પાન(શ્રવણ)થી ઉત્પન્ન થતા વૈરાગ્ય તરંગો એક બાજુથી મને પરમાનંદની સંપત્તિ પમાડે છે અને એક બાજુથી અનાદિ સંસારવાસનાવડે વૃદ્ધિ પામેલો રાગરૂપી વિષનો આવેગ મને અત્યન્ત મૂર્છિત કરે છે, તેથી હતાશ થયેલો હું શું કરું ?

૩. રાગરૂપી સર્પના ઝેરથી મૂર્છા પામેલા એવા મેં જે દુષ્ટ કર્મ કર્યાં છે તે સઘળાં કહેવાને પણ હું અશક્ત છું. છાનાં–છૂપાં પાપકર્મ કરનાર મુજને ધિક્કાર હો !

૪. ક્ષણમાં કામાસક્ત, ક્ષણમાં મુક્ત, ક્ષણમાં ક્રોધવશ અને ક્ષણમાં ક્ષમાધારી એવા મને મોહાદિકે વિવિધ ક્રીડાવડે જ મર્કટ (વાનર) જેવી ચેષ્ટા કરાવી છે.

૫. હે નાથ ! આપનો ધર્મ પામ્યા છતાં મન–વચન–કાયાના વ્યાપારથી થયેલા દુષ્કર્મોવડે મેં મારે માથે અગ્નિ સળગાવ્યો છે.

૬. હે નાથ ! આપ સરખા સમર્થ રક્ષણકર્તા છતાં મોહાદિક ચોરટાઓ મારાં રત્નત્રયને હરી જાય છે, તેથી હતાશ થયેલો હા ! હું હણાયો છું.

૭. હે નાથ ! હું અનેક તીર્થોમાં ફર્યો–ભમ્યો, તે સર્વમાં તારક (તારનારા) એક આપને જ જોયા, તેથી આપના ચરણે વળગ્યો છું, તો હવે મને તારો, તારો !

૮. આપના પસાયથી જ હું આટલી ભૂમિકા પામ્યો છું, તો હવે ઉદાસીનતા રાખી, મારી ઉપેક્ષા કરવી આપને યુક્ત નથી.

૯. હે તાત ! આપ જ એક પૂર્ણ જ્ઞાતા છો, આપથી અધિક કોઈ અન્ય કૃપાવંત નથી અને મારી જેવો બીજો કોઈ કૃપાપાત્ર (કૃપા કરવાને લાયક) નથી, તેથી સર્વ વાતે કુશળ એવા આપ જેમ ઉચિત લાગે તેમ કરો. અન્યત્ર પણ કહ્યું છે કે–આપ સમો કોઈ બીજો દીનજનનો ઉદ્ધાર કરવામાં ધુરંધર નથી અને મારી જેવો બીજો કોઇ કૃપાપાત્ર નથી, તેમ છતાં હું આ લોક સંબંધી સંપત્તિ માગતો નથી, પરન્તુ હે ભગવન્!

મોક્ષલક્ષ્મીના નાયક! અને સર્વ મંગળના એક અનુપમ સ્થાનરૂપ! હું આપની પાસે કલ્યાણકારક ઉત્તમ બોધિરત્ન-( સમ્યક્ત્વ-ધર્મ )ની જ પ્રાર્થના-યાચના કરું છું.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૬, પૃ. ૩૯૨ ]

---

## ખરો તરણોપાયરૂપ એક નુકસો.

અથાગ સંસારસાગરનો પાર પામવા માટે દુર્લભ માનવ-ભવરૂપી નૌકાનો લાભ કુશળ નિર્યામક( જ્ઞાની )ની આજ્ઞાનુસારે લેવાય તો બેડો પાર થાય, નહીં તો સ્વચ્છંદ વર્તન-રૂપ પ્રમાદાચરણથી સ્વજીવનનૌકાની દુર્દશા થતી દેખીને મહાકરુણાપ્રધાન જ્ઞાનીજનો તેનો ખરો **તરણોપાય** હિત આણીને બતાવે છે.

**સ્વચ્છંદ** તોફાનથી સ્વજીવન-નૌકા વારંવાર અવળી દિશામાં ઘસડાઇ વિનાશ પામતી બચાવવા તેને નાંગરી, સ્વચ્છંદતા તજી, સ્વસ્થિતિનો વિચાર કરી, સ્વવર્તન સુધારી લેવા સૂચના દૂરથી કરતા રહે છે, તેનો જો જીવ સાવધાન બની, પ્રમાદ તજી, યોગ્ય આદર કરે તો એ ભવ્યાત્મા ક્ષેમકુશળ ભવ-સાગરનો પાર પામી અત્યંત સુખી થઇ શકે છે. ગુરુદેવ તો માર્ગાનુસારી જીવને **સમ્યક્ત્વરૂપી સાંકળને દૃઢ પકડી, બને તેટલી દૃઢતા રાખીને શુદ્ધ મજબૂત ચારિત્રરૂપી પાજે પહોંચી, ઉપર ચઢી આવવાને માટે સાધનરૂપ દેશવિરતિરૂપી કડાઓને પકડી લેવાનું કહે છે.** તે પ્રમાણે બરાબર લક્ષપૂર્વક વર્તતો ભવ્યાત્મા સઘળા સ્વચ્છંદ-તોફાનના સપાટાઓથી બચી જઇ, અનુક્રમે ચારિત્ર પાજને સર કરીને

અત્યન્ત સુખી થાય છે. અન્યથા સ્વચ્છંદ વર્તનરૂપ પ્રમાદાચરણને સેવતો જીવ કદાપિ આ ભીષણ ભવસાગરની યાતનાઓથી છૂટી શકતો નથી; પરંતુ મધુબિન્દુસમા તુચ્છ વિષયરસમાં લોભાઈ જઈ, જ્ઞાની-હિતસ્વી જનોની હિતશિક્ષાની અવગણના કરી, વિવિધ પાપાચરણો આચરી ચોરાશી લક્ષ જીવાયોનિવડે ગહન એવા ભવસાગરમાં વિવિધ રૂપે ભટકતો રહે છે. નિગોદસ્થાનરૂપ ભમરીમાં ઘણો લાંબો વખત તે ભમ્યા કરે છે તેથી જ મુમુક્ષુ જીવે સાચો તરણોપાય સાચા દિલથી આદરવો ઘટે છે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૬, પૃ. ૫૨. ]

---

## મુસાફર-મુસાફરખાનું.

મુસાફરને જેમ મુસાફરી દરમિયાન યોગ્ય ખાનપાન, વસ્ત્રપાત્ર ને જોઇતી ચીજ યથાસ્થાને મેળવી લેવા માટે પૈસાની જરૂર પડે છે ને તેવી યોગ્ય સાધનસામગ્રીથી પોતે પોતાની મુસાફરી પૂરી કરી સુખેસમાધે પોતાના અભીષ્ટ સ્થાને આવી શકે છે, તેમ સંસારયાત્રા સુખેસમાધે પૂરી કરી મોક્ષસ્થાને પહોંચવા માટે દરેક ભવ્યાત્માએ રત્નત્રયીરૂપી ધર્મસાધન-સામગ્રીને કાળજીપૂર્વક મેળવી તેનો પ્રમાદ રહિત ઉપયોગ કરવાની પૂરી જરૂર છે.

મુસાફરને જેમ લાંબી મુસાફરી દરમિયાન કઇક પ્રકારની અગવડો વેઠવી પડે છે, કઇક વસ્તુ વગર ચલાવી લેવું પડે છે, રહેવા માટે મુસાફરખાનાનો ઉપયોગ કરવો પડે છે, અને કેટલી કેટલી મુશીબતો વેઠી અંતે મુસાફરી પૂરી કરી પોતાના મુકામે-સ્વસ્થાને આવે છે ત્યારે તેને પૂરતી સગવડો સાંપડે

છે ને સુખશાન્તિ મળે છે; તેમ આ સંસારચક્રમાં અનંતકાળ થયાં પરિભ્રમણ કરતાં અનંતા જન્મ, જરા, મરણનાં દુઃખ દરેક આત્માને સહેવા પડે છે અને જ્યાં સુધી તેનો પાર ન આવે ત્યાં સુધી અનેક પ્રકારની આધિ, વ્યાધ ને ઉપાધિએ પામતો પોતે ઠરીને ઠામ બેસી શકતો નથી. માનવભવાદિ દુર્લભ સામગ્રી પામી તેનો જ્યારે ખૂબ સાવધાનતાપૂર્વક ધર્મસાધન કરવામાં ઉપયોગ કરે છે ત્યારે અનુક્રમે સર્વ દુઃખનો અંત કરીને ભવ્યાત્મા મોક્ષને પ્રાપ્ત થાય છે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૬, પૃ. ૫૨. ]

---

## કલ્યાણાર્થી જીવના હિતાર્થે.

( ૧ ) પ્રથમ તો પ્રાચીન સમયની બાળકના જેવી નિર્દોષ પવિત્રતા પ્રાપ્ત કરવી જોઇએ અને મન ને હૃદયમાંથી વિષય-વાસના, કામભાવના તથા સર્વ પ્રકારના અશુભ વિચારોને સર્વથા દૂર કરવા જોઇએ.

( ૨ ) જે જે કર્મ આપણે અનુભવી રહ્યા છીએ તે તે આપણે જાતે જ પેદા કરેલા છે. આપણા જીવનસૂર્ય ઉપર જે નાનું સરખું પણ વાદળ આવે છે તેના જન્મદાતા આપણે પોતે જ છીએ એ ભૂલવું ન જોઇએ.

( ૩ ) બધા રોગ–શોકનું કારણ આપણા પોતામાં જ છે. નબળા–હલકા વિચારો, લાગણીઓ અને કાર્યોએ એ સઘળા રોગ–શોકને જન્મ આપેલ છે–પેદા કરેલ છે.

( ૪ ) એ બધાનો રામબાણ ઉપાય **સમાન ભાવના–**

**સમભાવ** છે. કેવળ સ્વાર્થવશ વિષમ ભાવનાથી જ ઘણા અનર્થ પ્રગટે છે, તેથી મૈત્રી, મુદિતા, કરુણા અને માધ્યસ્થ્ય એ ચાર ભાવનાઓનું યથાર્થ સેવન કરી આપણામાં પવિત્રતા, સૌંદર્ય અને જીવનએક્તા સાધવાની જરૂર છે.

( ૫ ) જાતે સહન કરવું પણ તુચ્છ સ્વાર્થની ખાતર અન્ય કોઇને પ્રતિકૂળતા કરવી યા પીડા ઉપજાવવી તે વ્યાજબી નથી.

( ૬ ) સહનશીલતા એ અજબ શક્તિ–વિધાયક ગુણ છે.

( ૭ ) પરોપકારરસિકતાથી જીવ ઊંચે દરજ્જે ચઢી શકે છે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૬, પૃ. ૫૩. ]

---

## મહારાજા ગુણધારણ પ્રત્યે આચાર્યશ્રીનો સદુપદેશ.

(ચારિત્રધર્મનો અંતરંગ પ્રદેશ.)

**ચિત્તવૃત્તિ**–હે રાજન્! ચારિત્રધર્મ મહારાજાનો પરિવાર ચિત્તવૃત્તિ અટવીમાં જમણી બાજુના ભાગમાં આવેલો છે. આ તરફની ચિત્તવૃત્તિ સર્વ ઉપદ્રવોથી રહિત છે. ઉજ્જવળ અધ્યવસાયો એ જ ચિત્તવૃત્તિનો અખૂટ ખજાનો છે. આ સ્થળે રહેનારા આત્મજ્ઞ જીવોવડે કરાતા શુભ (શુદ્ધ) ધ્યાનયોગથી તે ચિત્તવૃત્તિ સદા પ્રકાશિત રહે છે. આ સ્થાનમાં રહેનારા જીવોના દર્શનથી પણ પાપનો નાશ થાય છે.

**સાત્વિક માનસપુર**–હે ગુણધારણ! ચિત્તવૃત્તિ અટવીમાં આવેલું આ સાત્વિક માનસપુર ઉત્તમ લોકોથી ભરપૂર છે. તેનો વિસ્તાર ઘણો મોટો છે. આત્મભાનમાં જાગૃત થયેલા અને તે સિવાયના પણ હૃદયની નિર્મળતાવાળા સર્વ લોકો આ

શહેરમાં વસે છે. આ અંતરંગ નગર છે. નિર્મળ અધ્યવસાયરૂપ ગુણરત્નોથી ભરપૂર ત્યાંના લોકો છે. તેમાં રહેનારા કેટલાકને સમ્યગ્દર્શનરૂપ બોધિબીજની પ્રાપ્તિ થયેલી નથી હોતી, છતાં અધ્યવસાયની નિર્મળતા–સાત્ત્વિક ભાવનાને લઇને તે લોકો દેવભૂમિમાં નિવાસ કરવાની લાયકાતવાળા હોય છે. બીજા સમ્યગ્દર્શનવાળા જીવો માટે તો કહેવું જ શું ? અર્થાત્ તેઓ તો નિર્વાણભૂમિકા સુધી પણ પહોંચી શકે છે. અનેક દોષોથી ભરપૂર ભવચક્રપુરમાં રહેવા છતાં સ્વરૂપથી તેમને તેના દોષો લાગી શકતા નથી. આ સાત્ત્વિક માનસપુરમાં **વિવેક** નામનો પર્વત રહેલો છે. જે નિર્ભાગી જીવો આ ભવચક્રપુરમાં રહેલા છે તેઓ તેના ખરા સ્વરૂપમાં આ સાત્ત્વિક માનસપુર અને વિવેકપર્વતને જાણી શકતા નથી. જે અંતરંગ ભૂમિમાં નિર્મળ ચિત્તાદિ નગરો આવેલાં છે તે બધાં આ સાત્ત્વિક માનસપુરાદિ સાથે સંબંધવાળા છે.

કર્મપરિણામ રાજા મહામોહાદિને આ સાત્ત્વિક માનસપુર ભોગવવા માટે આપતો નથી. શુભાશયાદિ રાજાઓની સાથે કર્મપરિણામ રાજા પોતે જ આ નગરને ભોગવે છે અર્થાત્ આ નગર ઉપર તેની આજ્ઞા ચાલે છે. આ નગર વિશ્વમાં સારભૂત છે, તેમ જ મહામોહાદિના ઉપદ્રવથી રહિત છે. બાહ્ય લોકોને પણ આ નગર મનોહર લાગવા સાથે આહ્લાદ ઉત્પન્ન કરનારું લાગે છે.

**સાત્ત્વિક માનસપુરનાં મનુષ્યો**—જેઓ આ સાત્ત્વિક માનસપુરમાં રહે છે તેઓમાં બહારના શૌર્ય–વીર્યાદિક ગુણો પણ હોય છે. જે બહિરંગ લોકો આ નગરમાં રહે છે તેઓ આ નગરના

પ્રભાવથી દેવભૂમિમાં જન્મ લે છે, બીજી ( હલકી ) ગતિમાં જતા નથી. આ નગરની ઘણી જ નજીકમાં **વિવેક પર્વત** આવેલો છે. અહીં સ્થિતિ કરનારાને તે પર્વત દૃષ્ટિગોચર થાય છે. જો તેઓ આ પર્વત ઉપર ચઢે તો તેઓ ત્યાં રહેલા **જૈનપુર**ને પામી સુખી થાય છે. આ નગરના પ્રભાવથી જ લોકો સારા બને છે તો પછી તે પર્વત ઉપર આરૂઢ થાય તે વધારે સારા અને સુખી થાય તેમાં આશ્ચર્ય શું ? " સાત્ત્વિક, રાજસિક અને તામસિક " ત્રણ પ્રકારની પ્રકૃતિ–સ્વભાવ છે તેમાં સાત્ત્વિક પ્રકૃતિ ઉત્તમ છે. આ સ્વભાવવાળા દેવભૂમિમાં જાય છે. આ સાત્ત્વિક સ્વભાવની પાસે જ સત્યાસત્યનો, જડ–ચેતનનો વિવેક પ્રાપ્ત થવારૂપ–નિશ્ચય કરવારૂપ વિવેક પર્વત છે અને આ પર્વત પર ચઢ્યા પછી જ–વિવેક જ્ઞાન પ્રાપ્ત થયા પછી જ સાચો જૈન થઇ શકે છે, એ કહેવાનો આશય છે.

જે પાપી જીવો છે, તામસી કે રાજસી પ્રકૃતિવાળા છે, જેઓ આ ભવચક્રમાં રહેલા છે, સંસારમાં રખડનારા છે તેઓ આ જૈનપુરને જોઇ શકતા નથી, પણ જેઓ સાત્ત્વિક માનસ-પુરમાં–સાત્ત્વિક પ્રકૃતિવાળા છે તેઓ આ નગરને જોઇ શકે છે; માટે જેનું ભાવી કલ્યાણ થવાનું હોય છે તેવા માર્ગાનુસારી–સન્માર્ગે ચાલનારા જીવો સ્વભાવથી સુંદર આ શહેરમાં સદા નિવાસ કરીને રહે છે, પોતાની શાંત અને સાત્ત્વિક પ્રકૃતિ સદા ટકાવી રાખે છે.

**વિવેક પર્વત**—રાજન્ ! ભવચક્રપુરના રહેવાસી લોકો જ્યાં સુધી આ વિવેકગિરિને દેખતા નથી ત્યાં સુધી દારુણ દુઃખથી પીડાયા કરે છે. જ્યારે તેઓ આ પર્વતને દેખે છે

ત્યારે આ ભવચક્રપુરમાં તેઓનું મન રતિ–પ્રેમ પામતું નથી. "સત્યાસત્યના વિવેકવાળા જીવોને આ સંસારમાં આસક્તિ રહેતી નથી. તેનું મન આત્માના સાચા સુખ તરફ વળે છે. તેઓ આ ભવચક્રનો ત્યાગ કરીને આ મહાન્ ગિરિ ઉપર જ્યારે આરૂઢ થાય છે ત્યારે વિવિધ દુઃખોનો ત્યાગ કરીને મહાન્ આનંદના ભાગી થાય છે." વિવેક પ્રગટ થતાં સારાં કર્મો કરાય છે તેથી દુઃખ થતું નથી અને આનંદ પ્રગટે છે.

આ નિર્મળ અને ઊંચા પર્વત ઉપર રહેનારા જીવોને હથેલીમાં રહેલી વસ્તુની માફક ભવચક્ર દેખાઈ આવે છે. ત્યાર-પછી તેઓ વિવિધ દુઃખોથી ભરેલા ભવચક્રને દેખતાં જ તેનાથી વિરક્ત બને છે. વિવેકગિરિ તરફ પ્રેમ બંધાતાં ભવચક્રથી વિરક્ત થાય છે, કેમકે તાત્ત્વિક રીતે આ ગિરિ ખરેખરા સુખનું કારણ છે, એમ તેને નિશ્ચય થાય છે.

"સત્યાસત્યનો નિશ્ચય થતાં ભવચક્રનું ખરું સ્વરૂપ તે જીવ સમજી શકે છે. આત્મા તરફ પ્રેમ બંધાતાં ભવનાં દુઃખોથી વિરક્ત થવાય તે સ્વાભાવિક છે."

ભવચક્રમાં રહેવા છતાં પણ આ વિવેકગિરિના મહાત્મ્યથી મનુષ્યો નિરંતર સુખી થાય છે. સત્ય ભાવનાવાળા જીવો સંસારમાં રહેવા છતાં નિર્લેપ રહી શાંતિ અનુભવી શકે છે.

**અપ્રમત્તતા શિખર**–હે રાજન્! વિવેક પર્વતનું આ અપ્રમત્તતા નામનું શિખર છે. "ધન–ધાન્યાદિ, શરીર અને કર્મ એ સર્વથી હું જુદો છું, આવી ભેદબુદ્ધિ તે વિવેકજ્ઞાન છે. વિવેકદૃષ્ટિ થવાથી ક્રોધાદિ કષાયની નિવૃત્તિ થાય છે. આ

દોષોનું ઓછા થવાપણું અને આત્મભાનમાં જાગૃત થવાપણું તે અપ્રમત્તદશાને શિખર કહેવામાં આવેલ છે.” આ શિખર સર્વ દોષોના નાશનું કરનારું છે. અંતરંગ મહામોહાદિ દુષ્ટ રાજાઓને ત્રાસનું કારણ છે. કોઈ કોઇ વખત મહામોહાદિ આ વિવેક પર્વત પર આરૂઢ થયેલા લોકોને ઉપદ્રવ કરવા આવે છે, તે વખતે વિવેક પર્વત પર આરૂઢ થયેલા લોકો નિર્દય બનીને આ અપ્રમત્ત શિખર પરથી તેઓને નીચે ફેંકી દે છે. તેમના હાડકાના ચૂરેચૂરા થઇ જાય છે. છેવટે કાયર થઇને આ શિખરને દૂરથી જોતાં જ તેઓ નાશી જાય છે. વિવેકાદિ અંતરંગ રાજાઓએ શત્રુઓનો નાશ કરવા માટે આ શિખર બનાવેલું છે.

“વિવેકી થયા પછી જ્યારે તે વિવેકને વર્તનમાં મૂકવારૂપ અપ્રમત્તદશામાં–આત્મભાનમાં જીવ સ્થિર થાય છે ત્યારે મહામોહાદિ શત્રુઓ જે અશુભ પ્રકૃતિને આશ્રયીને રહેલા છે તેઓની સત્તાશકિત વિખરાઇ જાય છે. પછી જ્યારે જ્યારે અપ્રમત્તદશામાં જીવ રહે છે ત્યારે ત્યારે મહામોહાદિ તેની નજીક આવી શકતા નથી અને સન્મુખ પણ જોઈ શકતા નથી.” માટે જ કહેવામાં આવેલું છે કે વિવેકાદિ અંતરંગ રાજાઓએ આ અપ્રમત્ત શિખર મહામોહાદિના નાશ માટે બનાવેલું છે. આ શિખર શુભ્ર–શ્વેત, વિશાળ, ઊંચું અને સર્વ લોકોને સુખકારી હોવાથી બહુ જ સુંદર છે. “અપ્રમત્ત દશા ઉજ્જવળ, વિશાળ અને સર્વ કરતાં શ્રેષ્ઠ હોવાથી જીવને સદા સુખદાયી છે.”

**જૈનપુર**–હે રાજન્ ! આ જૈનપુર ભવચક્રમાં પુન્ય વિનાના જીવોને માટે દુર્લભ છે. તેનો આનંદ અંત વિનાનો છે. ભવચક્રમાં પર્યટન કરતાં કોઇક વખત જ સાત્ત્વિક માનસપુર પ્રાપ્ત થાય છે. તે પુરમાં સ્થિરતા કરીને આગળ ન વધતાં ત્યાંથી

જ કેટલાક જીવો પાછા ભવચક્રપુર તરફ વળે છે. વિવેક પર્વતને તેઓ જોઇ શકતા નથી. કોઇ તે પર્વતને દેખે છે તો તેના ઉપર ચડતા નથી. સાત્વિક માનસપુરમાં વારંવાર આવવા-જવા પછી કોઇક જ વખત વિવેક પર્વત જોઈ શકાય છે. પર્વત દેખ્યા છતાં તે ઉપર ન ચડતાં સ્વેચ્છાચારી જીવો પોતે પોતાના દુશ્મન થઇ પર્વતથી દૂર રહી પાછા ભવચક્રમાં જાય છે. કોઈક વિવેક પર્વત ઉપર આરૂઢ થાય છે, છતાં અપ્રમત્તતા શિખરને જોઈ શકતા નથી, દેખવા છતાં તે અપ્રમત્તતા શિખર પર ચડતા નથી. કોઇ ભાગ્યશાળી જીવ જ શિખર ઉપર આરૂઢ થાય છે ત્યારે તેઓ ત્યાં રહેલા જૈનપુરને જોઈ શકે છે, કેમકે જૈનપુરનાં દર્શન થાય તેવી સામગ્રી મળવી ઘણી દુર્લભ છે. " ચતુર્વિધ સંઘ અને દ્વાદશાંગીનું જ્ઞાન-જિનેશ્વર પ્રભુનાં વચનો એને જૈનપુર કહે છે. સાત્વિક વૃત્તિ થયા પછી-તેમાં લાંબો વખત સ્થિરતા થાય ત્યારપછી જ વિવેકજ્ઞાન પ્રગટે છે. વિવેકજ્ઞાન થયા પછી અપ્રમત્તદશા પ્રાપ્ત થાય છે. ઘણા જીવો સાત્વિકવૃત્તિ એટલે માર્ગાનુસારીની પ્રવૃત્તિ સુધી જઇને અટકી પડે છે. કેટલાક ત્યાંથી વિવેકજ્ઞાન સુધી આવીને અટકે છે. કોઇ ત્યાંથી પાછા પડે છે. કોઇ જીવો અપ્રમત્તતા શિખર ઉપર આરૂઢ થાય છે ત્યારે જ તે વસ્તુતત્ત્વના ખરા ભાનને પ્રાપ્ત કરીને ઉત્તમ વર્તનરૂપ જૈનપુરમાં પ્રવેશ કરી શકે છે. "

આ જૈનપુર ગુણ અને વિશુદ્ધ પરિણામરૂપ સર્વ સુખના ઘર તુલ્ય છે.

**જૈનપુરના લોકો**—હે રાજન્ ! જૈનપુરના લોકો નિવૃત્તિ-માર્ગને સાધનારા છે. તેમાં પ્રવેશ થતાં જ ઉત્તમ નિર્મળ

મનવાળા સાધુઓનાં દર્શન થાય છે. તેમણે પોતાના આત્મબળથી મહામોહાદિને શક્તિ વિનાનાં બનાવી દીધાં છે. તે સર્વ જીવોના પરમ બંધુ છે, વિશ્વની સ્ત્રીઓને માતા તુલ્ય માને છે. ધન–ધાન્યાદિ બાહ્ય પરિગ્રહ અને કામક્રોધાદિ આંતર પરિગ્રહ તેમણે છોડી દીધા હોય છે. પોતાના શરીર ઉપર પણ તેમને મમત્વ હોતો નથી. કમળની માફક કર્મ અને ભોગથી નિર્લેપ રહે છે. સર્વ ક્રિયાને સાક્ષીભાવે જુએ છે. સત્ય અને હિતકારી પ્રિયવચન તેઓ બોલે છે. તે પણ જરૂર પડતાં વિચાર કરીને ઘણું થોડું બોલે છે. શુદ્ધ સ્વરૂપ પ્રગટ કરવું તે તેમનું નિશાન છે. શરીર ટકાવી રાખવા નિર્દોષ આહાર લે છે. તેમની બધી પ્રવૃત્તિ મહામોહના નાશ માટે જ હોય છે. ચિત્તવૃત્તિ મહાટવી મોહરાજાના સેવકોથી ભરપૂર હોય છે ત્યારે આ જૈનપુરીના મહાત્માઓ પોતાના આત્મસ્વરૂપમાં સ્થિર થઇ જાય છે. તેમની આત્મસ્વરૂપમાં સ્થિરતા થતાં જ મહામોહ અને તેનો પરિવાર મુઠીઓ વાળીને ત્યાંથી નાશી જાય છે અને ક્યાં ગયા તેની ખબર પણ પડતી નથી. તે પ્રસંગે પ્રમત્તતારૂપ મહાનદી અત્યંત સુકાઇ જાય છે, તદ્વિલસિત બેટ પૂરાઇ જાય છે, ચિત્તવિક્ષેપ મંડપ ભાંગી પડે છે, તૃષ્ણાવેદિકા ઉખડી જાય છે, વિપર્યાસ નામના સિંહાસનના ચૂરેચૂરા થઇ જાય છે, અવિદ્યારૂપ મહામોહનું શરીર વિખરાઇ જાય છે, મહામોહ નષ્ટ થઇ જાય છે, મિથ્યાદર્શન નાશ પામે છે, રાગકેશરી, દ્વેષગજેંદ્ર, મકરધ્વજ, વિષયાભિલાષ, તેની સ્ત્રી મૂઢતા, હાસ્ય, જુગુપ્સા, અરતિ, શોક, દુષ્ટાભિસંધી તેનાં બાળકો અને જ્ઞાનવરણાદિ ત્રણ રાજાઓ કોણ જાણે ક્યાં નાશી જાય છે કે તેનો પત્તો જ લાગતો નથી. વેદનીયાદિ ચાર રાજાઓ તેમને અનુકૂળ થઇ રહે છે. આ પ્રમાણે

મોહરાજાનું ચતુરંગ બળ નાશ પામે છે, તેમની પ્રવૃત્તિ બંધ પડે છે, ચિત્તવૃત્તિ અટવીમાં પહેલાં જે કાંઇ જોવામાં આવતું હતું અને જે સર્વ પ્રાણીઓને દુઃખદાયી હતું તે સર્વ આ જૈનપુરમાં રહેલા મહાત્માઓને માટે બધું નાશ પામેલું જ જણાય છે. સાધુઓવડે કરાતા ધ્યાનાદિથી ચિત્તવૃત્તિ સર્વ ઉપદ્રવ રહિત પ્રકાશિત થઇ રહે છે. આ જૈન સજ્જનો નિરંતર આનંદમાં રહેનારા છે, તેમને કોઇ પણ પ્રકારની પીડા થતી નથી, તે સર્વ આ નગરનો પ્રભાવ છે. ત્યાંના બધા રહેવાસીઓ નિવૃત્તિ નગરીમાં જવાના દૃઢ નિશ્ચયવાળા હોય છે. કોઇ ધીમું પ્રયાણ કરનારા હોય તો તેઓ વચમાં વિબુધાલય( દેવલોક )માં વિસામો લેવા રોકાય છે. બાકી ત્યાંથી પાછા પોતાનું પ્રયાણ શરૂ કરી છેવટે સદા શાશ્વત શાંતિવાળી નિવૃત્તિપુરીમાં જાય છે. અહિંના લોકોનું વીર્ય જોઇને–આત્મશક્તિની અધિકતા દેખીને ભયભ્રાંત થયેલા મહામોહાદિ શત્રુઓ આ જૈન લોકોનો દૂરથી જ ત્યાગ કરે છે.

**પ્રશસ્ત મહામોહ**—હે રાજન્! આ મહામોહના બે વિભાગ છે: એક શત્રુભૂત **અપ્રશસ્ત** અને બીજો મિત્ર તુલ્ય–પરમ બાંધવ તુલ્ય **પ્રશસ્ત** મોહ. અપ્રશસ્ત મહામોહ જીવોને નિરંતર સંસારમાં રખડાવે છે. બીજા પ્રકારનો પ્રશસ્ત મોહ તે જીવને નિર્વાણની ભૂમિકાની નજીકના ભાગ સુધી લઇ જઇ મદદ કરનારો છે. તેનો સ્વભાવ જ એવો છે. તેને લઇને ત્યાંના લોકો દેખીતાં મોહને વશ હોય તેવાં કામો કરતાં નજરે પડે છે. જેમકે ભગવાનની મૂર્તિઓ તરફ તેઓ પ્રેમ રાખે છે. સ્વાધ્યાય કરવામાં આસક્ત બને છે. એક ધર્મ પાળનારા સ્વધર્મી બંધુઓ ઉપર સ્નેહ રાખે છે. સદનુષ્ઠાનમાં પ્રીતિ રાખે છે. ગુરુદર્શનથી સંતોષ પામે છે. સન્માર્ગની પ્રાપ્તિથી હર્ષિત થાય

છે. વ્રતોમાં દોષ લાગતાં પોતાના તે અશુભ કર્તવ્ય ઉપર દ્વેષ કરે છે. શુભ પ્રવૃત્તિરૂપ સામાચારીનો લોપ થતાં ક્રોધ કરે છે. પ્રવચનના વિરોધીઓ તરફ રોષ લાવે છે. કર્મની નિર્જરા થતાં ખુશી થાય છે. પ્રતિજ્ઞાનો નિર્વાહ કરવામાં અભિમાન ધરાવે છે. પરિષહો આવી પડતાં અક્કડ—અડગ થાય છે. દેવાદિકના ઉપસર્ગ પ્રસંગે સ્થિર રહે છે. પ્રવચનની માલિન્યતા થતી અટકાવે છે. ઇંદ્રિયાદિ ધૂર્તોને ઠગે છે. તપ કરવાનો લોભ રાખે છે. મહાત્માઓની સેવા કરવામાં આસક્ત રહે છે. ધ્યાનયોગમાં લીન થાય છે. પરોપકાર કરવાની તૃષ્ણા રાખે છે. પ્રમાદરૂપ ચોરોને મારે છે. ભવભ્રમણથી ડરે છે. આડે માર્ગે જવામાં શરમાય છે. નિર્વાણના માર્ગમાં પ્રયાણ કરે છે. વિષયાદિ સુખની હાંસી કરે છે. શિથિલ સમાચારથી ઉદ્વેગ પામે છે. પૂર્વકાળમાં કરેલા દુષ્કર્મનો શોક કરે છે. પોતાના શિયળાદિમાં દૂષણ લાગતાં તેની આત્મસાક્ષીએ અને ગુરુસાક્ષીએ નિંદા કરે છે. જિનેશ્વરની આજ્ઞાનું આરાધન કરે છે. ગ્રહણ—આસેવનારૂપ બે પ્રકારની શિક્ષાની સેવના કરે છે. આ બધાં કાર્ય મહામોહ રાજાનાં છે છતાં તે પ્રશસ્ત મોહ છે. પ્રભુના માર્ગમાં મદદગાર છે. શત્રુભૂત મહામોહનો ત્યાગ જ કરે છે, પણ આ બધું બંધુ તુલ્ય હોવાથી તેઓથી સદા તેઓ વિંટાયેલા રહે છે અને તેથી તેમને આનંદ મળે છે. નિવૃત્તિમાં જવા અગાઉ નિવૃત્તિની લગભગ ભૂમિકા સુધી પહોંચ્યા પછી આ પ્રશસ્ત મોહનો પણ તેઓ ત્યાગ કરે છે. પગમાં કાંટો વાગ્યો હોય તો જેમ કાંટો કાઢવા માટે પગમાં સોય આદિ બીજો કાંટો નાંખવો પડે છે; પણ કાંટો નીકળ્યા પછી તે બન્ને કાંટાને મૂકી દેવામાં—તજી દેવામાં આવે છે તેમ કર્મ નીકળી ગયા પછી—આત્મા પોતાના

સત્ય સ્વરૂપે પ્રકાશવા પછી અપ્રશસ્ત મોહની માફક આ પ્રશસ્ત મોહનો–તેના સત્કર્ત્તવ્યનો પણ ત્યાગ કરે છે.

**ચિત્તસમાધાન મંડપ**–હે રાજન્! મનમાં ઉત્પન્ન થતાં વિકલ્પોને વિચારબળથી શાંત કરવા તેનું નામ ચિત્તસમાધાન મંડપ છે. વિકલ્પોની અનિત્યતા જાણીને, અસારતા સમજીને, દુઃખરૂપતા અનુભવીને તે ભાવી અકલ્યાણરૂપ સમજાયાથી તેના વિરોધી સારા વિચારબળવડે તે વિકલ્પોને મનમાંથી કાઢી નાખવા એ ચિત્તનું સમાધાન છે. આ સમાધાન કોઇના કહેવાથી કે કોઈના કહેલા વિચાર પ્રમાણે કરવાથી થતું નથી, પણ પોતાના અંતરંગ વિચારના બળવડે તેની પાસે બેસી દુઃખમયતા સમજાયાથી જે ચિત્તનું સમાધાન થાય છે તે જીવના વીર્યથી–આત્મશક્તિથી સમાધાન થયેલું ગણાય છે. આ સમાધાન મહાન્ સુખનું કારણ છે. આ ચિત્તસમાધાન મંડપ, વિશ્વના બંધુ તુલ્ય ચારિત્રધર્મ મહારાજાને બેસવા માટે વિધાતાએ–કર્મપરિણામે બનાવેલ છે. " ચિત્તની શાંતિ થતાં તેમાં ચારિત્રધર્મને લાયક પરિણામો પ્રગટ થાય છે. એટલે જ કહેવામાં આવ્યું છે કે કર્મપરિણામની નિર્મળતાએ બનાવેલા આ સ્થાન ઉપર ચારિત્રધર્મરાજા બેસે છે. " જ્યાંસુધી જીવો આ ચિત્તસમાધાન મંડપને મેળવે નહિ ત્યાંસુધી આ ભવચક્રમાં આત્માના ખરા સુખનો થોડો પણ અંશ તેમને પ્રાપ્ત થતો નથી. અર્થાત્ ગમે તે ભોગે જીવોએ પોતાના ચિત્તનું સમાધાન–સમપરિણામ–શાંતિ મેળવવી જ જોઇએ. તે મેળવ્યા વિના આત્માનો પ્રકાશ કોઇ પણ વખત તે અનુભવી શકે જ નહિં.

**નિઃસ્પૃહતા વેદિકા**–હે રાજન્! એ ચિત્તસમાધાન મંડપની અંદર નિઃસ્પૃહતા નામની વેદિકા આવી રહેલી છે.

'પૌદ્ગલિક માયિક વસ્તુ ઉપરથી સુખની શ્રદ્ધા દૂર કરીને આત્મામાં જ સાચું સુખ છે' એવો નિશ્ચય ન થાય ત્યાં સુધી ચિત્તનું સમાધાન થયું ન કહેવાય. આવું ચિત્તનું સમાધાન થયાથી તેના હૃદયમાં વિશ્વની માયાની સ્પૃહા-ઇચ્છા રહેતી નથી. **આત્મા જ અનંત સુખ અને શક્તિનું ધામ છે.** સાચું સુખ સદાની શાંતિમાં જ છે એ સમજાતાં જ વિશ્વના કોઈ પણ માયિક સુખની ઈચ્છા ન રહે તે જ નિઃસ્પૃહતા નામની વેદિકા છે." જે લોકો આ નિઃસ્પૃહતા નામની વેદિકાનું નિરંતર સ્મરણ કર્યા કરે તેઓને સુંદર રૂપો, મધુર શબ્દો, સ્વાદિષ્ટ રસો વિગેરેના ભોગો આનંદ આપતા નથી. તેમનું ચિત્ત તેમાં જતું નથી. "જેમ નિઃસ્પૃહતા વધે છે, ઈચ્છાનો ત્યાગ થાય છે, આત્માનું સમતોલપણું બન્યું બન્યું રહે છે તેમ કર્મનો સંચય નાશ પામે છે અને તેથી ભવચક્રથી વિમુખ થઇ નિવૃત્તિનગરી સન્મુખ પ્રવૃત્તિ કરે છે." જેઓના મનમાં આ નિઃસ્પૃહતા વેદિકા વસી રહી છે તેઓને ખરેખર ધન્ય છે કે જેઓને ઇંદ્રો, દેવો, રાજા, મહારાજાઓ કે ધનાઢ્યોનું પણ પ્રયોજન રહેતું નથી. આ સુંદર વેદિકા શુદ્ધ સ્વરૂપને પામેલા ચારિત્રધર્મરાજાને જ બેસવા માટે વિધાતાએ, તેમના સત્કર્મોવડે બનાવી છે. આવા અધ્યવસાયોવાળા પવિત્રાત્માઓ જ આ ભૂમિકાને પ્રાપ્ત કરે છે.

**જીવવીર્ય સિંહાસન**-હે ગુણધારણ ! આ વેદિકા ઉપર ચડ્યા પછી જીવનું વીર્ય-આત્માની શક્તિ વિશેષ સ્ફુરે છે. તેને અહીં જીવવીર્ય સિંહાસન કહેવામાં આવે છે. કોઈપણ પ્રકારની સ્પૃહા-ઇચ્છા ન રહે તે સ્થિતિમાં વધારે વખત રહેતાં આત્માની શક્તિ એકદમ પ્રગટી નીકળે છે. કોઇ ઉત્તેજક શબ્દો

સાંભળવાથી, કોઈએ મહત્ત્વનું કાર્ય કર્યું હોય તેવા પ્રસંગો સાંભળવા કે જોવાથી, કોઈ નિરાધાર કે નબળા માણસને માર પડ્યાનું સાંભળવાથી મનુષ્યોના મનમાં કોઈ અપૂર્વ લાગણી, અપૂર્વ ઉત્સાહ અને આવેશ પ્રગટી આવે છે, આ એક જાતનું જીવનું વીર્ય–ઊંડાણની આત્મશક્તિ છે. તે શક્તિ નિમિત્તોને લઈને વૃદ્ધિ પામે છે તેમ હાનિ પણ પામે છે. આ પ્રમાણે ચિત્તની સમાધાન અવસ્થા અને વિષયોનું નિઃસ્પૃહપણું પ્રગટ થયા પછીથી જીવના વીર્યમાં અપૂર્વ વધારો થાય છે. આમ કોઈ પણ પ્રકારે જેઓના મનમાં આત્માની શક્તિ સ્ફુરી રહે છે. તેઓ પરમ સુખી થાય છે. આવા સિંહાસન ઉપર તે પવિત્ર આત્મા ચારિત્રધર્મ બિરાજે છે. તે પ્રભુ જગતના જીવોના પરમબંધુ છે. નિષ્કારણ ઉપકારી છે. એ ચાર મુખવાળો, તેજસ્વી દેહધારી રાજા, તેનો ઉજ્જવળ પરિવાર, તેનું વિશાળ રાજ્ય, તેની મહાન્ વિભૂતિ, તેનું પ્રકાશ કરતું ઉત્કટ તેજ, એ સર્વમાં–સર્વની પ્રાપ્તિમાં આ જીવવીર્ય સિંહાસન જ મુખ્ય કારણ છે. આ સાત્ત્વિકપુર, ત્યાંના લોકો, વિવેક મહાગિરિ, અપ્રમત્તતા શિખર, જૈનપુર અને તેના લોકો, મંડપ, વેદિકા, રાજા ને તેનો પરિવાર, વિશ્વમાં મહાન્ ઉત્તમ રાજ્ય અને જગતમાં શ્રેષ્ઠપણું તે સર્વ આ જીવવીર્ય સિંહાસનના મહાત્મ્યવડે જ પ્રગટ થયેલું, ટકી રહેલું છે તેમ જ વૃદ્ધિ પામે છે. જો આ જીવવીર્યરૂપ સિંહાસન આ રાજાની પાસે ન હોય તો મહામોહાદિ તેનો–આ સર્વનો પરાજય કર્યા વિના ન રહે. આ સિંહાસન જ્યાં સુધી વિદ્યમાન છે ત્યાં સુધી આ ચિત્તસમાધાન મંડપમાં મહામોહાદિ પ્રવેશ કરી શકતા નથી. કોઈ વખત મહામોહાદિ આ ચારિત્રધર્મ રાજાનો પરાભવ કરે છે તો જીવવીર્યના પ્રતાપથી તેના સૈન્યમાં

પાછી શક્તિ પ્રગટ થઇ આવે છે. જ્યાં સુધી આ સિંહાસન અહીં પ્રકાશી રહ્યું છે ત્યાં સુધી રાજા, સૈન્ય, ગિરિ અને શહેર એ બધાં નિર્ભય અને સુખરૂપ છે. હે રાજન્ ! આ ચાર મુખવાળો ચારિત્રધર્મ રાજા તે **ધર્મ** છે. ધર્મના ચાર ભેદ છે: **દાન, શિયળ, તપ** અને **ભાવ.** ધર્મ તેજસ્વી છે, જગતના જીવોનો તે પરમ બંધુ છે. ધર્મને લઇને બાહ્ય અને અભ્યંતર વિભૂતિઓ અને તેજ છે તે સર્વમાં આત્માનું વીર્ય–શક્તિ–તેજ મુખ્ય છે આત્મશક્તિના બળથી જ આ બધું સુંદર છે. મોહ પણ આત્મજાગૃતિવાળાનો પરાભવ કરી શકતો નથી. આત્મભાન હોય ત્યાં સુધી ચિત્તવૃત્તિ અને સમાધાનમંડપમાં મહામોહાદિ પ્રવેશ કરી શકતા નથી. કદાચ આત્મભાન ભૂલાય તેવા પૂર્વકર્મના સંસ્કારયોગે આત્મા પોતાની જાગૃતિમાં ન હોય ત્યારે મહામોહાદિ ધર્મનો પરાજય કરે છે, તે પ્રસંગે તરત જ આત્મભાનમાં જાગૃત થતાં જીવવીર્યના પ્રકૃષ્ટ બળથી નવીન જીવનશક્તિ તેમના પરિવારમાં આવે છે અને મહામોહાદિને નાશી જવું પડે છે. મતલબ હે રાજન્ ! આત્મવીર્ય જ્યાં સુધી પ્રકાશી રહ્યું છે–કામ કરી રહ્યું છે ત્યાં સુધી ચારિત્રધર્મ રાજાનો પરિવાર નિર્ભય અને સુખી છે.

**ચારિત્રધર્મ મહારાજા**–હે રાજન્ ! આ ચારિત્રધર્મ રાજા અતિ સુંદર છે, લોકમાં પ્રસિદ્ધ છે, અનંત વીર્યવાન છે, અનંત ગુણવાન છે, જગતનું હિત કરનાર છે, કોશ અને દંડવડે સમૃદ્ધિવાન છે અને સર્વ ગુણોની ખાણ સમાન છે. ચારિત્ર એટલે વર્ત્તન અને વર્ત્તનમાં આવેલો ધર્મ તે ચારિત્રધર્મ છે. ધર્મની વાતો ઘણી સાંભળી હોય પણ વર્ત્તનમાં ન આવે ત્યાં સુધી તેનાં ફળો પ્રાપ્ત થતાં નથી. આઠ કર્મનો સંગ્રહ સત્તામાં રહેલો છે તેનો નાશ કરે–સત્તામાંથી તે સંગ્રહ ખાલી કરે–

નાબૂદ કરે તે ચારિત્ર છે. આ પ્રમાણે કર્મસંચયના જવા પછી આત્મા નિર્મળ સ્વરૂપે-સ્વસ્વરૂપે પ્રકાશી રહે છે, એટલે આ ચારિત્ર-ધર્મ અતિસુંદર છે. આવા આત્માઓ લોકમાં પ્રસિદ્ધ હોય છે. તેમનામાં અનંત શક્તિ અને અનંત સદ્ગુણો હોય તેમાં નવાઈ નથી. જગતને આવો ધર્મ હિતકારી થઇ શકે છે. તેવો આત્મધર્મ આત્માની સમૃદ્ધિવડે પૂર્ણ હોવાથી સર્વ ગુણની ખાણ સમાન છે.

**ચાર મુખ અને તેની શક્તિ**—હે રાજન્! દાન, શિયળ, તપ અને ભાવના: આ તે રાજાના ચાર મુખનાં નામ છે. પ્રથમનું મુખ જૈનસત્પુરના લોકોને પાત્ર પ્રત્યે **દાન** અપાવે છે, મોહનો નાશ કરવા અર્થે જ્ઞાનનું દાન અપાવે છે, જગતને પ્રિય અભયદાન અપાવે છે તેમ તે લોકોને કહે પણ છે કે ધર્મના આધારભૂત દેહ છે તેને ટકાવી રાખવા મદદગાર થઇ શકે તેવા આહાર, પાણી, વસ્ત્રપાત્રાદિ આપો, રહેવાને સ્થાન આપો. આ મદદથી પાત્રભૂત સાધુઓ આત્મધર્મની વૃદ્ધિ કરશે અને તેનો લાભ બીજાઓને તેઓ આપશે. પોતાને મળેલ અનુભવરૂપ જ્ઞાનનું દાન તેઓ આહારાદિ આપનારને કરશે. તેઓ પોતે સર્વ જીવો અભય-નિર્ભય રહે તેવી પ્રવૃત્તિ કરે છે, બીજાઓને મરણનો ભય ન આપવા બોધ આપે છે, તેમ જ દીન, અંધ અને ગરીબોને દયાળુ લોકો આહારાદિ આપે છે, તેનો તે મુખ નિષેધ કરતું નથી, પણ ગાયનું, અશ્વનું, ભૂમિનું, સુવર્ણનું અને તેવાં જ બીજાં દાનો આપવાની ઇચ્છા તે બતાવતું નથી, કેમકે તેથી દાન દેનાર અને લેનારને ફાયદો થતો નથી. આ પ્રથમ દાન નામનું મુખ સારા આશયને વધારનાર, આગ્રહનો નાશ કરનાર અને અનુકંપા તરફ પ્રવૃત્તિ કરાવનાર છે.

**શિયળ**—હે રાજન્ ! જે સાધુઓ આ જૈનસત્પુરમાં રહે છે તેઓ જે આ શિયલ નામનું બીજું મુખ કહે છે તે પ્રમાણે વર્તન કરે છે. તે ઉત્તમ મનુષ્યો મન, વચન, શરીરવડે દૃઢ બ્રહ્મચર્ય પાળે છે. શિયળ એ સાધુઓનું ભૂષણ છે, સર્વસ્વ ધન છે અને નિવૃત્તિનગરી તરફ જવામાં ઉત્તમ આલંબન છે. જેઓ તેની સંપૂર્ણ આજ્ઞા પ્રમાણે ચાલે છે તેને તે સંપૂર્ણ સુખ આપે છે. તે નગરમાં જેઓ ગૃહસ્થરૂપે રહેલા છે તેઓ પણ કોઇ કોઇ તો સર્વથા અને કોઇ થોડે ભાગે પણ શિયળ પાળનારા હોય છે.

**તપ**—હે રાજન્ ! ચારિત્રધર્મ રાજાનું આ તપ નામનું મનોહર ત્રીજું મુખ છે. તે અનેક ઇચ્છાઓનો ત્યાંના લોકો પાસે ત્યાગ કરાવે છે. ઇચ્છાઓનો નિરોધ કરવાથી તે જીવો સુખી થાય છે. ઇચ્છાઓનો નિરોધ કરવાથી આવતાં નવાં કર્મોથી તેઓ બચી જાય છે. કેટલીક વખત નિકાચિત પૂર્વકર્મનો નાશ પણ તેઓ તે તપોબળથી કરે છે એટલે વિશેષ જ્ઞાન, સંવેગ, સમતા, સાતા અને અવ્યાબાધ સુખ આપનાર આ મુખ છે. મહાસત્ત્વવાળા જીવો આ મુખની આરાધના કરીને લીલામાત્રમાં ઇચ્છિત વસ્તુ મેળવે છે અને નિવૃત્તિ( મોક્ષ )ને પણ પ્રાપ્ત કરે છે.

**ભાવના**—હે રાજન્ ! અનિત્યાદિ બાર ભાવનાઓ એ ચારિત્રધર્મરાજાનું ચોથું મુખ છે. તૂટી ગયેલી ધ્યાનની ધારાને તે સાંધી આપે છે, બુઝાઇ ગયેલા વૈરાગ્યદીપકને પ્રગટ કરે છે અને વસ્તુતત્ત્વનો નિશ્ચય કરવામાં તે જીવને મોટી મદદ કરે છે. પહેલી ભાવનાનું નામ **અનિત્યતા** છે. તે જીવને વિશ્વના તમામ પદાર્થોની અનિત્યતા સમજાવી કોઇ પણ વસ્તુને એક સ્વરૂપે કાયમ ટકી રહેવાની ના પાડે છે. બીજી **અશરણતા**—

આ ભાવના જીવને સમજાવે છે કે વિશ્વના સર્વ જીવો પરાધીન છે–અશરણ છે–બીજાનો બચાવ કરવાને અસમર્થ છે. ધર્મ સિવાય બીજું કોઇ જીવનું રક્ષણ કરી શકતું નથી. ત્રીજી **સંસારભાવના**—આ ભાવના કહે છે કે કર્મને આધીન થઇને જીવો આ વિશ્વરૂપી રંગમંડપમાં વિવિધ વેશો ધારણ કરીને નાટકીયાની માફક નાચે છે, વારંવાર દેહો અને સંબંધો બદલાવે છે, ઘાણીમાં જોડેલા બળદની માફક સંસારચક્રમાં આંટા–ફેરા માર્યા કરે છે. ચોથી **એકત્વભાવના**—આ ભાવના જીવને સમજાવે છે કે જીવ એકલો જ જન્મે છે અને એકલો જ મરે છે. પોતાના કરેલાં શુભાશુભ કર્મો દેવલોકમાં કે નરકમાં જીવને એકલાને જ ભોગવવાં પડે છે. તેમાં કોઇ ભાગ પડાવી કે લઇ શકતું નથી, માટે જીવે પોતાને જે સારું લાગે તે જ કરવું. પાંચમી **અન્યત્વભાવના**—જીવને એમ સમજાવે છે કે તું દેહથી જુદો છે. તારો ધર્મ જ્ઞાતા ને દ્રષ્ટા છે. જડનો ધર્મ મળવું ને વિખરવું છે. તું અરૂપી છે, જડ વસ્તુ રૂપવાળી છે. જેમાં શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ હોય તે જડ છે. છઠ્ઠી **અશુચિભાવના**-જીવને કહે છે કે આ દેહ લોહી, માંસ, હાડ, ચામડી, મજ્જા, વીર્ય, આંતરડા, કફ, મળ, મૂત્રાદિ અશુચિથી ભરેલો છે અને તે અશુચિને બહાર વહેવરાવ્યા–કાઢ્યા જ કરે છે. તેવા અપવિત્ર દેહ ઉપર મોહ કે મમત્વ કરશો નહિ. સાતમી **આશ્રવભાવના** જીવને સમજાવે છે કે મન, વચન અને શરીરની શુભાશુભ પ્રવૃત્તિથી શુભાશુભ કર્મ આવ્યા કરે છે તે **આશ્રવ** છે. મિથ્યાત્વ, અવિરતિ, કષાય, પ્રમાદ, વિષયો, મનાદિ ત્રણ યોગ, આર્ત્ત અને રૌદ્રધ્યાન–એ અશુભ આશ્રવ આવવાનાં કારણો છે. મૈત્રી, પ્રમોદાદિ ભાવનાથી વાસિત મન ને શરીરની ધાર્મિક વ્યાપારમાં પ્રવૃત્તિ અને વચનની શાસ્ત્રા-

નુસાર સત્ય બોલવામાં પ્રવૃત્તિ તેથી શુભ આશ્રવ–પુન્ય બંધ થાય છે. આશ્રવથી જીવો વારંવાર નવીન જન્મ લે છે. આઠમી **સંવર-ભાવના** જીવને કહે છે કે મિથ્યાત્વાદિથી આવતાં કર્મને અટકાવવા તે **સંવર** છે. મિથ્યાત્વની સામે સમ્યગ્દર્શન, અવિરતિની સામે વિરતિ–ઇચ્છાનો નિરોધ, કષાયની–ક્રોધ, માન, માયા, લોભની સામે ક્ષમા, નમ્રતા, સરળતા અને સંતોષ, મન, વચન, શરીરની પ્રવૃત્તિ સામે નિર્વિચાર, મૌન અને સ્થિરતા રાખીને તેનો જય કરવો અને શુભ પ્રવૃત્તિવાળા ધર્મ-ધ્યાનથી આર્ત્તરૌદ્રધ્યાનનો જય કરવો. નવમી **નિર્જરાભાવના** જીવને કહે છે કે તમારે સંસારના બીજરૂપ કર્મો આત્મપ્રદેશથી છૂટાં પાડી નાંખવા. જુઓ ફળનો પાક બે પ્રકારે થાય છે. એક સ્વાભાવિક અને બીજો પ્રયત્નથી. તેમ જીવને જે જે કર્મ ઉદય આવે છે તે, તે ભોગવીને નિર્જરવામાં આવે તો તે સ્વાભાવિક ગણાય છે. આવી અકામ નિર્જરા સર્વ જીવો કરે છે પણ તે ભોગવતાં જીવો બીજાં નવાં કર્મ અજ્ઞાન રાગ–દ્વેષાદિથી બાંધે છે એટલે કે તે તાત્ત્વિક નિર્જરા નથી, પણ આત્મભાન જાગૃત રાખવાપૂર્વક બાહ્ય અભ્યંતર તપની–ધ્યાનાદિની મદદથી–અપૂર્વ ઉત્સાહ અને પ્રબળ પુરુષાર્થથી જે કર્મ તોડવામાં આવે છે તે **સકામ**નિર્જરા. જીવનાં સંસારના બીજભૂત કર્મોનો નાશ કરવાને તે બહુ ઉપયોગી છે. દશમી **ધર્મસુઆખ્યાતભાવના** જીવને કહે છે કે વીતરાગ પ્રભુએ દશ પ્રકારનો ધર્મ બતાવ્યો છે. તે પૂર્વાપર વિરોધ વિનાનો છે, જીવોનું કલ્યાણ કરનાર છે, દુર્ગતિમાં પડતા જીવોનો બચાવ કરનાર છે. તે ધર્મ આ પ્રમાણે છે. જીવોનુ રક્ષણ કરવું ૧, સત્ય બોલવું ૨, ચોરી ન કરવી ૩, બ્રહ્મચર્ય પાળવું ૪, ધનાદિક પર મમત્વ ન કરવો ૫, તપ કરવો ૬, ક્ષમા કરવી ૭,

સરળ થવું ૮, અભિમાન ન કરવું ૯, નિર્લોભી થવું–તૃષ્ણાનો ત્યાગ કરવો ૧૦. આ ધર્મ સર્વમાન્ય હોઇ જીવને લાભ કરનાર છે. અગિયારમી **લોકસ્વરૂપ** ભાવના જીવને કહે છે કે જડચેતન વસ્તુઓ જેમાં રહેલી છે તે લોક છે. તે બે પગ પહોળા કરી, કેડે હાથ દઇ ઉભેલા પુરુષની આકૃતિ જેવા આકારનો છે. ધર્માસ્તિકાયાદિ છ દ્રવ્યથી ભરપૂર ચોદ રાજલોક પ્રમાણ છે. ઊર્ધ્વ, અધો અને તિર્ચ્છા એમ ત્રણ વિભાગવાળો છે. ઊર્ધ્વલોકમાં દેવો છે. અધોલોકમાં ભુવનપતિ, વ્યંતર, નારકી આદિ છે. તિર્ચ્છાલોકમાં મનુષ્યો, પશુ–પક્ષીઓ, પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ અને વિકલેંદ્રિય જીવો તથા જ્યોતિષ્ક આવી રહેલ છે. આ સર્વ સ્થાનોમાં જુદા જુદા રૂપે જીવે જન્મમરણ કરેલાં છે વિગેરે વિચાર કરી ભવભ્રમણથી વિરક્તતા મેળવવી. બારમી **બોધિદુર્લભ ભાવના** જીવને કહે કે અકામનિર્જરાએ કર્મલઘુતા મેળવી, નિગોદથી ઊંચે ચડતાં મનુષ્યજન્મ, આર્યદેશ, ઉત્તમ કુળ, પાંચે ઇંદ્રિયોની પૂર્ણતા, દીર્ઘ આયુષ્ય એ બધું તમે મેળવ્યું છે, પુન્યોદયને લઇને ધર્મોપદેશ આપનાર ગુરુ મળ્યા છે, ધર્મ તમે સાંભળ્યો છે છતાં તત્ત્વનિશ્ચયરૂપ બોધિબીજ–સમ્યગ્દર્શનની પ્રાપ્તિ થવી જીવને દુર્લભ છે. તે પ્રાપ્ત થવા પામે એવો વિચાર કરવો.

આ ભાવનાઓવડે મનને નિરંતર વાસિત કરવાથી સર્વ પદાર્થો ઉપરથી મમત્વભાવ ઓછો થતાં **સમભાવ** પ્રાપ્ત થાય છે. ચારિત્રધર્મમહારાજાની આ આજ્ઞા છે, એ ઉપદેશ છે. તેના આ ચારે સુખદ્વારા તે રાજા પોતાના નગરવાસીઓને સર્વ પ્રકારનાં સુખ પ્રાપ્ત કરાવી આપે છે. વિશ્વના સર્વ જીવોને માટે આ **ચારિત્રધર્મમહારાજા અમૃત સમાન** છે. અમૃત કોને

દુ:ખદાયી હોય ? કોઈને નહિ, તો પણ ભવચક્રપુરના કેટલાક પાપી જીવો તો તેમને જાણતા પણ નથી. તેથી આગળ વધીને કહીએ તો કેટલાક નિર્ભાગી જીવો તો ઊલટા તેની નિંદા કરે છે.

## ઉપસંહાર

**મહામોહપરાજય**ના આ ઉલ્લેખમાં આત્માના ખરા વિકાસાર્થી ભવ્યાત્માઓને ઘણું ઘણું અગત્યનું મુદ્દાસર જાણવાનું મળી આવે છે. જો પ્રથમ શાન્તિપૂર્વક તે વાંચી-વિચારી યથાશકય સ્વજીવનમાં ઉતારવા સુપ્રયત્ન સેવવામાં આવે તો તેથી અલભ્ય લાભ સાંપડવા સંભવ રહે છે. આવી ભાવ-અનુકંપાબુદ્ધિથી પ્રેરાઈ આવા અતિ ઉપયોગી લેખો '**પ્રકાશ**' માં મૂકવા મન થાય છે અને તેવો પ્રયત્ન કરવા લોભ પણ થાય છે. કોઇ ભવ્યાત્મા તેનો તાત્ત્વિક લાભ મેળવી, મહામોહનો પરાજય કરીને સ્વઆત્માની ઉન્નતિ સાધી અન્ય જિજ્ઞાસુ જનોને માર્ગદર્શક બની શકે એવો ભાવી લાભ કલ્પવામાં આવે છે તે કેટલે અંશે સાર્થક થાય છે તે તત્ત્વથી તો જ્ઞાની જાણી શકે છે. સદ્દગત આચાર્ય શ્રી કેશરવિજયજીએ દેહગામમાં ચાતુર્માસ રહી પંડિત લાલનના સહયોગથી ઉપમિતિભવપ્રપંચા કથાનું સુંદર અને સરળ ભાષામાં દોહન કરેલું છે ને તે ગ્રંથરૂપે પ્રસિદ્ધ થયેલ છે. તેમાં બોધદાયક અનેક પ્રસંગો આવે છે. જુદા જુદા ૨૧ પ્રકરણોવડે એ ગ્રંથ પૂરો કર્યો છે. તેમાંનું આ ચૌદમું પ્રકરણ ખાસ મનન કરવા જેવું છે. બની શકે તેમણે ઉક્ત આખો ગ્રંથ અવગાહી લેવા યોગ્ય છે. આત્માર્થી જનોને એટલું સંક્ષેપમાં સૂચવી વિરમું છું. આવા ઉત્તમ ગ્રંથ-રહસ્યથી ખરા તત્ત્વજિજ્ઞાસુ જનો સંતોષ

પામી સ્વજીવન સુધારી અન્ય જનોને પણ વસ્તુતઃ ઉપકારક બની શકે છે, તેથી જ તે અધિક પ્રચાર યોગ્ય છે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૫૧, પૃ. ૨૭૬–૩૨૧ ]

## સાર સમુચ્ચય દેશના.

૧. ભવપરંપરા–જન્મમરણનાં દુઃખનો અંત કરનારા અરિહંત પરમાત્માને પ્રણામ કરીને હું મતિહીન છતો ભક્તિવશ કલ્યાણકારી સાર વસ્તુઓના સંગ્રહરૂપ કંઈક દેશના કહીશ.

૨. અહો ! ચોરાશી લક્ષ જીવાયોનિવડે ગહન સંસારમાં પરિભ્રમણ કરતો જીવડો શરીર ને મન સંબંધી ભયંકર દુઃખો પામ્યા કરે છે.

૩. આર્ત્ત ( અશુભ ) ધ્યાનમાં રક્ત છતો મૂઢ આત્મા સ્વહિત કરી શકતો નથી, તેથી જ પોતે આ લોક ને પરલોકમાં મહાદુઃખ પામે છે.

૪. વિનય–આચારસંપન્ન થઈ વિષયસુખથી વિમુખ બનીને ખરા જ્ઞાન–પરિણામવડે જીવ સ્વહિત સાધી શકે છે.

૫. સદ્‌જ્ઞાન અને વિનયવડે આત્માને સદા ય વાસિત રાખવો જેથી મરતી વખત પસ્તાવો કરવો ન પડે. એવું જ લક્ષ્ય રાખવું.

૬. સાચા જ્ઞાનવડે ભાવિત જનોએ એવી રીતે જ ઉત્તમ તપ કરવો કે જેથી અતિદુર્લભ એવું ચિત્તરત્ન ખૂબ નિર્મળ થવા પામે.

૭. મનુષ્ય જન્મ પામ્યાનું એ જ ઉત્તમ ફળ છે કે જ્ઞાન–જ્ઞાનીની સેવા કરવી તથા સર્વ શક્તિ ફોરવીને સંયમ–ધર્મનું પાલન કરવું.

૮. જ્ઞાનધ્યાનનો સદભ્યાસ કરવાવડે, પરિષહ–ઉપસર્ગને જીતવાવડે અને શીલ–સંયમવ્યાપાર( સદ્આચાર )ના પાલનવડે પોતાના આત્માને સદા ય ભાવતા રહેવું.

૯. જો આત્માનું કલ્યાણ કરવું ઇષ્ટ જ હોય તો જ્ઞાન–અભ્યાસ સદા ય કરવો; તેમ જ ધ્યાન અધ્યયનવડે તપનું રક્ષણ કરવું.

૧૦. જેના હૃદયમાં ઉદ્યોતકારી જ્ઞાનરૂપ રવિ નિત્ય ઉદયમાન છે તેની પાંચે ઇન્દ્રિયોની દિશા ઊજળી (પવિત્ર) રહેવા પામે છે.

૧૧. પાપ આચરણથી રહિતપણે સાધુસેવામાં તત્પર બની, સદા ચારિત્ર–ધર્મ સેવવામાં આદર કરવો એ ખરું તત્ત્વ જાણ્યાનું ફળ છે.

૧૨. સર્વ ઉપાધિ તજી દઈ, શાન્ત ચિત્તે, ચિત્તને આનંદકારી એવું ઉત્તમ જ્ઞાનામૃત સદા ય પીવા લાયક છે.

૧૩–૧૪. વિવિધ દુઃખદાયક ભયંકર ભવ–સાગરમાં ભ્રમણ કરતા જીવને પૂર્વે કદાપિ નહીં પ્રાપ્ત થયેલું એવું જ્ઞાનરૂપી મહારત્ન અત્યારે સમ્યગ્દર્શન (સમકિત–તત્ત્વાર્થ શ્રદ્ધા) સાથે તને પ્રાપ્ત થયું છે માટે વિષયાસ્વાદમાં લંપટ બની, હવે ફરી પ્રમાદ કરીશ નહીં. (તો સુખપૂર્વક સ્વકલ્યાણ સાધી શકીશ.)

૧૫. જ્ઞાનધ્યાન ને તપોબળવડે આત્માની સદા ય રક્ષા કરવી, નહીં તો આ પ્રમાદી જીવનું શીલ–રત્ન નાશ પામી જશે.

૧૬. શીલ–રત્ન નષ્ટ થયે, મોહાંધકારવડે વ્યાપ્ત થયેલ જીવને વિવિધ જાતનાં સેંકડો દુઃખોથી ભરેલા નરકમાં નક્કી પડવું પડે છે.

૧૭. જ્યાં સુધી શરીર નિરોગી છે અને પાંચે ઇન્દ્રિયો પરવડી છે ત્યાં સુધી તપાચરણ કરવું યુક્ત છે. પછી વૃદ્ધ-વયે તપ કરવું મહામુશ્કેલ થઇ પડશે.

૧૮. શુદ્ધ તપ કરવામાં આત્મશક્તિનો, કર્મક્ષય કરવામાં જ્ઞાનનો અને શુભ પાત્રમાં ધનનો ઉપયોગ કરે છે તે વિવેકવાન પંડિત કહેવાય છે.

૧૯. ગુરુની સેવાભક્તિવડે સ્વજન્મનો, શુભ ધ્યાન ચિન્ત-વનવડે સ્વચિત્તનો અને આધ્યાત્મિક ( અંતરની ) શાન્તિ મેળવવામાં શ્રુતજ્ઞાનનો સદુપયોગ કરે છે તે પુન્યશાળી આત્મા કહેવાય છે.

૨૦. સ્નેહમય જાળને છેદીને તથા મોહરૂપ મહા-અર્ગલાને તોડીને ઉત્તમ ચારિત્રસંપન્ન શૂરવીર સાધુઓ મોક્ષમાર્ગમાં સ્થિત થયા હોય છે.

૨૧. મોહનીય કર્મવડે સમસ્ત જગત્ મોહિત થયેલું છે. ઉક્ત મોહને હઠાવી જે પ્રધાન બુદ્ધિવાળાઓ તપ સંયમ સેવે છે તેમને ધન્ય છે.

૨૨. અહો ! મોહનું કેવું માહાત્મ્ય છે કે વિદ્વાન મનુષ્યો પણ કામરાગ અને અર્થરાગમાં રક્ત થયા છતા સંસારમાં મુંઝાઇ રહે છે.

૨૩–૨૪. કામ, ક્રોધ, લોભ, રાગ, દ્વેષ અને મત્સર, મદ, માયા, મોહ, કંદર્પ–કામ ને અહંકાર એ સઘળાં ધર્મ–ધનને હરી લેનારા કટ્ટા શત્રુઓ છે; એથી જ જીવ બહુ દુઃખદાયી સંસારચક્રમાં ભ્રમણ કરતો રહે છે.

૨૫. કામ ક્રોધને આધીન થયેલ, લોભ, મોહ ને મદથી વ્યાપ્ત, રાગ-દ્વેષમય જીવ પોતે ચાર ગતિરૂપ સંસારચક્રમાં ભમ્યા કરે છે.

૨૬. સમ્યગ્દર્શન( સમ્યક્ત્વ )ને જ્ઞાન પામેલો, જિન-ભક્ત, જિતેન્દ્રિય, લોભ, મોહ ને મદ રહિત મહાશય નિશ્ચે મોક્ષભાગી-મોક્ષગામી થાય છે.

૨૭. કામ, ક્રોધ તથા મોહ એ ત્રણે મહા દુશ્મન છે. જ્યાંસુધી એ ત્રણેને જીત્યા ન હોય ત્યાંસુધી મનુષ્યને ખરું સુખ ક્યાંથી મળે ? ન જ મળે. ખરા સુખના અર્થીજનોએ એમને જીતવા જ જોઇએ.

૨૮. કામ જેવો ઉગ્ર વ્યાધિ નથી, મોહ જેવો ઉગ્ર શત્રુ નથી, ક્રોધ સમો આકરો અગ્નિ નથી અને જ્ઞાન સમું સત્ય સુખ નથી.

૨૯. કષાય ને વિષયથી વ્યાકુળ જીવોને શાન્તિ હોતી નથી અને તે ટળતાં જ પરમ અદ્‌ભુત સુખશાન્તિ સહેજે સાંપડે છે.

૩૦. વિષયકષાયરૂપી રોગોવડે સદા ય પીડા પામેલા આત્માએ જિનેશ્વરપ્રભુના પવિત્ર વચનામૃતયોગે પ્રયત્નથી શાન્તિ ઉપજાવવા યોગ્ય છે.

૩૧. વિષયરૂપી વિષધરવડે ડંસિત થયેલ ને કષાયરૂપી વિષવડે મૂર્ચ્છિત થયેલ સર્વ પ્રાણીઓનું સંયમરૂપી મહા-મંત્ર જ રક્ષણ કરનાર છે.

૩૨. કષાયકલુષિત ને રાગથી અંજાઇ ગયેલ જીવ ચાર ગતિરૂપ સંસારસાગર મધ્યે ભાંગેલી નૌકાની જેમ સીદાય છે.

૩૩. કષાયને વશ પડેલો જીવ ચીકણાં કર્મ બાંધે છે, જેથી તે સેંકડો–કરોડો ભવમાં છૂટી ન શકે એવા કષ્ટને પામે છે.

૩૪. વિષય, કષાય અને મિથ્યાત્વ સંયુક્ત થયેલું ચિત્ત સંસારવૃદ્ધિ કરે છે અને ઉક્ત દોષથી મુક્ત થયેલું ચિત્ત મોક્ષદાયક બને છે.

૩૫. કષાયનો વિજય અને ઇન્દ્રિયોનો નિગ્રહ કર્યે છતે, આત્માને સંસારનો અંત કરનાર પરમ ઉત્કૃષ્ટ સુખ પ્રગટે છે.

૩૬. કષાયોને શત્રુસમા જાણવા અને વિષયોને વિષ જેવા લેખવા તથા મોહને મહાવ્યાધિ સમાન ગણવો, એ પ્રમાણે કુશળ–જ્ઞાનીજનો કહી ગયા છે.

૩૭. વિષય ને કષાયરૂપી ચોરો ધર્મરૂપી રત્નને લૂંટી જાય છે, તેથી વૈરાગ્યરૂપી ખડ્ગની ધારાઓવડે શૂરવીરો તેનું રક્ષણ કરે છે.

૩૮. કષાયને દૂર કરી, વિષયભોગનો ત્યાગ કરવો અને ઉત્તમ સમ્યક્ત્વ ધારવું એ સઘળું હે માનવ બંધુઓ! તમને પથ્યરૂપ ( હિતકારક ) છે.

૩૯. કષાયતાપવડે તપેલા, વિષય–વ્યાધિવડે મૂર્ચ્છિત થયેલા તેમ જ સંયોગવિયોગના દુઃખથી કંટાળેલા જીવોને સમ્યક્ત્વ પરમ હિતરૂપ છે.

૪૦. સમ્યક્ત્વ સંયુક્ત નરકાવાસ પણ ભલો, પરંતુ સમ્યક્ત્વહીન હોઇ સ્વર્ગલોકમાં નિવાસ રૂડો નહીં.

૪૧. સમ્યક્ત્વની પ્રાપ્તિવાળાને નિશ્ચે નિર્વાણ( મોક્ષ )નો

લાભ થાય છે અને મિથ્યાદષ્ટિ જીવને સદા ય સંસારમાં ભ્રમણ કરવું પડે છે.

૪૨. શંકાદિ દૂષણ રહિત સમ્યક્ત્વરૂપી પરમ રત્નનો લાભ થયાથી ચારે ગતિમાં પરિભ્રમણરૂપ દુઃખ-દારિદ્ર નિશ્ચે નાશ પામે છે.

૪૩. સમ્યક્ત્વમાં દઢ મનવાળો જે સદાચાર વિભૂષિત છે તે મહાનુભાવ પંડિત, વિનીત, ધર્મજ્ઞ અને પ્રિયદર્શની લેખાય છે.

૪૪. સમ્યક્ત્વ, જ્ઞાન ને સંયમરૂપી ઔષધોપચારવડે જન્મ, જરા ને મરણરૂપી રોગોને શમાવે છે તે ખરેખર ભાવવૈદ્ય લેખાય છે.

૪૫. સમ્યક્ત્વ, જ્ઞાન ને સંયમવડે અન્ય જન્મોમાં બાંધેલાં કર્મોને નષ્ટ કરવા સદા ય અપૂર્વ આત્મનિગ્રહરૂપ સંવર સેવવો યુક્ત છે.

૪૬. મહાસુરકેલીથી પ્રાપ્ત થયેલ પવિત્ર નરભવાદિક સામગ્રી સફળ થાય તેમ સમ્યક્ત્વ, જ્ઞાન ને ચારિત્રવડે આત્માને વાસિત કરવો.

૪૭. ગત અનંતકાળે પણ કદાપિ નહીં પ્રાપ્ત થયેલું એવું દુર્લભ ઉત્તમ સમ્યક્ત્વ રત્ન અત્યારે તને ભાગ્યયોગે પ્રાપ્ત થયું છે.

૪૮. આવો ઉત્તમ નરજન્મ પ્રાપ્ત થયે છતે, પ્રમાદ રહિત ચારિત્રનું સેવન, શુદ્ધ ધર્મ-કર્મમાં અત્યંત આદર અને વૈરાગ્યમાં પરમ પ્રીતિ કર.

૪૯. મિથ્યાત્વમોહથી વ્યાપ્ત બનેલો કષાયવશવર્તી જીવ અનાદિકાળ થયાં અનંતીવાર જન્મ-મરણનાં અનંતા દુઃખ પામ્યો છે.

૫૦. સમકિતરૂપી સૂર્યના પ્રભાવથી સમસ્ત પ્રકારે ભેદાયેલું નિકટભવીનું કર્મરૂપ અંધારું કાળલબ્ધિ પ્રમુખ પાકતાં નષ્ટ થાય છે.

૫૧. સમ્યગ્ભાવવડે શુદ્ધ ને વિષય આસક્તિ રહિત, કષાયથી નિવૃત્ત થયેલ મહાશય જ ભવદુઃખનો અંત કરી શકે છે.

૫૨. સંસારભ્રમણનો અંત કરનાર સમ્યક્ત્વને પામીને જે ગુમાવે છે તે સર્વ વ્યાધિને હરનાર અમૃતનું પાન કરી તેને વમી નાંખે છે.

૫૩. દુષ્ટ ( દુઃખદાયી ) સંસારનું પરબીજ ( કારણ ) મિથ્યાત્વ છે, તેથી અવિનાશી એવા મોક્ષસુખને મેળવવા ઇચ્છનારે તેનો ત્યાગ કરવો.

૫૪. કુદર્શનીઓવડે ઠગાયેલા અભિમાની મનુષ્યો મિથ્યાત્વથી મોહિત થયા છતાં શુદ્ધ આત્મતત્ત્વને જાણતા–પિછાણતા નથી.

૫૫. મોહનીય કર્મવડે મોહિત બહુજનો, દુઃખથી બીતા હોય છે તેમ છતાં તેઓ સત્ય ધર્મનું સેવન કરી શકતા નથી.

૫૬. દુઃખભીરુ જીવોનું પણ ચિત્ત સર્વ સુખદાયક ધર્મમાં કેમ રમતું નહીં હોય ? પ્રાયે તેઓ મિથ્યાદૃષ્ટિ જ હોય છે.

૫૭. પૂર્વકર્મોપાર્જિત દુઃખ સહન કરવું માણસોને મુશ્કેલ થઇ પડે છે, તેથી હે ભવ્યજનો ! તમે સદ્ધર્મ સેવો–આરાધો, જેથી તેવાં અશુભ કર્મ નાશ પામે.

૫૮. જે સુકૃત કરે છે તેનાં દુઃખ ઉત્પન્ન કરનારાં દુષ્કર્મો એક સામટાં ક્ષય પામે છે. પુન્યનો જમાવ થતાં પાપ નાશ પામે છે.

૫૯. અન્ય સર્વ વ્યાપાર તજીને ધર્મ–વ્યાપાર જ સદા કરવો જેથી પરમસુખની પ્રાપ્તિ ઉપરાન્ત મોક્ષસુખનો પણ ભેટો થાય છે.

૬૦. સદ્ધર્મ રહિત સમય ચાલ્યો ગયે છતે, કષાય અને ઇન્દ્રિયોરૂપી તસ્કરો( ચોરટાઓ )વડે હું પોતાને લુંટાયો માનું છું.

૬૧. જ્યાં સુધી તારું આયુ બળવાન છે ત્યાંસુધી ધર્મકરણી કરવામાં મતિ રાખવી. આયુ–કર્મ ક્ષીણ થઇ ગયા પછી તું શું કરી શકીશ ?

૬૨. પ્રમાદ તજીને ધર્મ–આચરણ કરી લે. મુડદાલ જેવો થઈ ન જા. સદ્ધર્મ–કર્મમાં જાગૃત જીવોનું જ જીવિત સફળ છે.

૬૩. ધર્મી માણસો મૃત્યુ પામ્યા છતાં મૂવા નથી, તે જીવતા જ છે; પરંતુ પાપી માણસો તો જીવતાં છતાંપણ મૂવા જેવા જ છે.

૬૪. ભવદુઃખરૂપી મહાવ્યાધિને હરનારું ધર્મ–અમૃત સદા ય પીવું, ધર્મ–અમૃતનું પાન કરવાથી જીવોને સદા પરમસુખ પ્રાપ્ત થાય છે.

૬૫. સર્વ પ્રાણીઓને હિતકારી જે દયાયુક્ત સદ્ધર્મ છે તે જ અપાર સંસારસાગરથી પાર ઉતારવાને સમર્થ છે.

૬૬. જ્યારે આ જીવ કંઠગત પ્રાણ જેવી છેલ્લી સ્થિતિમાં વર્તતો હોય છે ત્યારે જૈનધર્મ સિવાય કોઇ બીજો તેનો પ્રાણ-રક્ષક થતો નથી.

૬૭. ધર્મકર્મમાં અનિપુણ–નહિ સમજનાર એવા અલ્પ આયુષ્યવાળા જીવને અહીં કયારે પોતાનું ચોક્કસ મૃત્યુ થશે તેની કશી ખબર પડતી નથી.

૬૮. જોશી લોકોએ જેનું આયુષ્ય જન્મકુંડલી કાઢી નક્કી કર્યું હોય છે તે પણ અન્ય કોઇ નિમિત્તયોગથી વહેલું ક્ષય પામે છે.

૬૯. જે મૂઢમતિ જનો જિનેશ્વરોએ પ્રરૂપેલો સર્વ સુખના મહાનિધાન જેવો ધર્મ અંગીકાર કરતા નથી તેમનો જન્મ નિરર્થક જાય છે.

૭૦. જે સ્વહિતકારી કાર્યનો અનાદર કરી પાપકર્મોમાં રક્ત થાય છે તે ચિત્તને બાળે છે, કલુષિત કરે છે, પછી મહાદુઃખદાયી સ્થિતિને પામે છે.

૭૧. જો તમને દુઃખ અપ્રિય—અનિષ્ટ લાગતું હોય અને સુખ પ્રિય લાગતું હોય તો વીતરાગ પરમાત્માના પવિત્ર ધર્મનું સેવન કરો.

૭૨. વિશુદ્ધ એવા સંકલ્પથી—દૃઢ નિશ્ચયથી સજ્જનો સ્વલ્પ જ પ્રયાસવડે ધર્મને ઉપાસે છે—આરાધે છે એ અત્યંત આશ્ચર્યકારક હકીકત છે.

૭૩. ધર્મ જ દુઃખ કે સંકટથી જીવોનું સદા ય રક્ષણ કરનાર છે, તેથી હે ભવ્યજનો! અનંત સુખદાયી એવા ધર્મનું સેવન કરવાનો જ યત્ન કરો.

૭૪ સદા શાશ્વત સુખને દેનારો જૈનધર્મ તેં પ્રસન્ન મનથી સેવ્યો—આરાધ્યો નથી; તેથી જ તું આ ભવમાં દુઃખ પામ્યા કરે છે.

૭૫. વિષયાંધ બનીને તું જે આકરાં કર્મ કરે છે તેનો કટુક ફળવિપાક ઉદય આવ્યે છતે તને કોણ બચાવશે ?

૭૬. દેવલોકમાં યથેષ્ટ ભોગ અનંતી વાર ભોગવીને જે જીવ તૃપ્તિ નથી પામ્યો તે જીવ અત્યારે આ મનુષ્યભવના તુચ્છ વિષયભોગથી શી રીતે તૃપ્તિ પામશે ?

૭૭. તત્કાળ પ્રાણનાશક હળાહળ ઝેર ખાધું ભલું, પણ

અનંતા ભવપર્યંત દુઃખ દેનારું વિષયભોગરૂપી વિષ સેવવું તે સારું નથી.

૭૮. ઇંદ્રિયજનિત વિષયસુખ સાચું સુખ નથી, પણ કલ્પના માત્ર છે. દુઃખ દેવામાં જ કુશળ એવું તે વિષયસુખ કર્મની વૃદ્ધિ માટે થાય છે.

૭૯. અશુભ વિષયોમાં પ્રવર્તતા ઉન્માર્ગગામી ઇંદ્રિયોરૂપી ચપળ અશ્વોને સ્થિર કર, વૈરાગ્યરૂપી લગામથી વશ કરી તેમને સન્માર્ગે સ્થાપન કર.

૮૦. વિષયમાં પ્રવર્તેલી પોતાની ઇંદ્રિયો જ કષાયવશવર્તી જીવને દુઃખદાયી શત્રુરૂપ છે.

૮૧. જ્યારે આત્મા મોહના સંગથી ઇંદ્રિયોના છંદે વર્તે છે ત્યારે તે દુઃખદાયક એવો પોતે જ પોતાનો શત્રુ બને છે.

૮૨. નિરંતર વિષયોમાં પ્રવૃત્ત થયેલી ઇન્દ્રિયોને, સમ્યગ્ જ્ઞાનભાવનામાં લીન કરી સ્વહિત સાધવામાં રક્ત બની નિગ્રહીત કરો–વશ કરો.

૮૩. જે અજ્ઞાની જીવ વિષયાભિલાષાથી ઇંદ્રિયોનાં સુખમાં લલચાય છે તે રોગોને પેદા કરવાનો ઉદ્યમ કરવા જેવું કરે છે અને તેને જ સુખ માની લે છે; પરંતુ પરિણામે તો તે કષ્ટ જ પામે છે.

૮૪. આત્મકલ્યાણ સાધવાના મનોરથને સફળ કરવા સુજ્ઞજનો જે શ્રમ સેવે છે તે જ પરમતત્ત્વરૂપ છે, એવું જ્ઞાની પુરુષોનું કથન છે.

૮૫. ઇંદ્રિયોને સારી રીતે દમવાવડે અને રાગદ્વેષનો જય

કરવાવડે ભવભ્રમણનો અંત કરવા માટે જે આત્માને બરાબર કાબૂમાં રાખે છે તેનું જીવિત સફળ છે.

૮૬. જેને ઇંદ્રિયો વશમાં છે, જેનું મન દૂષિત–દોષવાળું નથી અને જેનો આત્મા ધર્મમાં રક્ત છે તેનું જીવિત સફળ છે.

૮૭. જેઓ પરનિંદા કરવામાં મૂંગા છે અને સ્વશ્લાઘા–પ્રશંસા કરવાથી વિમુખ છે, તેઓ જગતમાં સર્વત્ર પૂજાય છે.

૮૮. પ્રાણાન્ત કષ્ટ પ્રાપ્ત થયે છતે પણ સજ્જનોએ પરલોક વિરુદ્ધ કાર્યો તજવાં, જેથી આત્મા સુખ–શાન્તિ પામે.

૮૯. જે પોતે વિનયયુક્ત છતો સદા અન્યનો સત્કાર કરતો રહે છે તે સર્વત્ર સર્વ કોઇને પ્રિય લાગે છે. તે કયાંય પણ તિરસ્કાર પામતો નથી.

૯૦. કદાચિત્ કિંપાકનું ફળ ખાવું સારું છે પણ ડાહ્યા માણસે ગમે તેવા મનોહર ને સ્વાદિષ્ટ વિષયો હોય તો પણ તે ભોગવવા યોગ્ય નથી.

૯૧. અજ્ઞાની જીવો સ્રીસંસર્ગનું સુખ વખાણે છે, પરંતુ એનો વિચાર કરતાં તો એ વિષયસુખ જ દુઃખોનું પ્રબળ બીજ–કારણ જણાય છે.

૯૨. કામ–અગ્નિથી દાઝેલાં દેહધારીઓનાં શરીરો, જ્યાં સુધી શાંતરસથી સિંચાયા ન હોય ત્યાં સુધી શાંત થતાં જ નથી.

૯૩. અગ્નિવડે દાઝેલાઓને શમનોપાય–શાન્તિનો ઉપાય અહીં પ્રાપ્ત થઇ શકે છે, પરંતુ કામ–અગ્નિવડે દાઝેલાઓને શમનોપાય–શાંતિનો ઉપાય તો અનેક ભવભ્રમણ કરતાં પણ પ્રાપ્ત થઇ શકતો નથી.

૯૪. કામવિકાર એ એક એવો મહાવ્યાધિ છે કે પંડિત જનોને પણ તે સમાવવો સદા દુઃસાધ્ય જણાય છે. વળી તે સંસારની અત્યંત વૃદ્ધિ કરનાર છે અને દુઃખ ઉત્પન્ન કરવા તત્પર છે.

૯૫. જ્યાંસુધી હૃદયમાં કામ–અગ્નિ અત્યંત પ્રજ્વલિત રહે છે ત્યાંસુધી જીવને કર્મો કાયમ વળગી રહે છે.

૯૬. કામરૂપી નાગ જેને ખૂબ કરડ્યો છે તેને એવી તીવ્ર વેદના થાય છે કે જેથી જીવ અત્યંત મૂર્ચ્છિત થયો છતો સંસારચક્રમાં પરિભ્રમણ કરતો રહે છે.

૯૭. અનેક દુઃખોનું જે ઉત્પત્તિસ્થાન અને સંસારને વધારનાર છે તે આ કામવિકાર મનુષ્યોની સ્મૃતિનો નાશ કરી નાંખે છે.

૯૮. સંકલ્પરૂપી યોનિથી ઉત્પન્ન થયેલો અને રાગદ્વેષરૂપી બે જીભવાળો આ અતિ ભયંકર નાગરૂપી કામ કોઈ પણ પ્રકારે વશ થઇ શકતો નથી.

૯૯. આ કામભોગની ઇચ્છા દુષ્ટ છે, સંસારચક્રને વધારનાર છે, દુઃખને ઉત્પન્ન કરવા સમર્થ છે અને સંપદાનો નાશ કરવામાં ચતુર છે.

૧૦૦. અહો ! કામવિકારને વશ પડેલા મૂઢ પ્રાણીઓ પાપકર્મ કરીને પોતાના આત્માને સંસારસાગરમાં ડુબાડે છે.

૧૦૧. અહો ! નરક–આવર્તમાં પ્રાણીઓને પટકનારા અતિ આકરા કામ–વિકારો જીવને ધર્મ–અમૃતથી વિમુખ બનાવી ભારે સ્ખલિત કરે છે.

૧૦૨. દૈવયોગે સ્મરણ માત્રથી વેર વાળનારા કામદેવે પ્રાણીઓનાં હૃદયમાં સંતાપ ઉપજાવતું-દાહ પેદા કરતું શલ્ય સ્થાપેલું છે.

૧૦૩. તેના નિવારણ માટે જિનમાર્ગમાં રક્ત થઇને સદ્ધર્તન સદા સેવતા રહો, જેથી મહામુશ્કેલીએ નીકળી શકે એવું તે કામ-શલ્ય શતખંડ-સો ટુકડારૂપે થઇ જાય.

૧૦૪. કામવિકાર ચિત્તને બગાડી નાખનાર, સદ્દગતિનો નાશ કરી નાખનાર, સદાચરણનો લોપ કરનાર તેમજ અનર્થ-આપદાને વિસ્તારનાર છે.

૧૦૫. વળી તે કામવિકાર અનેક દોષોનું ઉત્પત્તિસ્થાન છે, સદ્દગુણોનો વિનાશ કરનાર છે, પાપનો સગો ભાઇ છે અને આપદાઓને પ્રાપ્ત કરાવનાર છે.

૧૦૬. પિશાચરૂપી કામે જ સમસ્ત જગતના જીવોને છળિત કરેલા હોવાથી તેઓ પરાધીનપણે ભવસાગરમાં સદા ય ભ્રમણ કરતા રહે છે.

૧૦૭. વૈરાગ્ય ભાવનારૂપી મંત્રોવડે કામ-ઉન્માદ નિવારીને, સ્વતંત્રપણે સંયમમાર્ગમાં વર્તનારા કઇક ધીરવીર સાધુજનો પૂર્વે મોક્ષસુખ પામ્યા છે.

૧૦૮. કામાન્ધ જીવ સદ્ધર્તનને તજી દે છે, ગુરુની સેવા-શુશ્રૂષાને તથા હિતવાણીને પણ તજી દે છે, અનેક ગુણ-ગુણીનો અનાદર કરે છે, અને ચિત્તની શાંતિને ખોઇ બેસે છે.

૧૦૯. તે માટે મોક્ષસુખ મેળવવાની ઇચ્છાવાળા અને ભવભ્રમણ નિવારવાના અભિલાષી એવા ઉત્તમ યતિજનોએ ઉક્ત કામ-વિકાર સદા વર્જવા યોગ્ય છે.

૧૧૦. વિશુદ્ધ ધ્યાનનો રોધ કરનારા કામ અને અર્થ બન્ને નિત્ય વૈરી અને મહાક્રૂર છે. તે બન્નેનો સમસ્ત રીતે ત્યાગ કરનારા સાધુજનોને પરમ સુખ પ્રગટે છે.

૧૧૧. કામ-વિકારનો તાપ સહન કરી લેવો સારો, પરંતુ શીલનું ખંડન કરવું સારું નથી; કેમકે શીલનું ખંડન કરનારાઓને નિશ્ચે નરકમાં જ પટકાવું પડે છે.

૧૧૨. કામ-વિકારનો દાહ સહજ વાતમાં શમી જતો નથી. વળી કામવિકારને વશ પડી તેનું સેવન કરવાથી મહા-પાપ બંધાય છે અને તેને પરિણામે નરકમાં પડવું પડે છે.

૧૧૩. અતિ આકરા કામવિકારવડે તો અલ્પ વખત સુધી વેદના સહન કરવી પડે છે, પરંતુ શીલનું ખંડન કરવાથી તો કરોડો ભવ સુધી વેદના સહેવી પડે છે.

૧૧૪. મંત્રપદોવડે વિષના નિવારણની પેઠે જ્ઞાન-ઉપ-યોગના સામર્થ્યવડે, ગમે તેટલો આકરો કામ-અગ્નિ પણ અવશ્ય ઉપશાંત થવા પામે છે.

૧૧૫. કામભોગથી વિરમવું એ તેની શાંતિ-શમન માટે સરસ ઉપાય છે, બાકી તેનું સેવન કરવાથી તો તૃષ્ણા ઘણી વધી પડે છે ને શાંતિ વળતી જ નથી.

૧૧૬-૧૧૭. ઉપવાસ, ઊણોદરી, રસત્યાગ, સ્નાનાદિવડે શરીર શોભાનો ત્યાગ અને તાંબૂલ પ્રમુખ કામોદ્દીપક પદાર્થો સેવવાનો ત્યાગ તથા કામભોગ સેવવાની અનિચ્છા-કામનિગ્રહ-સંયમ તથા પૂર્વે મોકળીવૃત્તિથી સેવેલા કામભોગનું વિસ્મરણ કરવું એ સઘળા કામભોગરૂપી મહાશત્રુને જીતી સ્વવશ કરવાના શાસ્ત્રોક્ત ઉપાયો છે.

૧૧૮. ઇચ્છાનિરોધ કરવાવડે કામને, અત્યંત ક્ષમાગુણવડે ક્રોધને, મૃદુતા-નમ્રતાવડે માન-અહંકારને અને વિવેકકળાવડે મોહને જીતી લેવો.

૧૧૯. તે ચાર ઉપશાંત થયે છતે વિષમિશ્રિત ભોજનની જેમ લોભ-તૃષ્ણા સાવધાનતાથી તજી દઇને બ્રહ્મચર્ય જેવું ઉત્તમ વ્રત આદરવું યુક્ત છે.

૧૨૦ ચારિત્રના સારભૂત અને દેવોવડે પૂજાયેલું, સુરક્ષિત, ઉત્તમ રીતે પાળેલું બ્રહ્મચર્ય સકળ કર્મ-મળને દૂર કરી આત્મશુદ્ધિ કરવાનો શ્રેષ્ઠ ઉપાય છે.

૧૨૧. જે આ લાવણ્યની નદી જેવી પ્રમદા-નારી દીસે છે તેને સેંકડો ગમે દુઃખ-તરંગથી ભરેલી ભયંકર વૈતરણી સમી સમજવાની છે.

૧૨૨. સંસારના બીજરૂપ, દુઃખોની મોટી રાશિરૂપ અને પાપના ભંડારરૂપ નારીઓનું નિર્માણ કોણે કર્યું ?

૧૨૩. આ નારી અગ્નિની પ્રગટેલી જ્વાળા સરખી છે, જેમાં મનુષ્યોનાં યૌવનનો અને ધનોનો હોમ-સંહાર થવા પામે છે.

૧૨૪. નરકરૂપી અંધકૂપમાં પાડનારી, સ્વર્ગમાર્ગમાં મહાન્ અંતરાય કરનારી અને અનર્થોને ઉપજાવનારી એવી નારીઓ કોણે બનાવી ?

૧૨૫. સેંકડો ગમે કૃમિજાળથી ભરેલાં, દુર્ગંધીભર્યા મળથી પૂરેલાં અને ચામડાંમાત્રથી મઢેલાં સ્ત્રીઓનાં દેહમાં શી રમણીયતા લાગે છે ?

૧૨૬. જેઓ કામવિકારને ટાળી શકયા છે તેઓ ખરેખર સુખી થયા છે. બ્રહ્મચર્ય જેવું ઉત્તમ વ્રત સારી રીતે પાળે તે ઉત્તમ ગતિ પામે છે.

૧૨૭. વિષયભોગનો અર્થી થઇને જે મુગ્ધ જીવ મોહને વશ થઇ કામભોગની પ્રાપ્તિનું નિયાણું કરે છે તે કેવળ દોરાની ખાતર અમૂલ્ય રત્નના હારને તોડી નાંખે છે.

૧૨૮. કર્મરિપુઓને જીતી લેવાની ઇચ્છાવાળા વિવેકીજનોએ ભવ-ભોગ ને શરીર વિષે પરમાર્થ બુદ્ધિથી સદા ય વૈરાગ્ય ધારણ કરવો.

૧૨૯. જ્યાં સુધી મૃત્યુરૂપી વજ્રવડે શરીરરૂપી શૈલ(પર્વત)નો નાશ ન કરાય ત્યાં સુધી કર્મ-વૈરીનો વિનાશ કરવા નિમિત્તે મનનો ઉપયોગ કરી લેવો.

૧૩૦. કામ ને અર્થનો સંગ તજી ધર્મધ્યાનને સદા સેવતો રહે અને દુર્લભ માનવભવ પામીને સ્નેહમય જાળોને છેદી નાંખ.

૧૩૧ જેને અંતે નરકમાં તીવ્ર વેદના સહેવી પડે છે તેવા વિષયોને સદાચારથી ચૂકી-ભ્રષ્ટ બની જીવો શામાટે સેવતા હશે ?

૧૩૨. સદાચારથી ભ્રષ્ટ ચિત્તવાળા અને વિષયોમાં આસક્તિ-વાળા જીવોને જ નરકોને વિષે આકરાં દુઃખો સહન કરવાં પડે છે.

૧૩૩. વિષયરસમાં લુબ્ધ થઇ રાગદ્વેષને વશ બની જે હતભાગી જીવ વૈરાગ્ય-શાંતરસનું સેવન કરતો નથી તેનો આત્મા ખૂબ ઠગાય છે.

૧૩૪. આત્મા અજ્ઞાન, મિથ્યાત્વ, કષાય, યોગ અને

અવિરતિવશ જે કાંઈ કર્મ કરે છે તેનું ફળ તેને અનેક રીતે ભોગવવું પડે છે; તેથી નવાં કર્મને રૂંધી સ્વઇંદ્રિયોને વશ કર.

૧૩૫. ઇંદ્રિયોને સ્વેચ્છાએ ફરતી અટકાવી પોતાનો આત્મા વશ રાખવો, જેથી અક્ષય અનંત મોક્ષસુખોનો ભોગી તું સહેજે થઇ શકશે.

૧૩૬. સહેજે પ્રાપ્ત થયેલા ઇષ્ટ કામભોગને વિષે પણ મહાન્ પુરુષોને ગૃદ્ધિ હોતી નથી; બીજાઓને ગૃદ્ધિ હોય છે તેને વૈરાગ્ય કદાપિ આવતો નથી.

૧૩૭. છ ખંડનો સ્વામી ચક્રવર્તી, સઘળી પૃથ્વી તથા ઋદ્ધિ–સિદ્ધિ અને સઘળા સ્વાર્થ તેમજ કામભોગને તૃણની જેમ તજી દઇ જૈન દીક્ષાને સ્વીકારે છે.

૧૩૮. કૃમિ–કીડા જેવા આપણુને એવી કઇ સુંદર વસ્તુ ભોગવવા યોગ્ય છે કે જેના કારણે આપણે નિરર્થક ઘરજંજાળમાં પડી સીદાયા કરીએ છીએ ?

૧૩૯. જેણે તને ભવસાગરમાં પારાવાર દુઃખ દીધું તે અતિ આકરા કર્મ–શત્રુને કબજે કરવાની તને કેમ વાંચ્છા થતી નથી ?

૧૪૦. સદા ય વિષયભોગને સેવનારા તથા માંસભક્ષણ કરવામાં રક્ત રહેનારા એવા લોકો પણ પોતાનામાં પવિત્રપણું માને છે એથી વધારે વિચિત્ર બીજું શું ?

૧૪૧. જેથી કર્મનો વિશેષ ક્ષય થવા પામે અને નવા કર્મનો સંચય ન થાય તેવું જ સદાચરણ મોક્ષસુખના અભિલાષી જનોએ કરવું જોઇએ.

૧૪૨. અપ્સરાઓના સમુદાયથી વ્યાપેલા અને દેવોથી શોભિત દેવલોકને વિષે પૂર્વે તને અનેક વાર વિવિધ પ્રકારનાં મનોવાંચ્છિત ભોગ પ્રાપ્ત થયેલા છે;

૧૪૩. તેમ જ વળી અનેકવિધ દુઃખોવડે અત્યંત ભયંકર રૌદ્ર–રૌરવ નરકને વિષે કર્મવશે તું ઘણો લાંબો વખત વસ્યો છું–તારે ત્યાં દુષ્ટ કર્મસંયોગે જઇ વસવું પડ્યું છે.

૧૪૪. તપાવેલા તેલની કડાઇઓ વિષે તળાતાં તને જે પરમ દુઃખ વેઠવું પડ્યું છે તેનું વર્ણન કરતાં પાર પમાય તેમ નથી.

૧૪૫. અનેક પ્રકારના ભયંકર યંત્રોને વિષે પીલાતા તને થતા દાહવડે પૂર્વકર્મના સંબંધથી અત્યંત આકરી વેદના તારે સહન કરવી પડી છે.

૧૪૬. વળી વિષ્ટા અને મળથી ભરેલા, અશુચિ, કફ અને ચરબીવાળા માતાના ગર્ભવાસમાં દૈવયોગે તારે લાંબો વખત રહેવું પડ્યું છે.

૧૪૭. તેમ જ તિર્યંચગતિમાં છેદન–ભેદનવડે તને જે દુઃખ વેઠવું પડ્યું છે તેનું વર્ણન કરોડો જીભોવડે પણ કરવા કોઇ પુરુષ સમર્થ નથી.

૧૪૮. દેવ, નારક, માનવ અને તિર્યંચ ગતિમાં અહોનિશ ભ્રમણ કરનારા જીવને સંસારચક્રમાં મળતું એવું કોઇ સુખ બાકી રહ્યું નથી કે જે તને અનેક વાર પ્રાપ્ત થયું ન હોય.

૧૪૯. કર્મના સંબંધથી ચઉગતિદાયક આ અત્યંત ભયંકર સંસારચક્રમાં ભ્રમણ કરતા જીવને અનેક વાર સુખદુઃખની પ્રાપ્તિ થઇ ચૂકી છે.

૧૫૦. અત્યંત ક્ષણિક–અમુક વખત સુધી જ ટકનારું ને પછી આપોઆપ નાશ પામી જનારું એવું આવેલું કષ્ટ જાણી તું કેમ વૈરાગ્ય પામતો નથી ? તારા જીવિતને ધિક્કાર છે !

૧૫૧. જીવિત વિજળીના વેગ જેવું, સંયોગ સ્વપ્નમાયા જેવો, સ્નેહ સંધ્યાના રંગ જેવો ને શરીર ડાભની અણી ઉપર રહેલા જળબિંદુ જેવું ક્ષણિક–ક્ષણ વિનાશી–અસ્થિર–છેહ આપનારું છે એમ તું જાણી લે.

૧૫૨. ભોગવિલાસો ઇંદ્રધનુષ્ય જેવા, સંપદા શરદ્‌ઋતુના વાદળ જેવી અને યૌવન જળમાં દોરેલી લીંટી જેવું અસ્થિર–છટકી જનાર છે.

૧૫૩. કંઈક સરખી વયના ભાઇબંધોને મૃત્યુએ કબજે કરી લીધા, તે દેખ્યા છતાં તારા મનને કેમ લગારે વૈરાગ્ય–અરેકારો આવતો નથી ?

૧૫૪. જેનો શાસ્ત્રાભ્યાસ સારો છે એવા કોઈપણ વિદ્વાનને સર્વ અશુચિમય, વિનાશશીલ અને રોગગ્રસ્ત કાયામાં રતિ–પ્રીતિ થાય ખરી ?

૧૫૫. વિવિધ ભોજન અને વસ્ત્રાદિવડે ઘણો વખત સારી રીતે સાચવી રાખેલી કાયા અંતે તો બગડી જાય જ છે, તો પછી બાહ્ય વસ્તુઓમાં મમતા શી કરવી ?

૧૫૬. મોહ, મમતા, શોક અને ત્યાગવિકળ લોકો સ્વજન કુટુંબીજનો સાથે વૃથા જ રાગ ધરી રાખે છે. સહુ સ્વાર્થનું જ સગું છે, કોઈના બંધુઓ સાથે આવ્યા નથી તેમ સાથે જનારા પણ નથી.

૧૫૭. પ્રાણધારી–જન્મ પામેલા પ્રાણીમાત્રને અવશ્ય મરવાનું

છે, તેથી હે સુજ્ઞ જનો! બંધુજનનું મરણ થયે તમે શોક સંતાપ કરશો નહિ.

૧૫૮. ખરું સ્વકર્તવ્ય વિસારીને જે મોહ–મમતામાં રાતો રહી, બીજી નકામી ખટપટમાં પડી જાય છે તે પોતાના હિત-માર્ગથી ચૂકી જાય છે.

૧૫૯. સ્વહિત તો સમ્યગ્જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપનું યથાર્થ વિધિવડે સેવન–આરાધન કરવાવડે જ થાય છે, એમ સર્વજ્ઞ ભગવંતો કહે છે.

૧૬૦. સુખશીલતા–શાતાગારવમાં મગ્ન થઈ રહેલા અને વિષયરસમાં લંપટ બનેલા સાધુઓ પણ સ્વહિતમાર્ગથી ચૂકી જઇ ગૃહવાસી બની ગયા છે.

૧૬૧. ઘણા ઈષ્ટ વિયોગ દેખ્યા અને પુષ્કળ દ્રવ્યનો વિનાશ થયેલો જાણ્યો છતાં નિર્લજ્જ ચિત્ત વિષયસુખનો રસ ચાખવામાં લંપટ બન્યું રહે છે, તે ખેદજનક વાત છે.

૧૬૨. જે પ્રકારે ચિત્તની ઘણી નિર્મળતા થવા પામે તેવી રીતે જ્ઞાની–વિવેકી જનોએ પ્રયત્નવડે ઉદ્યમ કરવો ઘટે છે.

૧૬૩. જેનું મન રાગાદિક દોષ રહિત નિર્મળ બન્યું છે, તેને ઉદય આવેલું શુભાશુભ–સુખદુઃખ સઘળું નિષ્ફળ થાય છે; સંસારને વધારનાર થંઇ શકતું નથી.

૧૬૪. અભવ્ય જીવને, સંસારનો અંત કરવા હર્ષ–ઉત્સાહ, ઇંદ્રિયોનો નિગ્રહ કરવા દૃઢતા અને ક્રોધાદિ કષાયોને નિર્મૂળ કરવા પુરુષાતન પ્રાપ્ત થઈ શકે જ નહિં.

૧૬૫. રાગદ્વેષાદિક દોષોને ટાળવા અને ચિત્તને શુદ્ધ-નિર્મળ કરવું એ જ ખરું ઉત્કૃષ્ટ તત્ત્વ-સ્વરૂપ છે, એ અગત્યની વાત મૂઢ માણસો-જડભરતો જાણતા જ નથી.

૧૬૬. સ્વહિતૈષી જ્ઞાની સજ્જનોએ મનને એવું શાણું ને સમભાવી બનાવવું જોઇએ કે તે ગમે તેવી આકરી આપત્તિમાં પણ વાંકું થવા ન જ પામે અને રોષ-તોષનાં પ્રબળ કારણો મળ્યા છતાં પણ કાબૂમાં રહે ને વિકાર પામે નહીં.

૧૬૭. ભારે આકરી આપદા પામ્યા છતાં મનમાં ખેદ-ઉદ્વેગ કે આકુળતારૂપી વિક્રિયા-વિકાર નથી જ પામતા તેવા સાધુચરિત માનવોને ધન્ય છે.

૧૬૮. કોઇ પણ કારણે સંક્લેશ ન જ કરવો; કેમકે સંક્લેશથી ચીકણાં કર્મ બંધાય છે. સંક્લેશવાળા પરિણામવડે જીવ ભવચક્રમાં ભ્રમણ કરતો દુઃખી થાય છે.

૧૬૯. સંક્લેશ પરિણામવડે ક્રોડો ભવોમાં દુઃખ દેનારા અતિ આકરા-ભારે ઉગ્ર કર્મ બાંધવાનો પ્રસંગ જીવને વારંવાર આવ્યા કરે છે.

૧૭૦. ચિત્ત-રત્નને સંક્લેશ દોષ રહિત સદા સુપ્રસન્ન રાખવું, એ મહાન્ પુરુષોનું ઉત્તમ ધન છે, જેથી જન્મ-મરણ રહિત મોક્ષસ્થાન સહેજે મળે છે.

૧૭૧. મહાન્ પુરુષોનું એક ટૂંકું લક્ષણ છે કે તેઓ સંપત્તિમાં ફુલાઇ જતા નથી, હર્ષ-ઉન્માદ પામતા નથી અને વિપત્તિમાં દીનતાને ધારણ કરતા નથી, દરેક અનુકૂળ, પ્રતિકૂળ પ્રસંગે તેઓ સમભાવે રહી શકે છે.

૧૭૨. પૂર્વકર્મના સંબંધથી આપત્તિ આવી પડે ત્યારે ધૈર્ય ધારણ કરવું એ જ પરમ ઉપાય છે, પરંતુ તેવે સમયે ખેદ કરવો યુક્ત નથી.

૧૭૩. વિશુદ્ધ પરિણામવડે સર્વત્ર શાંતિ પ્રસરે છે અને સંક્લિષ્ટ પરિણામવડે અનેક ભવભ્રમણ કરવા છતાં પણ કયાંય શાંતિ મળતી નથી.

૧૭૪. સંકલિષ્ટ ચિત્તવાળા જીવોને સંસારની વૃદ્ધિ થાય છે અને ચિત્તની વિશુદ્ધ વૃત્તિ સંપદા ને મુક્તિ દેનારી થાય છે.

૧૭૫. જયારે ચિત્તની વિશુદ્ધિ થાય છે ત્યારે તત્ત્વજ્ઞાની પુરુષોને આપદાઓ ને સંપદાઓ સરખી બની રહે છે, કેમકે મહાન્ પુરુષોનું સર્વ ચરિત્ર ગહન હોય છે.

૧૭૬. અવળે માર્ગે ચઢેલા અન્યને પણ સવળે માર્ગે આણવો યુક્ત જ છે, તો પછી અત્યંત વિષયવિકારના માર્ગે ચઢી ગયેલા નિજ મનને આશ્રી તો કહેવું જ શું ?

૧૭૭. અજ્ઞાન અથવા મોહથી જે કાંઇ નઠારું-નિંદ્ય કામ કરવામાં આવ્યું હોય તેમાંથી મનને પાછું વાળી દેવું અને ફરી તેવું હલકું કામ કરવું નહીં.

૧૭૮. જે તેં પાપકર્મ કર્યાં છે તે અત્યંત કઠોર પાપ-કર્મનો વિપાક-ઉદય થતાં હે મૂઢાત્મા ! થોડા વખતમાં તું તેનું કડવું ફળ પામીશ.

૧૭૯. પોતાના બન્ને કાનવડે પોતાની જાતને થોડી પણ ગોપવતાં સસલાની પેરે જે કંઇ દુષ્કૃત કર્યું હશે તેનું કડવું

ફળ તને થોડા જ વખતમાં મળી જશે, એમ સમજી કર્મ-બંધનથી જ અટકવું.

૧૮૦. અજ્ઞાનથી વૃદ્ધિ પામતા પાપકર્મની જે શુદ્ધિ નથી કરતો તે કર્મઋણથી અત્યંત દબાયો છતો પાછળથી પશ્ચાત્તાપ પામે છે.

૧૮૧. પૌદ્‌ગલિક સુખની પ્રાપ્તિ માટે મૂઢ મનુષ્યો એવાં પાપકર્મ કરે છે કે જેથી તેઓ ક્રોડોગમે ભવોને વિષે ભારે કષ્ટ પામતા રહે છે.

૧૮૨. હું પરને ઠગું એવી બુદ્ધિથી જેઓ માયા-કપટ કરે છે તેઓ ઉભયલોકમાં પોતાના જ આત્માને ઠગે છે અને સદા દુઃખી થાય છે.

૧૮૩. મરણ નજીક આવ્યું, તેમ છતાં કંઇ પણ સુકૃત્ય-કમાણી ન કરી તો આવો ઉત્તમ મનુષ્યભવ પામ્યા છતાં જન્મારો બધો નિષ્ફળ ગયો.

૧૮૪. જે પ્રાણી કર્મપાશથી મુક્ત થવા યોગ્ય પ્રયત્ન કરતો નથી તે આ સંસારકારાગૃહમાં–કેદખાનામાં સદા ય બંધાયેલો જ રહે છે.

૧૮૫. વિષયરસના લોભી વાસુદેવ અને પ્રતિવાસુદેવ જેવા સમર્થ પુરુષો પણ સ્વજનબંધુઓના રાગબંધનથી બંધાયા છતાં આ ગૃહસ્થાવાસરૂપી બંધીખાનામાં રહ્યા બાદ નરકવાસમાં આકરાં દુઃખો પામે છે.

૧૮૬. અરે ! આ જ જન્મમાં ગર્ભવાસમાં પણ તને જે દુઃખ પ્રાપ્ત થયેલું છે તે પણ તું અત્યારે વિસરી ગયો છો, તેથી તેં આત્માને પીછાણ્યો જ નથી.

૧૮૭. ચોરાશી લાખ જીવાયોનિ મધ્યે મોહવશ પરિભ્રમણ કરતા તને વિવિધ પ્રકારનાં કડવાં અસહ્ય દુઃખોનો અનુભવ થઇ ચૂકયો છે,

૧૮૮. તેમ છતાં હે મૂઢ જીવ! તું આ સંસાર સંબંધી દુઃખથી કેમ કંટાળતો નથી? તું લોભવડે વિષયાસક્ત બની આ સંસારમાં જકડાઇ ગયો જણાય છે.

૧૮૯. તેં પૂર્વે કરોડો ભવમાં જે પુષ્કળ કર્મ ઉપાર્જ્યું છે તે જો તું છેદી નહીં શકે તો તારો આ મનુષ્યજન્મ નિષ્ફળ ગયો જાણજે.

૧૯૦. અજ્ઞાની જીવો અબજો જન્મોમાં અજ્ઞાનકષ્ટવડે જેટલાં કર્મ ખપાવે તેટલાં કર્મો, જ્ઞાની પુરુષો સંયમયોગમાં સાવધાનપણે રહ્યા છતા બે ઘડીની અંદર ખપાવે છે.

૧૯૧. જેમાં કર્મ–નિર્જરા ન કરી કે કર્મ–નિરોધ ન કર્યો તે જન્મ શા કામનો? સંસારની અસારતા કહેનારા ને માનનારાને તો એ જ કર્તવ્યધર્મ આચરવો રહ્યો.

૧૯૨. જન્મ તેનો જ પ્રમાણ કે જે વિવેકી મહાત્માએ જન્મ ધારણ કરીને મહાકટુક ફળ આપનારાં કર્મોને સારી રીતે સાવધાનપણે ખપાવી દીધાં હોય.

૧૯૩. રોષની ઉપર ભારે રોષ લાવીને અને માનની ઉપર જય મેળવવા અહંકાર લાવીને તેમ જ મમતા ઉપર મમતા તજી દઈને તું સ્વતંત્ર થા.

૧૯૪–૧૯૫. પરિગ્રહ–માયા ઉપર અત્યંત અરુચિ, મુક્તિ

ઉપર ઉત્કૃષ્ટ રાગ, ઉત્તમ ધ્યાનમાં ચિત્તની એકાગ્રતા અને આર્ત્ત, રૌદ્ર ધ્યાનથી સદન્તર વિરમવું, ધર્મનો સંચય કરવો અને કર્મનો ક્ષય કરવા પ્રયત્ન કરવો તેમ જ સાધુજનોના સદાચરણમાં ચિત્ત રાખવું તે સર્વદા પાપનાશક છે.

૧૯૬–૧૯૭. માનરૂપી મજબૂત સ્થંભનો ચૂરો કરી, લોભ-રૂપી પહાડને વિદારી નાંખી, માયારૂપી વિષવેલીને ઉખેડી કાઢી, ક્રોધ–શત્રુનો નિગ્રહ કરી, કલ્યાણકારી યથાખ્યાતચારિત્રને પ્રાપ્ત કરી, શુક્લધ્યાનમાં તત્પર રહ્યા છતાં સકળ કર્મનો ક્ષય કરી કંઇક મહાનુભાવો પરમપદ પામ્યા છે.

## ખરા દાનપાત્ર–સાધુજનો.

૧૯૮–૧૯૯. મમતાદિ રહિત, ધીર, રાગાદિક દોષવર્જિત, શાન્ત, દાન્ત, તપસ્વી, મુક્તિની સાધના કરવામાં સાવધાન, તેમ જ સંતોષ ભાવના તથા સત્ય ભાવનાવડે યુક્ત અને તત્ત્વાર્થ ચિન્તવનમાં તત્પર રહેનારા એવા ઉત્તમ સાધુજનોને ખરા દાનપાત્ર ( ભક્તિ લાયક ) સમજવા.

૨૦૦. તેઓ સંતોષ ભાવનાવડે દુઃખનો અંત કરે છે, સત્ત્વ ભાવનાવડે ભયનો નાશ કરે છે અને જ્ઞાન ભાવનાવડે નિશ્ચે કર્મનો નાશ કરે છે.

૨૦૧. સમભાવ–શાન્તભાવનું સેવન કરવા જેઓ એક નિશ્ચયવાળા છે, કર્મ–શત્રુઓનો પરાભવ કરવા જેમનું દૃઢ લક્ષ છે અને વિષયવિકારોથી જેઓ લેપાતા નથી તેવા શ્રેષ્ઠ સાધુ-જનો ખરેખર ભક્તિ લાયક છે.

૨૦૨. નિઃસંગી–નિરાગી–નિઃસ્પૃહી છતાં પણ સદાચાર–

રસિક, નિઃસ્નેહી છતાં શાસ્ત્ર ઉપર સ્નેહવાળા અને આભૂષણ રહિત છતાં તપ-ભૂષણથી ભૂષિત એવા યોગીજને-સંતપુરુષો સદા ય દાનપાત્ર ( સેવા-ભક્તિ કરવા યોગ્ય ) છે.

૨૦૩. જે મહાત્માઓએ પોતાની કાયા ઉપરથી પણ મમતા ઉતારી નાંખી છે અને સર્વ પ્રાણીવર્ગનું હિત કરવા તત્પર રહે છે તેવા સંયમી સાધુઓ ખરેખરા દાનપાત્ર છે.

૨૦૪-૨૦૮. પરિષહોને જીતવા સમર્થ, કર્માંને નિર્મૂળ કરવાને સશક્ત, જ્ઞાન-ધ્યાન-તપરૂપી આભૂષણધારી, શુદ્ધ આચાર પાલન કરવા સદા ય સાવધાન, અત્યંત સ્થિર મનવાળા, શાન્ત સ્વભાવી, નિર્વિકારી, મંગળકારી-મંગળમૂર્તિ, મહામોહાદિક શત્રુઓ જેના સમી ગયા છે-**શાન્ત** થઇ ગયા છે, કામક્રોધાદિકનો નાશ કરનાર, નિન્દા યા સ્તુતિમાં સમભાવી, ધીર, શરીર ઉપર પણ સ્પૃહા ( મમતા ) રહિત, જિતેન્દ્રિય, ક્રોધ અને લોભરૂપી મહાસમર્થ શત્રુનો જય કરનાર, રાગદ્વેષથી મુક્ત, મોક્ષપદ પામવા ઉત્સુક, જ્ઞાન-અભ્યાસમાં સદા ય રક્ત અને વૈરાગ્યરસમાં ભીના ( રંગાઇ ગયેલા ) એવા મહાનુભાવી મુનિને પોતાના આંગણે ભિક્ષાર્થે આવેલા જોઇને જે મૂઢ-દુર્મતિજન તેના ઉપર મોહાન્ધપણે દ્વેષ કે ઇર્ષ્યાભાવ કરે છે તે દુર્ભાગી, હાથમાં આવેલો અપૂર્વ લાભ ગુમાવી દે છે.

૨૦૯. માયા અને તૃષ્ણાને ટાળી અને રાગદ્વેષને દૂર કરી, પરમ પરાક્રમી પુરુષાર્થવંત મહાત્માઓ પરમપદને પ્રાપ્ત થયા છે.

૨૧૦. જેઓ તપોબળથી કર્મ-શત્રુના મહાસૈન્યને પ્રસન્ન ચિત્તે હઠાવે છે-ખાળી રાખે છે તે યતિજનો ધીરપુરુષોમાં પણ પણ ધીર-મહાધીર છે.

૨૧૧. જે સાધુજનો પરિષહોને જીતવામાં, ઇન્દ્રિયોનો નિગ્રહ કરવામાં અને કષાયોનો નિગ્રહ કરવામાં શૂરા છે તેમને જ જ્ઞાનીઓએ ખરા શૂરા કહ્યા છે.

૨૧૨. સ્વચારિત્રધર્મમાં સ્થિર બુદ્ધિવાળા સાધુ નવાં નવાં કર્મ ગ્રહણ કરતા નથી અને વિશુદ્ધ ધ્યાનના અભ્યાસથી પૂર્વ-કર્મનો અત્યન્ત ક્ષય કરે છે.

૨૧૩. સંસારવાસનાથી નિવૃત્ત થયેલા અને શિવસુખને પ્રાપ્ત કરી લેવા સદા ઉજમાળ થયેલાને જ ઉત્તમ પુરુષોએ ખરા જ્ઞાની કહ્યા છે. તે સિવાયના પુદ્ગળના અર્થી જનોને તો સ્વાર્થસાધુ જ સમજવા.

૨૧૪. જે પ્રસન્ન ચિત્તે સર્વ જીવ ઉપર સમભાવ રાખે છે અને મમત્વભાવથી મુક્ત બને છે તે મહાનુભાવ મોક્ષ–મહા-પદને પામે છે.

૨૧૫–૧૬. જે ઇન્દ્રિયોને કબજે રાખવામાં શૂરા છે, નવાં કર્મબંધન કરવામાં કાયર છે, વળી તત્ત્વચિન્તક, હિતસ્વી ને સ્વશરીર ઉપર પણ સ્પૃહા રહિત છે, પરિષહોરૂપ મહાશત્રુઓનું બળ હઠાવવામાં અને કષાયોનો નિગ્રહ કરવામાં શૂરા છે તે જ ખરા શૂરવીર કહેવાય છે.

૨૧૭. તન મેલા છતાં ઉજ્જવળ મનવાળા, ધીર અને સદા બ્રહ્મ-ચારી એવા સાધુજનો જ્ઞાનાભ્યાસમાં કાયમ રક્ત રહેનારા હોય છે.

૨૧૮. જ્ઞાનભાવનાવડે પુષ્ટ અને અન્તરાત્માવડે તુષ્ટ એવા સાધુજનો અપ્રમત્ત ગુણસ્થાનકને પામી આત્મકલ્યાણ સાધે છે.

૨૧૯. જે સંસારવાસનાથી ત્રાસ્યા છે, બાહ્ય–અંતર પરિ-

ગ્રહના ત્યાગી છે અને વિષયવિકારોથી વિરમ્યા છે તેવા સાધુ-જનોનું જ જીવિત પ્રશંસવા યોગ્ય છે.

૨૨૦. સંસારચક્રનો અંત કરે એવી ઉત્તમ આચરણા જે સજ્જનો સદા આચરતા રહે છે તેઓ રાગ દ્વેષનો ક્ષય કરીને મોક્ષપદને પામે છે.

૨૨૧-૨૨૩. જે શત્રુ-મિત્ર, માન-અપમાન, લાભ-અલાભ ને પથ્થર-કંચનમાં સમભાવ રાખે છે, વળી જે સમ્યક્ત્વ ભાવનાવડે શુદ્ધ છે, જ્ઞાનસેવામાં સાવધાન છે, ચારિત્રાચારમાં સદા રક્ત છે અને અક્ષયસુખનાં આકાંક્ષી છે-એવા મહાનુભાવ તપસ્વી સાધુને દેખી જે દુર્મતિ તેનું અપમાન કરે છે તે મનુષ્યજન્મ પામ્યાનું પ્રધાન ફળ સર્વથા હારી જાય છે.

## " નિઃસંગતા "

૨૨૪. રાગાદિક દોષને વધારનારી મમતાને તજી દેનારા, દૃઢ વ્રતધારી, ધીર ને નિર્મળ ચિત્તવાળા, મહામતિવંત મુનિજનો વિવિધ પ્રકારના તપને આદરે છે.

૨૨૫. સંસારથી વિરક્ત ચિત્તવાળા અને મોક્ષસુખના અર્થી એવા પ્રતિબંધથી નિવર્તેલા નિર્ગ્રંથ મુનિજનોનું જીવિત ખરેખર પ્રશંસાપાત્ર છે.

૨૨૬. સાત ભયથી મુક્ત, અપ્રમત્ત ને ત્રિકાળ શુભ યોગયુક્ત મુનિજનોનું જીવિત સફળ છે.

૨૨૭. આર્ત્ત-રૌદ્રધ્યાનનો પરિત્યાગ અને ધર્મ-શુક્લધ્યાનનું આસેવન કરવાથી જીવ અક્ષય-અનંતસુખરૂપ નિર્વાણપદ પામે છે.

૨૨૮. આત્માને બરાબર નિયમમાં રાખી, વિષયસુખથી શીઘ્ર વિરક્ત થઈને રહેનારા જ્ઞાનાભ્યાસમાં રક્ત એવા સુજ્ઞ સાધુ સહેજે સ્વહિત સાધી શકે છે.

૨૨૯. જેમ જેમ મમતારૂપ તરુનાં બંધનો સાવધાનપણે ત્યાગ કરવામાં આવે છે તેમ તેમ કર્મ છૂટતાં જાય છે અને કર્મનો ઉચ્છેદ થતો જાય છે તેમ તેમ મોક્ષપદ નજદીક આવતું જાય છે.

૨૩૦. જેનો પરિત્યાગ કરીને જવું પડે તે વસ્તુ પોતાની શી રીતે હોઇ શકે ? એમ અંતરમાં વિચારી-સમજી વિદ્વાન પુરુષ શરીર ઉપરની પણ મમતા તજે છે.

૨૩૧. ખરેખર જેઓ પરિગ્રહ ભેગો કરવામાં રક્ત છે તેમને આત્મા પ્રિય નથી. ( કારણ કે આત્માનું તે અહિત કરે છે. )

૨૩૨. શરીરમાત્રની મૂર્છા-મમતાથી પાપ-આરંભની વૃદ્ધિ થાય છે. તેવા અનિત્ય, ક્ષણભંગુર અને અશરણ શરીર વિષે વિવેકી-જ્ઞાનીએ મમતા તજવી ઘટે છે.

૨૩૩. શરીરમમતાથી રસવૃદ્ધિ થાય છે, રસવૃદ્ધિ થયે ધનસંચયની વાંછના થાય છે, ધનસંચયથી લોભ વધે છે ને લોભથકી સંસારચક્રમાં વધારે પરિભ્રમણ કરવું પડે છે.

૨૩૪. મમતાથી લોભ પેદા થાય છે અને લોભથી રાગ પેદા થાય છે. રાગથી દ્વેષ પેદા થાય છે અને દ્વેષથી દુઃખની પરંપરા ચાલ્યા કરે છે-દુઃખ વધ્યા જ કરે છે.

૨૩૫. નિર્મમત્વ એ પરમ તત્ત્વ છે, નિર્મમત્વ એ પરમ સુખરૂપ છે અને નિર્મમત્વ એ મોક્ષનું પરમ બીજ ( ઉપાદાન કારણ ) છે એમ જ્ઞાનીઓએ કહ્યું છે.

૨૩૬. નિર્મમત્વ ભાવ અત્યંત દઢ થયે છતે જન્મમરણનો ઉચ્છેદ કરનારું પરમ ઉત્કૃષ્ટ શાશ્વતસુખ આત્માને પ્રાપ્ત થાય છે.

## અર્થનું અનર્થપણું.

૨૩૭. અર્થ-સંચય અનર્થ( આપદા )નું મૂળ છે, અર્થ સુખશાન્તિનો ભંજક છે, અર્થ ક્રોધાદિક કષાયને પેદા કરનાર છે અને વિવિધ દુઃખોને ઉપજાવનાર છે.

૨૩૮. સંસારમાં પહેલાં સઘળી સંપદા પ્રાપ્ત કરેલી તે તજી દીધી, તેના ઉપર ફરી પ્રીતિ કરવી તે ભોજન કરીને વમી નાખેલા અન્નની ઉપર પુનઃ પ્રેમ કરવા જેવું દુઃખરૂપ છે.

૨૩૯. દ્રવ્યનો સંગ્રહ કરી કયો પુરુષ તેને સાથે લઇ પરલોક સીધાવ્યો છે ? જે માટે તૃષ્ણાની આગથી સંતપ્ત છતો જીવ આકરાં ( ચીકણાં ) કર્મ બાંધે છે.

૨૪૦. તૃષ્ણાવશ-લોભાન્ધજનો હિત કે અહિત કંઇ જોઇ શકતા નથી, તેને તો સંતોષરૂપી અંજનના યોગે સુબુદ્ધિવંત થયેલા જીવો જ જોઇ-સમજી શકે છે.

૨૪૧. સંતોષરૂપી શ્રેષ્ઠ સત્ય રત્નને મેળવીને, મોક્ષના ઉત્તમ માર્ગમાં વર્તનારા વિચક્ષણ વિવેકીજનો સદા ય સુખી છે.

૨૪૨. તૃષ્ણારૂપી અગ્નિ જેમનામાં પ્રદીપ્ત છે તેમને સાચું સુખ ક્યાંથી હોય ? ધનસંચય કરવામાં જે રક્ત છે તેમને સદા દુઃખનાં દર્શન થાય છે.

૨૪૩. સંતોષી સદા સુખી અને અસંતોષી અત્યન્ત દુઃખી રહે છે, એ રીતે ઉભયનું અંતર જાણી સુખના અર્થીજનોએ સંતોષમાં પ્રીતિ રાખવી.

૨૪૪. હે સન્મતિવંત! ધન–આશાને દૂર કરી સંતોષનું સેવન કર, જેથી કરીને નિશ્ચે તારે અપાર સંસારમાં પરિભ્રમણ કરવું પડશે નહીં.

૨૪૫. જે કોઈ અન્યની આશા રાખતો નથી એવો સંતોષી આત્મા જ સ્વતંત્ર–સુખી છે. મોટાની આશા–પ્રાર્થના કરવી તે ભારે દુઃખ–દારિદ્ર્યનું કારણ છે.

૨૪૬. તૃષ્ણા–અગ્નિથી સંતાપિત હૃદય અત્યન્ત બળ્યા કરે છે, તે સંતોષ–જળ વગર શાન્ત કરી શકાતું નથી, સંતોષ–જળવડે હૃદય શાન્ત બને છે.

૨૪૭. સંતોષ–અમૃતનું પાન કરીને જેમણે નિર્મમત્વ હૃદયને વાસિત કર્યું છે તેમનું માનસિક દુઃખ, દુર્જનની મિત્રતાની પેઠે દૂર થાય છે.

૨૪૮. તૃષ્ણાના દાહને શમાવનારું સંતોષ–અમૃત જેમણે પીધું છે તેમણે પરમ શાન્તિરૂપ અક્ષય અનંત સુખપ્રાપ્તિનું કારણ સારી રીતે ઉપાર્જન કર્યું છે.

૨૪૯. નિર્ગ્રંથ સાધુઓ તૃષ્ણાનો નાશ કરવા સંતોષને, અથવા સુખ–શાન્તિ માટે સંયમને અને તપ, જપની વૃદ્ધિ માટે જ્ઞાનને સેવ્યા કરે છે.

૨૫૦. જ્ઞાન–દર્શન સંયુક્ત એક મારો આત્મા જ શાશ્વત પદાર્થ છે, બાકીના બધા મને કર્મસંયોગે મળીને વિનાશ પામતા બાહ્ય ભાવો છે.

૨૫૧. એવા બાહ્ય સંયોગેને કારણે જીવ વિવિધ પ્રકારનાં

દુઃખ પામતો રહે છે, તે માટે બાહ્ય પદાર્થનો સંયોગ-સંબંધ સર્વથા તજી દેવો જોઈએ.

૨૫૨. સર્વજ્ઞોએ પૂર્વે જે જીવાદિક ભાવો અને તેમની વિપરીત-વિરુદ્ધ ક્રિયા ( સ્વભાવ ને વિભાવરૂપે ) ભાખેલ છે તેમાં શંકા કરવી નકામી છે.

૨૫૩. જેમ જેમ જીવ વિપરીત બુદ્ધિથી જડ વસ્તુઓમાં મમત્વ કરે છે તેમ તેમ તેને ચારે તરફથી મમત્વવશ કર્મોનો બંધ થવા પામે છે.

૨૫૪. અજ્ઞાનથી આચ્છાદિત થયેલા ને રાગદ્વેષને વશ બનેલા, અનેક પાપ-આરંભમાં પ્રવર્તેલા આત્માઓનું હિત ભય પામેલાની જેમ દૂર નાસે છે.

૨૫૫. પરિગ્રહ-મમતાના પ્રતિબંધથી રાગ અને દ્વેષ પેદા થાય છે અને રાગદ્વેષ એ જ ભવભ્રમણ કરાવનાર કર્મોનો નિકાચિત બંધ કરાવે છે.

૨૫૬. ધ્યાનરૂપ અગ્નિને પ્રદીપ્ત કરી, તેમાં સર્વ પ્રતિબંધરૂપ પશુઓને હોમી પછી કર્મરૂપી ઇન્ધનને જ ક્ષેપવામાં આવે, તો આવા પ્રકારનો ભાવયજ્ઞ બહુ ઉત્તમ ફળદાયક થઈ શકે.

૨૫૭. હજારોગમે રાજસૂય યજ્ઞો અને સેંકડોગમે અશ્વમેધ યજ્ઞો ઉપરોક્ત ભાવયજ્ઞને અનંતમે ભાગે પણ આવી શકતા નહીં.

૨૫૮. જે પ્રજ્ઞા શાંત-સમભાવે પરિણમે તે સાચી-સફળા જાણવી, બાકીની તો અન્ય વ્યવસાયપરાહતા સમી કર્મ ઉપાર્જન કરાવનારી હોવાથી નિષ્ફળા કહી છે.

૨૫૯–૨૬૦. ત્યાજ્ય તેમજ ગ્રહણ યોગ્ય તત્ત્વને જાણનારી તથા શાંત ભાવમાં રક્ત રહેતી સુખકારી પ્રજ્ઞારૂપી સ્ત્રીને આત્માર્થી પુરુષે સદા ય સેવવી તેમ જ સર્વ ઇચ્છિત ફળને સારી રીતે આપનારી દયારૂપી સ્ત્રીને પણ સેવવી, કેમકે એ સેવી સતી શીઘ્ર ચિત્તને કરુણાર્દ્ર–દયાભીનું કરે છે.

૨૬૧. હૃદયને આનંદકારી એવી મૈત્રીરૂપી સ્ત્રીને પણ સદા ય સેવવી કે જે સેવારસિક ચિત્તને દ્વેષાદિક દોષ રહિત–શાંત–અવિકારી બનાવે છે.

૨૬૨. જે પવિત્ર ચિત્ત સર્વ પ્રાણી પ્રત્યે શુદ્ધ પ્રેમ રાખે છે, સર્વનું હિત–ચિંતવનરૂપ મૈત્રીભાવ વધારે છે તે બાહ્ય અંતર શત્રુવર્ગને જીતે છે.

૨૬૩. દેશના–વ્યાખ્યાન દેવામાં કુશળ એવો જે મહાત્મા અન્ય જીવોને શાંતિના માર્ગે દોરે છે તે નિકટભવી–અલ્પસંસારી મહાશયને સદા કર્મનિર્જરા થવા પામે છે.

૨૬૪. જેમને આત્મશાંતિ થઈ નથી તેઓ સચ્છાસ્ત્રમાં અત્યન્ત કુશળ હોવા છતાં કામાર્થી ને વિષયવિકારથી ભરેલા નરરૂપે પશુ સરખા જ છે.

૨૬૫. કર્મનો ક્ષય કરવામાં ચિત્ત, મોહશત્રુનો નાશ કરવામાં પ્રીતિ અને ક્રોધાદિક કષાયો ઉપર અભાવ–તિરસ્કાર યોગ્ય જીવને જ પ્રાપ્ત થાય છે.

૨૬૬. નરક અને તિર્યંચગતિમાં નિરંતર ભ્રમણ કરતાં છતાં પણ પાપાનુબંધી પાપી જીવને આત્મશાંતિ થતી જ નથી એ આશ્ચર્યકારી છે.

૨૬૭. મનને પ્રમોદ ઉપજાવનારી અને સુખશાંતિ આપનારી ક્ષમા નામની કુળવંતી કન્યા સાથે લગ્ન કરી, હે ભદ્ર ! તારે તેને સદાય સેવ્યા કરવી.

૨૬૮. ક્ષમા આદરવાથી પૂર્વસંચિત દુઃખદાયક કર્મ ક્ષીણ થઇ જાય છે અને ચિત્ત ભય તથા કષાય વગરનું, શુદ્ધ-અવિકારી બને છે.

૨૬૯. સુમતિ, સહિષ્ણુતા, મૈત્રી, સમતા, કરુણા અને ક્ષમા એ સર્વને મોક્ષપર્યન્તના સુખને દેનારાં જાણી તેને શ્રદ્ધાપૂર્વક યથાર્થ ભાવે સેવવા.

૨૭૦. જો આત્માનું હિત ઇચ્છતો હો તો ભયંકર ભવ-ભ્રમણથી ભય પામ, જિનશાસન ઉપર પ્રીતિ રાખ અને પૂર્વકૃત પાપનો પસ્તાવો કરી તેથી વિરમ.

૨૭૧. નીચ સંગતિ તજવી અને અનેક અવગુણને ઉત્પન્ન કરનારો નબળો સંગ તો સદા તજવો; કેમકે એથી સદ્‌ગુણી માણસ પણ થોડા વખતમાં જ હલકો પડી જાય છે.

૨૭૨. સર્વકાળે સુખદાયક એવો સત્સંગ જ શાણા જનોએ કરવો, કેમકે એથી જ ગમે એવો ગુણહીન માણસ પણ ઉન્નતિને પામી શકે છે.

૨૭૩. દુર્જનની સંગતિથી સારા સજ્જનોનું આચરણ મલિન થવા પામે છે. જુઓ, રાહુના પડછાયાથી સૂર્યનો પણ પરાજય થવા પામે છે.

૨૭૪. જ્ઞાની પુરુષોએ રાગાદિક મહાદોષોને દુર્જન સમા

દુઃખદાયક કહ્યા છે, તેથી તત્ત્વના જાણકારોએ તેમનો સંગ સદા ય તજવા યોગ્ય છે.

૨૭૫. જગતમાં સદ્‌ગુણો સારી રીતે પૂજાય છે, તેથી ગુણો જ કલ્યાણકારી છે. આ લોકમાં મોટા પણ ગુણહીન હોય તો તે નીચ–પાપીમાં લેખાય છે.

૨૭૬. કુળહીન–નીચ કુળનો માણસ પણ સદ્‌ગુણોવડે ગુરુપદ પામે છે, અને સારા કુળમાં ઉત્પન્ન થયા છતાં નિર્ગુણી હોય તે તત્કાળ લઘુતા પામે છે.

૨૭૭. ચારિત્રશીલ–સદાચરણી પુરુષ ઇન્દ્રપ્રમુખ દેવોવડે પૂજાય છે અને દુરાચારી હોય તે તો આ લોકમાં પુત્રોવડે પણ નિંદાય છે–તિરસ્કાર પામે છે.

૨૭૮. ચારિત્રધર્મ અંગીકાર કરીને પાછા જે ચારિત્રભ્રષ્ટ થયા તેમણે શાસનસામ્રાજ્ય તજી, ગુલામગીરી આદરી જાણવી.

## શીલ–બ્રહ્મવ્રતનો મહિમા.

૨૭૯. બ્રહ્મવ્રતધારી–શીલવ્રત પાળવામાં સુદૃઢ સજ્જનો આ લોકમાં અને પરલોકમાં દેવ-મનુષ્યોને વિષે સદા ય સત્કાર પામે છે.

૨૮૦. તત્ત્વ–સાધન સહિત શીલવ્રતને સાચવવામાં સાવધાન રહેતા ઉત્સાહી સજ્જનો મહાભયંકર આપદા–ઉપસર્ગોને પણ તરી જાય છે.

૨૮૧. શીલ–સંયમધારી સજ્જનોનું મૃત્યુ અખંડ શીલ પાળતાં લઘુવયમાં થાય તે સારું, પણ ઉત્તમ શીલથી ચૂકી ગયેલાનું ગમે તેટલું લાંબું જીવિત સારું નહીં.

૨૮૨. શીલવ્રતને અખંડ સાચવી રાખનારને શત્રુના ઘરે ભિક્ષા માગવી પડે તે સારું, પરંતુ ઉત્તમ શીલનો ભંગ કરીને રાજ્ય ભોગવવાનું મળે તેવું જીવિત સારું નહીં.

૨૮૩. નિર્ધન પણ શીલ–સંયમથી અલંકૃત હોય તો તે દુનિયામાં સર્વત્ર પૂજવા યોગ્ય બને છે અને શીલ–સદ્ગુણહીન ગમે તેટલો પૈસાપાત્ર હોય તો પણ તે પોતાના સ્વજન–કુટુંબમાં પણ પૂજાપાત્ર થતો નથી.

૨૮૪. શીલ–સાહ્યબી સહિત આખી જિંદગી સુધી નિર્ધનપણું રહે તો પણ સારું, પરંતુ શીલ–સંપદાહીનને કદાચ ચક્રવર્તીની ઋદ્ધિ મળે તે સારી નહીં.

૨૮૫. ધનહીન–નિર્ધન છતાં પણ સચ્ચારિત્રવાન મોક્ષનો અધિકારી–સ્વામી બને છે અને ચક્રવર્તી રાજા પણ શીલહીન છતો અનેક આપદા પામે છે.

૨૮૬. જે સુનિર્મળ શીલ પાળે છે તેવા સુસંયમી સાધુજનોને સુખે રાત્રિ વ્યતીત થાય છે, પરંતુ સતશીલ પાલન રહિત–દુર્ભાગી જીવોને તો દિવસ પણ સુખકારી થતો નથી.

૨૮૭. ક્રોધના કટુક વિપાક–મોહ–અજ્ઞાનવશ અંધ બની પાપી જીવોએ પેદા કરેલો કોપ–અગ્નિ તત્કાળ દેહને બાળે છે અને તે વધતો છતો ચિરસંચિત ધર્મધનનો પણ નાશ કરે છે.

૨૮૮. ક્રોધવડે ભવભ્રમણ વધારનારું તીવ્ર નિકાચિત કર્મ વૃદ્ધિ પામે છે અને મહામહેનતે એકઠું કરેલું તપરૂપી ધન એકી સાથે નાશ પામે છે.

૨૮૯. અત્યંત દુષ્ટ મનવડે જે પાપકર્મ પૂર્વે એકઠું કરી રાખ્યું હોય તે, તેનું કટુક ફળ દેવાને તૈયાર થયેલ હોય ત્યારે બીજા અનેરા ઉપર કોણ ક્રોધ કરે? વિવેકવાન હોય તે તો બીજા કોઇ ઉપર નકામો કોપ ન જ કરે. ( પોતાના કર્મ પર કોપ કરે. )

૨૯૦. દ્રવ્ય–ઋણ છેદાતાં–દૂર થતાં જેમ ચિત્તને સંતોષ થાય છે તેમ કર્મ–ઋણ દૂર થતાં આત્માને અક્ષયસુખરૂપ મોક્ષ પ્રાપ્ત કેમ ન થાય?

૨૯૧. જે સ્વહિત કર્તવ્ય તજી દઇ, પરના પાપ–મળને યત્નથી હરે છે–પખાળીને સાફ કરે છે તેવા પરોપકારી ઉપર જો હું ક્ષમા ન કરું તો પછી મારા કરતાં બીજો કૃતઘ્ન કોણ હોઈ શકે?

૨૯૨. સુવિવેકરૂપ કળાના બળથી જે વિરોધીજનોને પણ વશ કરી લે છે તે ખરો શૂરવીર અને ખરો પંડિત છે. ( વિવેક બધી કળાને જીતી લે છે. )

૨૯૩. વિવાદ–વાદવિવાદ મનુષ્યોના ધર્મ, અર્થ અને કામનો નાશ કરે છે અને વેરવિરોધ ઉપજાવી નિત્ય પાપકર્મનો બંધ કરાવનાર બને છે, તેથી તે ત્યાજ્ય છે.

૨૯૪. જે સદા ક્ષમાગુણને ધારણ કરે છે તે મનુષ્યો ધન્ય–કૃત્યપુન્ય છે. શઠ ને લોભીજનોવડે ઠગાયા છતાં તેઓ વિવાદ નથી જ કરતા.

૨૯૫. મોટા મોટા દ્રવ્યવાનો પણ વાદ–વિવાદ કરતાં કોર્ટે ચઢી નાશ પામ્યા છે, તેથી અર્થને જતો કરવો સારો પણ ખળ લોકો સાથે વિવાદ કરવો સારો નહીં.

## અહંકારને ટાળવો.

૨૯૬. ખરેખર અહંકાર લોકોના વિનાશ માટે થાય છે પણ વૃદ્ધિ માટે થતો નથી. જેમ વિનાશકાળે–બુઝાવા વખતે દીપકની શિખા ઉજ્જવળ–ઉન્નત થયા પછી તરતમાં દીપક બુઝાઈ જાય છે તેમ.

૨૯૭. નીચી–હલકી યોનિઓ મધ્યે લાંબા વખત સુધી અનેક વાર પરિભ્રમણ કરીને એક વાર ઉચ્ચગોત્ર પામ્યો છતો કોણ સમજુ અહંકાર કરે ?

૨૯૮. રાગ અને દ્વેષ એ બન્ને મોક્ષમાર્ગના લૂંટારા–મહાશત્રુ જેવા છે, કેમકે તે બન્ને જ્ઞાન, ધ્યાન અને તપરૂપી ચિરસંચિત અમૂલ્ય રત્નો હરી જાય છે.

૨૯૯. સમ્યક્ત્વ ધર્મની પ્રાપ્તિ સુદુર્લભ છે, ચિરકાળ સુધી ચોરાશી લાખ જીવાયોનિવડે વ્યાપ્ત એવા સંસારમાં ભમતાં ભમતાં જીવને જિનશાસનમાં સુદુર્લભ સમકિત લાધે છે.

૩૦૦. સંસારનો ઉચ્છેદ કરનાર એવા તે સમ્યક્ત્વને પામી બુદ્ધિશાળી ભવ્ય આત્માએ એક નિમેષમાત્ર પણ પ્રમાદ (આત્મસાધનમાં આળસ) કરવો ઉચિત નથી.

૩૦૧. તેમ છતાં વિષયસુખના લાલચુ જે મૂઢજનો પ્રમાદ કરે છે તેમને નરક ને તિર્યંચના ભવોમાં ઘણાં લાંબા વખત સુધી ઉપજવું અને મરવું પડે છે.

૩૦૨. જેને પોતાનો આત્મા કે મનઇન્દ્રિયાદિક વશ નથી તેને બીજા જીવો વશ ક્યાંથી થાય ? બાકી આત્મસંયમી શાન્ત આત્માને તો ત્રિભુવન પણ વશવર્તી બને છે.

૩૦૩. સુખ–દુઃખનો વિવેક અને સ્વાધીન એવું જે સુખ છે તેને જ જ્ઞાની પુરુષો સુખ કહે છે અને જે સુખસાધન પરાધીન છે તે દુઃખરૂપ જ છે પણ સુખરૂપ નથી એમ માને છે.

૩૦૪. મોટા પરાક્રમી રાજાઓનું પણ પરાધીન સુખ કષ્ટરૂપ–દુઃખરૂપ છે. તેથી એનું સારી રીતે મનન કરી, સ્વાધીન એવા સ્વાભાવિક સુખને આદરવું.

૩૦૫. લોકમાં સ્વાધીનતાનું સુખ વખણાય છે, પરાધીનતા તો દુઃખરૂપ લેખાય છે, એ વાત સારી રીતે સમજનારા મનુષ્યો પરાધીન સુખમાં કેમ મસ્ત થાય છે ?

૩૦૬. નિઃસંગતાથી મોક્ષસહાયક ઉત્તમ સુખ પેદા થાય છે અને પરવસ્તુમાં મમત્વભાવથી તો સંસારભ્રમણના હેતુરૂપ દુઃખ જ પેદા થાય છે.

૩૦૭. પૂર્વે કરેલાં કર્મના ઉદયવડે પીડા પેદા થતાં જે શોક કરવો તે નિષ્ફળ છે.

૩૦૮. અજ્ઞાની જીવને માનસિક દુઃખ પીડે છે પણ જ્ઞાની–વિવેકીને પીડતું નથી. પવનના વેગથી આકડાનું રૂ ખેંચાઈ જાય છે, પણ મેરુનું શિખર કદાપિ ખેંચાતું કે હલતું નથી.

૩૦૯. જ્ઞાનપ્રાપ્તિનું શ્રેષ્ઠ ફળ સદ્વર્તન સેવવું એ છે. વિશાળ ઋદ્ધિ મેળવવી એ તેનું ફળ નથી, તેથી તો પાપકર્મ વધે છે ને સદ્વર્તનથી તે છૂટે છે.

૩૧૦. ભવવૈરાગ્ય અથવા મોક્ષાભિલાષ થવો એ શ્રુતજ્ઞાનનું પરમકાર્ય જ્ઞાનીઓએ કહેલ છે. તેનાથી જે ધન ઇચ્છે છે તે અમૃતથી ઝેરની ઈચ્છા રાખે છે.

૩૧૧. જ્ઞાન, ચારિત્ર અને કષાયશાન્તિરૂપ પરમ દુર્લભ ધન જેમને પ્રાપ્ત થયેલ છે તે મનુષ્યોને ખરા ધનવાળા ને બાકીના બધાને સદા નિર્ધન કહ્યા છે.

૩૧૨. પાપબંધન કરાવનારા વિષયભોગોવડે કોણ તૃપ્તિને પામેલ છે ? ચહાય તો તે દેવ હોય કે દેવેન્દ્ર હોય અથવા રાજા હોય કે ચક્રવર્તી હોય.

૩૧૩. આ આત્મા જ્યારે શાંતરસમાં ઠરી જાય છે ત્યારે તે પોતે જ મહાઉત્તમ તીર્થરૂપ છે અને જો એને શાંતરસ સાંપડતો જ નથી તો તેને બીજું તીર્થ નકામું છે.

૩૧૪. શીલવ્રતરૂપી જળમાં સ્નાન કરતાં આ જીવને જે શુદ્ધિ થવા પામે છે તેવી શુદ્ધિ પૃથ્વી ઉપર રહેલાં સર્વે તીર્થોમાં સ્નાન કરનારની થતી નથી.

૩૧૫. દયાનું પાલન કરવામાં તત્પર એવા જેઓ રાગાદિ દોષના ત્યાગરૂપ ભાવસ્નાન કરે છે તેમને ખરી નિર્મળતા પ્રાપ્ત થાય છે, પણ કેવળ જળવડે સ્નાન કરનારને તેવી નિર્મળતા થવા પામતી નથી.

૩૧૬. પવિત્ર જ્ઞાન–નીરવડે આત્માને સદા ય ભાવસ્નાન કરાવવું, જેથી જીવ જન્માંતરોમાં પણ નિર્મળતાને પામે.

૩૧૭. પિતાના વીર્ય અને માતાના રુધિરથી પેદા થતા સર્વ અશુચિમય દેહને વિષે રહીને જે જડમતિવાળા જીવો પવિત્ર થવાનું વાંચ્છે છે તેને નષ્ટ થયેલા જાણવા.

૩૧૮. સપ્તધાતુમય અશુદ્ધિવાળા આ ઔદારિક શરીરમાં પવિત્રપણાનું અભિમાન રાખે છે તે મનુષ્યો નહીં પણ પશુઓ છે.

૩૧૯. સત્ય વચનવડે વાણી શુદ્ધ થાય છે. જ્ઞાનવડે મન શુદ્ધ બને છે અને ગુરુસેવાવડે કાયા શુદ્ધ થાય છે: આ શુદ્ધિ સાચી અને કાયમી છે.

૩૨૦. સ્વર્ગ અને મોક્ષપ્રાપ્તિને લાયક એવા મનુષ્યપણાને વિષયસુખના લાલચુ મૂઢજનોએ ક્ષણિક સુખના અર્થે ગુમાવી દઈ તેને નરક અને તિર્યંચ ગતિને યોગ્ય બનાવી દીધું છે.

૩૨૧. સંપૂર્ણ સાધન–સામગ્રી પામ્યા છતાં જે વિષયરિપુના મહાસૈન્યને જીતી વશ કરવા ઉદ્યમ કરતો નથી, પુરુષાર્થ સેવતો નથી, તેનો માનવભવ–અવતાર નિષ્ફળ જાય છે.

૩૨૨. પ્રાણીઓના ચિત્તને આહ્લાદકારી અને મિથ્યાવાદી-જનોએ દૂર ટાળેલું એવું મધુર, પ્રિયકારી ને પ્રયોજનવાળું, અસત્યાદિ દૂષણ વગરનું, સત્ય–ધર્મયુક્ત વચન જ વદવું.

૩૨૩. પ્રિયવચનનો પ્રયોગ કરવાથી સર્વે જીવોને સંતોષ વળે છે તેથી તેવું વચન જ વદવું. પ્રિય વચન વદવામાં શા માટે દરિદ્રતા સેવવી જોઈએ ? કટુક વચન તો વદવું જ ન જોઈએ.

૩૨૪. વ્રત–નિયમ, શીલ, તપ, દાન, સંયમ અને અરિહંતદેવની પૂજા–ભક્તિ એ સર્વે દુઃખનો વિચ્છેદ કરવા નિમિત્તે જ આચરવાના કહેલાં છે, તેમાં જરા પણ સંદેહ નથી.

૩૨૫. પરદ્રવ્યને તૃણતુલ્ય, પરજીવને પોતાના પિતાતુલ્ય ને પરાઇ સ્ત્રીને પોતાની માતાતુલ્ય જે લેખે છે–સમજે છે તે પરમપદ–મોક્ષને પામે છે.

૩૨૬. સમ્યક્ત્વ, સમતાભાવ, નિઃસંગતા, સહનશીલતા–ખામોશ અને વિષયકષાયનો ત્યાગ એ બધાં કર્મ-નિર્જરાના કારણ છે.

૩૨૭. આ **સારસમુચ્ચય** નામનો ગ્રંથ ભોળાભાવે (બાળલીલાએ-બાળચેષ્ટાવડે) **કુળભદ્ર** સાધુએ ભવભ્રમણનો અંત કરવા નિમિત્તે રચ્યો છે.

૩૨૮. જે ભવ્યાત્માઓ ભક્તિભાવે આ ગ્રંથનું રહસ્ય શાન્તિથી વિચારી વિવેકથી વર્તશે તે ભવબીજનો નાશ કરી શાશ્વત સુખને શીઘ્ર પ્રાપ્ત કરી શકશે.

૩૨૯. આ સારસમુચ્ચય ગ્રંથ જે ભવ્યાત્માઓ શાન્તિથી ભણશે ગણશે તેઓ થોડા વખતમાં અવ્યાબાધ–મોક્ષસુખ પ્રાપ્ત કરશે.

૩૩૦. પરમ ઉત્તમ ધ્યાનયોગે વિઘ્નવિનાશના પરમ હેતુરૂપ અને મહાકલ્યાણસ્વરૂપી મોક્ષસંપદાની પ્રાપ્તિ કરવામાં પુષ્ટ કારણરૂપ બાળબ્રહ્મચારી એવા શ્રી અરિષ્ટનેમિ પ્રભુને નમસ્કાર હો!

**સ્વ૦ સન્મિત્ર શ્રી કર્પૂરવિજયજી મહારાજનું પ્રસ્તુત ગ્રંથના અનુવાદ સંબંધી આત્મનિવેદન.**

તથાવિધ બુદ્ધિ, શક્તિ કે ક્ષયોપશમ રહિત છતાં, ભક્તિ-ભાવે આ ગ્રંથરત્નનો અનુવાદ કરતાં, જે કંઇ અર્થસ્ખલના થવા પામી હોય તે સુધારી લઇ, રાજહંસની જેવી વિવેકદૃષ્ટિથી તેમાંથી સારતત્ત્વ ગ્રહણ કરી, સ્વજીવનમાં ઉતારી, નિજ માનવભવની સાર્થકતા કરી લેવા સજ્જનો પ્રયત્નશીલ થશે તો અનુવાદ કરવામાં ઉઠાવેલો મારો શ્રમ સાર્થક થયેલો લેખાશે. આવા ગ્રંથરત્ન ઉપર સવિસ્તર વ્યાખ્યા બને તો અધિક ઉપકારક થવા પામે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૫, પૃ. ૩૪૬–૩૭૬
પુ.૪૬ પૃ. ૨૪,૯૩,૧૭૧,૧૯૦]

# શ્રી કર્પૂરવિજયજી લેખસંગ્રહ ભાગ ત્રીજાના વિષયોની અકારાદિ અનુક્રમણિકા.

## ધર્મોપદેશાત્મક લેખસંગ્રહ.

પૃષ્ઠ

## નૈતિક લેખસંગ્રહ.



## સામાજિક લેખસંગ્રહ.

## શ્રી કર્પૂરવિજયજી લેખસંગ્રહ ભાગ ૧ લા માટે આવેલા પ્રસિદ્ધ પત્રોના અભિપ્રાયો.

**શ્રી જૈનધર્મ પ્રકાશ** (ભાવનગર) પુ. ૫૫, અંક ૮, કાર્તિક. પૃષ્ઠ ૨૯૬.

**સદ્‌ગુણાનુરાગી શ્રી કર્પૂરવિજયજી લેખસંગ્રહ ભાગ ૧ લો.** પ્રકાશક–શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિ, મુંબઈ–આ બુકમાં "શ્રી જૈનધર્મ પ્રકાશ"માં ૨૫–૩૦ વર્ષ અગાઉ પ્રગટ થયેલા ૧૧૨ લેખોનો સંગ્રહ છે. તેની અનુક્રમણિકા બે પ્રકારની પ્રારંભમાં ને પ્રાંતભાગમાં આપેલી છે. તમામ લેખો ખાસ ઉપદેશક છે. મજકુર સમિતિના પ્રયાસરૂપ વૃક્ષનું આ પ્રથમ ફળ છે. **પંન્યાસજી પ્રીતિવિજયજી**ની પ્રેરણાથી આ કાર્યની ઉત્પત્તિ થઈ છે. પ્રારંભમાં લેખકનો અને પ્રેરકનો ફોટો આપેલ છે, તેમ જ ઉપોદ્‌ઘાત, આમુખ વિગેરે આપેલ છે. સુમારે ક્રાઉન ૧૬ પેજી ૩૫૦ પૃષ્ઠની પાકી બાંધેલી બુકની કિંમત માત્ર પાંચ આના જ રાખી છે. કપડાના પૂંઠાવાળીના ૭ આના રાખ્યા છે. પ્રાપ્તિસ્થાન–મુંબઈ–ગોપાળભુવન, પ્રીન્સેસ સ્ટ્રીટ–મંત્રી નરોત્તમદાસ ભગવાનદાસ. ( અમારી સભામાંથી પણ મળશે ).

---

**શ્રી આત્માનંદ પ્રકાશ** (ભાવનગર) સં. ૧૯૯૬, પોષ, પૃષ્ઠ ૧૭૪.

**સદ્‌ગુણાનુરાગી શ્રી કર્પૂરવિજયજી લેખસંગ્રહ ભાગ ૧ લો.**

પ્રકાશકઃ–શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિ, મુંબઈ.

પૂજ્યપાદ પંન્યાસજી મહારાજ શ્રી **પ્રીતિવિજયજી** મહારાજશ્રીની પ્રેરણાથી સ્થપાયેલ શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિ તરફથી પ્રકાશિત થયેલ શ્રી કર્પૂરવિજયજી મહારાજનો લેખસંગ્રહ ભા. ૧ લો–એ નામના આ ગ્રંથમાં સરલ અને મનનીય લેખોનો સંગ્રહ છે. જુદાં જુદાં

માસિકો, વર્તમાન પેપરોમાં છપાયેલ સ્વર્ગસ્થશ્રીના લેખોનો આ ગ્રંથમાં સંગ્રહ છે. આ ઉત્તમ ગ્રંથની કિંમત મુદ્દલથી પણ અર્ધી રાખવામાં આવેલી છે કાચું પૂંઠું પાંચ આના, પાકું પૂંઠું છ આના.

પ્રાપ્તિસ્થાન—શ્રી જૈન આત્માનંદ સભા, ભાવનગર.

---

**જૈન બંધુ** ( મુંબઇ ) તા. ૩૦–૧૨–૩૯.

**" શ્રી કર્પૂરવિજયજી લેખસંગ્રહ " ભાગ ૧ લો.** મૂલ્ય પાંચ આના.

**પ્રકાશક–શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિ–મુંબઈ.**

અનુયોગાચાર્ય પંન્યાસજી શ્રી પ્રીતિવિજયજી મહારાજના મુંબઈના ચાતુર્માસ દરમિયાન જે કાંઇ સમાજ અને ધર્મહિતના નાનાં–મોટાં કાર્યો થયાં છે તેમાં શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિની સ્થાપનાને પણ એક લેખાવી શકાય. સદ્ગુણાનુરાગી સન્મિત્ર શ્રી કર્પૂરવિજયજી મહારાજની વિદ્વત્તા, સાદાઇ અને ત્યાગથી જૈનસમાજ પરિચિત છે. તેઓશ્રીએ જૈનસમાજને તેમના લેખો અને વાણીદ્વારા ખૂબ મનન કરવા યોગ્ય ખોરાક પૂરો પાડ્યો છે. અને તેઓશ્રી દેવગત થતાં તેઓની યાદીરૂપ તેમના લેખોને જનસમાજના કલ્યાણાર્થે પ્રસિદ્ધ કરવા અતિ ઉપયોગી હોઇ સદર કાર્ય સ્તુત્ય છે. પુસ્તકમાં શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ જેવા જાણીતા લેખકદ્વારા લખાયેલ ઉપોદ્ઘાત પછી તે જ પુસ્તકમાં સાથે સાથે ' આમુખ ' કોઇ બીજા તરફથી લખાયેલ પ્રગટ થાય તે અજુગતું ગણાય. આ કરતાં જો શાંતમૂર્તિ શ્રી કર્પૂરવિજયજી મહારાજનું સળંગ જીવનચરિત્ર જનતા આગળ આ પુષ્પમાં જ ધરવાનું યોગ્ય ધારવામાં આવ્યું હોત તો તે વધુ ઇચ્છનીય અને પુસ્તકની ઉપયોગિતામાં ઉમેરો કરનાર થઇ પડત.

---

**ગુજરાતી** ( સાપ્તાહિક ) (મુંબઇ) તા. ૧૦-૧૨-૩૯.

**લેખસંગ્રહ ભાગ ૧ લો**—રચયિતા—મુનિશ્રી કર્પૂરવિજયજી; પ્રકાશકઃ-શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિ, ગોપાળભુવન, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ. કિં. ૦-૬-૦. પૃષ્ઠ ૩૨૦; પાકું પૂંઠું.

પ્રશાંતમૂર્ત્તિ સદ્દગુણાનુરાગી ચોથા આરાના નમૂનારૂપી સર્વસંગ-પરિત્યાગી મુનિ મહાત્મા શ્રી કર્પૂરવિજયજી મહારાજને પૂરા ભક્તિભાવથી આજે પણ સકલ સંઘ યાદ કરે છે. જૈનસમાજમાં આ મહાપુરુષ અજોડ વ્યક્તિ હતા. અધ્યાત્મમાર્ગાનુસારી મહાપુરુષ શ્રી આનંદઘનજી મહારાજનાં પરમપવિત્ર તત્ત્વો આ મહાપુરુષમાં હતાં. એમણે " શ્રી જૈન ધર્મપ્રકાશ " વગેરેમાં તદ્દન સહેલી ભાષામાં અત્યંત ઉપકારક લેખો લખીને જૈનશાસનની અપૂર્વ સેવા બજાવી હતી. આવા શાસનહિતકારી લેખોનો સંગ્રહ થવાની ઘણી જરૂર હતી.

આ સંગ્રહમાં નૈતિક લેખો, ધર્મોપદેશાત્મક લેખો, સામાજિક લેખો, જૈનોપયોગી લેખો, પ્રશ્નોત્તરો અને સંવાદોનો સમાવેશ કરેલો છે. ઉપોદ્ઘાત શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ, સોલિસીટરે બહુ જ અભ્યાસપૂર્ણ લખેલ છે. ' આમુખ ' શ્રી મોહનલાલ દીપચંદ ચોકસીએ ભારે ચોક્કસાઇથી લખ્યો છે. આ ગ્રંથના પ્રસિદ્ધિકાર્યમાં દાનવીર શેઠ રા. સા. કાંતિલાલ ઇશ્વરલાલ, જે. પી., વગેરેએ ઉદારતાપૂર્વક નાણાં આપેલાં છે. આ પ્રકાશનમાં ગોડીજી મહારાજના ઉપાશ્રયે ચોમાસું રહીને શ્રી ભગવતી સૂત્રનું વાંચન કરી રહેલ અનુયોગાચાર્યદેવ શ્રી પ્રીતિવિજયજી મહારાજે પોતાની લાગવગનો સદુપયોગ કરીને ઘણો મોટો ફાળો આપેલો-અપાવેલો છે, એથી એમનો ફોટો તથા જીવનચરિત્ર આપેલાં છે, તે ઘણું જ વ્યાજબી છે. સારા કાગળો, સુંદર ટાઇપ અને પાકી બાંધણી છતાં કિંમત માત્ર ૭ આના જ રાખી છે, એથી સામાન્ય માણસો પણ આવા ઉત્તમ પ્રતિના લેખોમાંથી પવિત્ર ભાવનાભરી પ્રેરણા મેળવી શકશે.

---

**સુંબઇ સમાચાર** (સાપ્તાહિક) (મુંબઇ) તા. ૭-૧-૪૦.

**લેખસંગ્રહ, ભાગ પહેલો.**

પ્રકાશકઃ શ્રી૦ નરોત્તમદાસ ભગવાનદાસ શાહ.

મંત્રીઃ શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિ, ગોપાળ ભુવનઃ પ્રિન્સેસ સ્ટ્રીટઃ મુંબઇ. કિંમત. રૂા. ૦-૬-૦

જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક સંપ્રદાયમાં સાધુતાનાં ગુણોથી અત્યંત પ્રખ્યાતિ પામેલા સ્વર્ગસ્થ પ્રશાંતમૂર્ત્તિ સન્મિત્ર શ્રી કર્પૂરવિજયજી મહારાજના સ્મરણ તરીકે એમનાં ઉપયોગી લેખોનો પ્રસ્તુત પુસ્તકમાં સંચય કરવામાં આવ્યો છે. શરૂઆતમાં સન્મિત્ર મુનિ 'શ્રી કર્પૂરવિજયજી મહારાજનો ત્યાગ-વૈરાગ્યની ભાવના પોષતો ફોટો આપેલો છે. આ પુસ્તકનો ' ઉપોદ્ઘાત ' જાણીતા જૈન વિદ્વાન શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ, સોલિસીટરે લખેલો છે અને શ્રી૦ મોહનલાલ દીપચંદ ચોકસીએ ' આમુખ ' લખ્યું છે. આ ગ્રંથમાં જુદી જુદી એકસો તેર વાનીઓ પીરસવામાં છે. ગ્રંથનો પ્રારંભ ક્ષમાપના અથવા ખામણાથી થાય છે. " ખમીએ ને ખમાવીએ સાહેલડી રે, એ જિનશાસન રીત તો " " નમે તે પ્રભુને ગમે ", " સજ્જન અને દુર્જનનો પટાંતર ", " સર્વ-દાનમાં અભયદાન શ્રેષ્ઠ ", " હિતશિક્ષા ", " શાસ્ત્રબોધ ", " ઉપયોગી આભરણ ", " શ્રાવકને યોગ્ય કરણી ", " સાધુ જનોના મુખમાં કેવાં વચનો શોભે ? ", " મોક્ષોપાય ", " આણાજુત્તો સંઘો-ભગવાનની આજ્ઞાયુક્ત સંઘ છે ", " વિનય એ જ વશીકરણ છે પણ મંત્ર તંત્ર તો કેવળ આળપંપાળ છે ", " અરસપરસ સહાનુભૂતિ દાખવવાની અનિવાર્ય જરૂર ", " સાચા સાધુને પાળવા યોગ્ય બ્રહ્મચર્યની નવ વાડ " અને કેટલાક ઉપયોગી સંવાદોનો આમાં સમાવેશ કરવામાં આવ્યો છે. આ સવાત્રણશેં પાનાં પર છપાયેલો અને પાકા પૂંઠાથી બંધાવેલો ગ્રંથ જૈન બંધુઓને વિશેષ કરીને માર્ગદર્શક થઇ પડશે. શાંતજીવન

ગાળવાની ઇચ્છા ધરાવનાર શ્રાવક, શ્રાવિકાના સંઘને આમાંથી ઘણું ઘણું જાણવાનું અને જીવનમાં ઉતારવાનું મળી આવશે. એકંદરે આ પ્રયાસ સફળ થયો છે તેથી સમિતિના લાગતાવળગતાઓને અને કાર્યવાહકોને અભિનંદન ઘટે છે.

---

## સાંજ વર્તમાન ( દૈનિક ) ( મુંબઇ )

### મુનિ મહારાજશ્રી કર્પૂરવિજયજી લેખ સંગ્રહ, ભાગ ૧ લો.

### પ્રકાશક–શ્રી કર્પૂરવિજયજી સ્મારકસમિતિ મુંબઇ

**મંત્રી:**–નરોત્તમદાસ ભગવાનદાસ શાહ, ગોપાળ ભુવન, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨. મૂલ્ય ૭ આના.

લગભગ ૬૮ વર્ષની ઉમરે મુનિરાજ શ્રી કર્પૂરવિજયજી મહારાજ આસો વદ ૮ સંવત ૧૯૯૩ ના દિવસે દેહમુક્ત થયા. એક વરસ બાદ મુંબઇમાં જૈન ભાઇઓની એક સભા મળી. પંન્યાસજી શ્રી પ્રીતિ-વિજયજીના પ્રમુખપણા નીચે એ સભામાં ઠરાવ થયો કે પૂજ્ય મુનિરાજ માટે એક સ્મારક ઊભું કરવું અને તેમણે લખેલા લેખોનો સંગ્રહ કરી તેને પુસ્તક આકારે બહાર પાડવા એક સમિતિ નીમવામાં આવી. ત્રણેક હજાર રૂપીયાનું ફંડ ઊભું કરવામાં આવ્યું અને તન, મન અને ધનથી મદદ કરનારાઓના સહકારથી ઉપલો ગ્રંથ આજે પ્રગટ થયો છે. શ્રી જૈનધર્મપ્રકાશ, શ્રી આત્માનંદપ્રકાશ, જૈન તેમ જ બીજાં પત્રોમાં આવેલા લેખોમાંથી યોગ્ય પસંદગી કરીને ૩૨૦ પાનાંનો આ ગ્રંથ તૈયાર કરવામાં આવ્યો છે.

રા. મોતીચંદ ગિરધરલાલ કાપડીઆએ "ઉપોદ્ઘાત" અને રા. મોહનલાલ દીપચંદ ચોકસીએ 'આમુખ' લખ્યા છે. ૧૧૨ લેખોનો તેમાં સમાવેશ કરવામાં આવ્યો છે. મહારાજશ્રીના પ્રશંસકોએ જો ઉદાર હાથ લંબાવ્યો ન હોત તો માત્ર ૭ આનાની કીમતમાં આવું પુસ્તક

વેચવાનું બની શકત જ નહીં. સ્ત્રીઓ અને બાળકો પણ સમજી શકે એવી સાદી ભાષામાં લેખો લખાયલા છે. નાના નાના નિબંધોમાં, સવાલ જવાબોમાં, સંવાદોમાં, ટૂંકા ટૂંકા બોધવચનોમાં ધાર્મિક કે સાંસારિક જીવન કેમ ગાળી શકાય તેને માટે મહારાજશ્રીએ અમૂલ્ય લેખો લખ્યા હતા, એ લેખો ક્ષણિક વાંચન માટે નહોતા. તેની ઉપયોગિતા અમર છે. જ્યારે જ્યારે પણ તે વાંચવામાં આવે ત્યારે ત્યારે તે વાંચન કિંમતી છે. જે હેતુથી ઉક્ત લેખોને ચિરંજીવ રાખવા પ્રયાસ થયા છે તે હેતુઓ પુસ્તકના વિશેષ પ્રચારથી જ થાય એ નિઃશંક છે. એ પ્રચાર કરવાનું કાર્ય પણ સમિતિ ઉઠાવી લેશે એમ આશા રાખું છું.

---

**ઊર્મિ.** ( માસિક ) માર્ચ ૧૯૪૦, પૃષ્ઠ ૯૫૯.

**શ્રી સદ્‌ગુણાનુરાગી કર્પૂરવિજયજી લેખસંગ્રહ.**

**પ્રકાશક**—મંત્રી, કર્પૂરવિજયજી સમિતિ, ગોપાળ ભુવન, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ નં. ૨

૩૨૦ પાનાંનાં આ લેખસંગ્રહની કિંમત માત્ર પાંચ જ આના તે પડતર કિંમત કરતાં અર્ધા કરતાં યે ઓછી છે. લેખોમાં આધુનિક રાષ્ટ્રીય વિચારો પણ ઝીલાયા છે. સદ્‌ગત મુનિશ્રી કર્પૂરવિજયજી સદ્‌ગુણપ્રેમી હતા, તેમના સદ્‌ગુણપ્રેરક લેખોમાંથી ગરીબ વાચકો પણ સદ્‌ગુણોને ઝીલે તે માટે કિંમત ઓછી રાખી છે.

---

**વીર ગર્જના.** ( સાપ્તાહિક ) પૂના, તા. ૧–૩–૪૦

## મુનિરાજ શ્રી કર્પૂરવિજયજી લેખ સંગ્રહ ભા. ૧ અને ૨

મુંબઇની શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિએ સદ્ગુણાનુરાગી સન્મિત્ર મુનિરાજ શ્રી કર્પૂરવિજયજી મહારાજ સાહેબના લેખોનો સંગ્રહ બે ભાગમાં પ્રસિદ્ધ કર્યો છે. કિંમત ફક્ત પાંચ, પાંચ આના જ છે અને દરેક ભાગ સવ્વા ત્રણસો પાનાનો છે. સ્વાધ્યાય માટે લેખો હંમેશને માટે ઉપયોગી નીવડે એવા છે. શાંતમૂર્તિ સ્વર્ગવાસી કર્પૂરવિજયજી મહારાજ સાહેબની વિચારધારાની બાબતમાં અમે તો શું લખી શકીએ ?

સ્વર્ગસ્થ મહારાજશ્રીએ જૈનસમાજની ધાર્મિક તેમજ સામાજિક ઉન્નત્તિ માટે જે પ્રયાસો જીવતા જીવતા કર્યા હતા તે જોતાં તેમના આ લેખો જૈનો વચ્ચે આવકારદાયક થઈ પડશે. તેમના જીવન-પરથી જણાય છે કે તેઓ એકલો ધાર્મિક બોધ કરી બેસી રહેવામાં માનતા નહોતા, પણ સામાજિક રીત–રિવાજ જે ખોટા હોય તે છોડાવવા માટે પણ આગ્રહી હતા. આ લેખોને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એમ જુદા જુદા વર્ગોમાં વહેંચી નાખવામાં આવ્યા છે. પરચુરણ લેખોમાં શુદ્ધ બ્રહ્મચર્યના લાભ અને પૈસા વિના શ્રીમંત કેમ થવાય અને એવા બીજા વિષય સમજાવવામાં આવ્યા છે.

આ પુસ્તકની કિંમત ૫ આના, કપડાંનાં પૂંઠાવાળા પુસ્તકની ૬ આના, નીચલે ઠેકાણેથી મળશે.

**શ્રી નરોત્તમદાસ ભગવાનદાસ શાહ**

મંત્રી, શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિ,

ગોપાળ ભુવન, પ્રિન્સેસ સ્ટ્રીટ, **મુંબઈ નં. ૨**

**મુંબઇ સમાચાર.** ( દૈનિક ), મુંબઇ, તા. ૯–૩–૪૦

સદ્દગુણાનુરાગી **શ્રી કર્પૂરવિજયજી લેખસંગ્રહ ભાગ ૧ લો.**

જૈન મુનિ મહારાજ **શ્રી કર્પૂરવિજયજી** મહારાજના **લેખોનો સંગ્રહ શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિ** તરફથી પ્રગટ થયો છે, તેમાં મહારાજશ્રીનાં **'શ્રી જૈનધર્મ પ્રકાશ'** માસિકમાં પ્રગટ થયેલા લેખો આપવામાં આવ્યા છે. આ લેખો જુદા જુદા વિષય પરત્વે હોવાથી જુદી જુદી દશા અને કક્ષાના વાચકોને તેમાંથી પોતાને અનુકૂળ માર્ગદર્શન મળી રહેશે. શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડીયાએ પુસ્તકના ઉપોદ્ઘાતમાં અને શ્રી૦ મોહનલાલ દીપચંદ ચોકસીએ આમુખમાં મહારાજશ્રીના ગુણ વર્ણવ્યા છે. તે જોતાં તેમનું સ્મારક જાળવવાનો અને સ્મારકરૂપે તેમના લેખો જનતા સમક્ષ રજૂ કરવાનો પ્રયત્ન સ્તુતિપાત્ર છે. શ્રી૦ નરોત્તમદાસ ભગવાનદાસ શાહ નિવૃત્તિ અવસ્થામાં પણ સ્મારક સમિતિના મંત્રી તરીકે સેવા બજાવી રહ્યા છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. લગભગ સવા ત્રણસો પાનાંનાં પાકાં પૂંઠાનાં આ પુસ્તકની કિંમત માત્ર છ આના છે. પુસ્તક નીચલે ઠેકાણેથી મળશેઃ–

**શ્રી૦ નરોત્તમદાસ ભગવાનદાસ શાહ.**

ગોપાળ ભુવન, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ નં. ૨.

---

**મુંબઇ સમાચાર.** ( દૈનિક ) મુંબઈ તા. ૯–૩–૪૦.

સદ્દગુણાનુરાગી **શ્રી કર્પૂરવિજયજી** લેખસંગ્રહ ભાગ ૨ જો.

જૈનો વચ્ચે સારી ખ્યાતિ પામેલા મુનિરાજ શ્રી કર્પૂરવિજયજીનું સ્મારક જાળવવાનો ઠરાવ થયા પછી સ્મારક ફંડમાંથી તેમના લેખોનો એક ભાગ પ્રગટ થયા પછી આ બીજો ભાગ પ્રગટ થયો છે, તેમાં તેમના વધુ લેખોનો સંગ્રહ આપવામાં આવ્યો છે.